॥ ॐ ॥

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा

वर्ष ३ जुं . पुस्तक ७ मुं

# રમાસુંદરી

પ્રયોજક:-

**મહાશંકર ઇં. જી દવે**

પ્રકાશક:-

**લાભશંકર જીવરાજ જોશી**

વ્યવસ્થાપક:-

**"સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા"**

ખાડીઆ, દેસાઇની પોળ,

**અમદાવાદ.**

સંવત ૧૯૮૦] [ઈ. સ. ૧૯૨૪

છૂટક મૂલ્ય ૨-૮-૦



મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ.
મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, બી. એ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

આવૃત્તિ ૧ લી ] ૧૧૫૦૩ [ પ્રત ૧૯૦૦

ગુજરાતના સોલ એજન્ટ
**ગુજરાત સાહિત્ય મંદિર**
રીચીરોડ અમદાવાદ.

મુંબઈના સોલ એજન્ટ
વર્ધમાન એન્ડ સન્સ
પાયધૂની ટ્રામ જંકશન
મુંબઈ નં. ૩.

# અર્પણ પત્રિકા



રાજ્યમાન રાજેશ્રી,

શેઠ માધવજી ધરમશી મોરારજી.

સુદામા બીલ્ડીંગ, મુંબઇ.

આપનો સાહિત્ય પ્રત્યેનો અપાર સ્નેહ, અને ઉદાર સ્વભાવ વગેરે શુભ ગુણોથી આકર્ષાઇ એક સ્મરણ તરીકે આપનું નામ આ નવલકથા સાથે જોડી આનંદિત થાઉં છું.

તે સાથે નિઃસ્વાર્થ વૃત્તિથી આ પુસ્તક આપના કરમાં સમર્પિત કરૂં છું. જગન્નિયંતા પાસે પ્રાર્થના કરૂં છું કે આપને દીર્ઘાયુ કરો, તેમજ આપની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરો.

અસ્તુ.

**ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા**
અક્ષયતૃતિયા
**અ મ દા વા દ.**



શુભાકાંક્ષી,
લાભશંકર જીવરાજ જોશી.

# નિવેદન

જગદાધારની કરુણાથી અમારી માળાનું ત્રીજા વર્ષનું પહેલું પુસ્તક વાચકવર્ગના કરમાં સમર્પિત કરવામાં આવે છે. તે સાથે અમે ઉમેદ રાખીએ છીએ કે અમારી માળાનાં દરેક પુસ્તકોની માફક આ પુસ્તક પણ સુમત્કાર પામશે.

પ્રસ્તુત પુસ્તક એક રસમય સાંસારિક નવલકથા છે. તેમાં ચાલુ જમાનાનો થોડો ઘણો ચિતાર આલેખવા પુરતો પ્રયાસ કરવામાં આવ્યો છે. સાંસારિક નવલકથા તરીકે અમારી માળાનું આ પ્રથમ પુસ્તક બહાર પડે છે. એટલે કદાચ કેટલીક રહેલી ખામીઓ દષ્ટિગોચર થાય તો તે માટે ક્ષમા ચાહીએ છીએ. યોગ્ય સૂચના થશે તો તેનો લાભ બીજી વખત લઇ શકાશે. તે સાથે વાચકવર્ગને પ્રિય થઇ પડશે તો દરેક વર્ષે આવાં એકાદ પુસ્તકની ચૂંટણી કરવા યત્ન કરીશું.

આ પછી અમારી ગ્રંથમાળાના ગ્રાહકોને ત્રીજા વર્ષનું બીજું પુસ્તક 'સિપાહીઓનો બળવો' ભા. ૨ જો જે હાલ છપાય છે તે જેમ બને તેમ જલ્દી આપવામા આવશે.

ચાલુ વર્ષમાં છાપખાનાનો બંદોબસ્ત થઇ ગયેલો હોવાથી નિયમિત પુસ્તકો બહાર પાડવા કોશિષ કરીશું. અમે આશા રાખીએ છીએ કે આ વર્ષની ચૂંટણી પરથી વાચકો પોતાનાં નામ ગ્રાહક તરીકે નોંધાવશે. એ જ વિનંતી.

અક્ષર તૃતીયા. } વિનીત,
બુધવાર } લાભશંકર જીવરાજ જોશી.

# પ્રસ્તાવના

હિંદુ સંસારમાં શાંતિદેવીનાં પધરામણાં દુર્લભ છે. જુદી જુદી અનેક પરિસ્થિતિઓમાં હિંદુઓએ પોતાના સમાજનું બંધારણ ઘડ્યું છે, પણ એ બંધારણના નિયમોને દૈવી ઠરાવવા જતાં એક કાળે સુંદર ગણાતા રિવાજો અત્યારે બંધનરૂપ નીવડ્યા છે. તે એટલે સુધી કે—રૂઢિ–બંધનો તોડનાર–અહિંદુ ગણાય છે. બંધનમાં સુખ નથી, શાંતિ નથી છતાં પણ સ્થિતિ રક્ષણશીલ હિંદુસમાજ એ બાબતમાં ડગલું પણ આગળ કે પાછળ હઠવા માગતો નથી પરિણામ પોતે ખડકેલી ચિતામાં પોતેજ બલિદાન આપી જગત આગળ આદર્શવાદી સમાજ તરીકે ગણાવાનો લોભ તેના હૃદયમાં ઉત્પન્ન થયો જણાય છે.

સ્ત્રીજાતિ પુરુષજાતિ કરતાં વધારે સંકુચિત દૃષ્ટિવાળી હોય છે. અજ્ઞાન સંકુચિત દૃષ્ટિને વધારનારૂં છે. જ્ઞાન એ દૃષ્ટિને ઘટાડનારૂં છે. પણ હિંદુ સમાજમાં સામાજિક હિતની નજરે કામ કરનારા પુરુષો પણ જવલ્લેજ નજરે પડે તો પછી સ્ત્રી તો ક્યાંથી જ હોય. તેમાં પણ હિંદુ સમાજના બંધારણનો મૂળ ઉદ્દેશજ સામાજિક હિત છે. આ મૂળ ઉદ્દેશને વિસરી જઈ મુક્તિ મેળવવા જનારની દશા મૃગજળ પીવા દોડાદોડ કરતાં મૃગો જેવી થાય તેમા કંઇ નવાઇ નથી.

અજ્ઞાનનું સામ્રાજ્ય પ્રસરેલું હોવાથી હિંદુસમાજ હૃદયની શાંતિ ગુમાવી બેઠો છે. પ્રસ્તુત પુસ્તકમાં આ દશાનું કંઇક ઝાંખું ચિત્ર આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. રમાસુંદરી આજકાલની સંકુચિત દૃષ્ટિવાળી નારીનો નમુનો છે, હરિપ્રસાદ ગૃહરાજ્યમાં પત્નીને

સર્વ સત્તા સોંપી દઈ સ્ત્રીપુરુષના શ્રમવિભાગના જુના સિદ્ધાંતને અનુસરનારો છે; બાઇનું દુ:ખ તેને દમે છે, પણ સાંસારિક પ્રશ્નોમાં છેવટનો ન્યાય ચુકવનાર રમાસુંદરી હોવાથી દર વખતે તેનાં ફરમાનોને આજ્ઞાંકિત પ્રજાની પેઠે માન આપે છે. આની દશા અત્યારે હિંદુસમાજનાં ઘણાંખરાં ગૃહરાજ્યોની છે. ગૃહમાં ગૃહિણીનાંજ રાજ્ય, પુરુષ કેવળ બહારથીજ મોટો ગણાય; છતાં ગૃહરાજ્ય ચલાવવામાં જોઇએ તેટલી આવડત ગૃહિણીમાં ન હોવાથી, તેમાં પણ અવિભક્ત કુટુંબમાં તો વિભક્ત કુટુંબને મુકાબલે વધારે કુનેહની જરૂર હોવાથી સેંકડો જગાએ આ સ્ત્રી–સ્વાધીનતાનો હક્ક વગોવાય છે; પરિણામે પુરુષને પોતાના કર્ત્તવ્યપ્રદેશ ઉપરાંત ગૃહરાજ્યમાં પણ માથું મારવું પડે છે, પણ એકી સાથે બે ઘોડે ચડનારની જેવી દશા થાય તેવી દશા તેની પણ થાય છે અને પરદેશી જનો આગળ જુલમી તરીકે વગોવાય છે. જો હિંદુસમાજની સ્ત્રીઓમાંથી સંકુચિત દૃષ્ટિ ટળે તો પછી બુદ્ધિમાન પુરુષને ગૃહવ્યવહારમાં માથું મારવાની ફુરસદ જ ક્યાં છે? ગૃહરાજ્યમાં પુરુષ તો મેમાન છે. તેનો કર્ત્તવ્ય પ્રદેશ છે ગૃહરાજ્યની બહાર. જેમ મેમાનને ગૃહરાજ્યમાં મચતા ટંટાફિસાદથી અણવાકેફ રાખવામાં આવે છે, તેમ પુરુષને પણ એવી બાબતમાં તકલીફ ન આપવામાં આવે તો ગૃહિણીના ગૃહિણીપણાપર કોણ તરાપ મારે તેમ છે?

ગૃહરાજ્યમાં પુરુષ નહિ પણ ગૃહિણીજ સુવ્યવસ્થા રાખી શકે, ગૃહિણી ઉદારદૃષ્ટિવાળી હોય તો સંસાર સુધરે ને ન હોય તો સંસાર બગડે. હરિપ્રસાદ અને રામપ્રસાદના સંસાર વચ્ચે કેવળ આ દૃષ્ટિભેદજ છે.

એ સિવાય જે વિધવાની અપૂર્વ સૃષ્ટિ રચી હિંદુસમાજે દુનિયામાં નામ કાઢ્યું છે, તેનાં દુ:ખોનું મૂળ પણ ગૃહરાજ્ય જ છે. જો

ગૃહિણી ઉદાર હોય તો વિધવાનાં દુ:ખોનો ઘણોખરો ભાગ આપો-આપ નષ્ટ થઇ જાય જ. પુરુષોને વિધવાનાં દુ:ખો તરફ નજર નાંખવા જેટલી ફુરસદ નથી, ગૃહદેવીઓને પોતાની દષ્ટિ વિશાળ કરવાની જરૂર જણાતી નથી પરિણામે વિધવાનો પ્રશ્ન દહાડે દહાડે વિકટ બનતો જાય છે. વિધવાનો પ્રશ્ન સ્ત્રીજાતિ જ ઉકેલી શકશે, પુરુષ-જાતિ તો હરગીજ નહિ જ.

આવા આવા કંઇક પ્રશ્નો ચર્ચવાનો આ નવલકથામાં પ્રયત્ન કર્યો છે. એક બંગાળી નવલકથાનું શોધિત વર્ધિત રૂપાંતર કરવામાં પ્રયોજન કેટલે દરજ્જે સફળ થયેલ છે તેની પરીક્ષા વાચકો વધારે સારી રીતે કરી શકશે.

રાજામેનાની પોળ, ખુશાલ વૈકુંઠની ખડકી
અમદાવાદ.
વૈશાખ સુદ ૧ સં. ૧૯૮૦

મણાશંકર ઇંદ્રજી દવે.

# અનુક્રમણિકા

ॐ तत्सत् परमात्मने नमः

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा

वर्ष २ जुं, पुस्तक ७ मुं.

# રમાસુંદરી

# રમાસુંદરી

## પ્રકરણ ૧ લું

### બાળકનાં અશ્રુ



"ભાભી, ખાવાનું થયું છે ?"

એક તેર વર્ષનો બાળક ફળિઆમાં ઉભો ઉભો ઘરમાં કામ કરતી પોતાની ભાભીને ધીમે સાદે પૂછવા લાગ્યો, પણ જવાબ ન મળ્યો. બાળકે બીજી વાર જરા મોટે અવાજે પૂછ્યું, "ભાભી, હજુ તો રાંધવાની તૈયારી પણ કરી લાગતી નથી, મારે તો નિશાળે જવાનો વખત થયો !"

આ વખતે ભાભીએ તેના સામી તિરસ્કારપૂર્ણ નજર ફેંકી ગર્જના કરી. "આવી રીતે ગધેડાની પેઠે ભૂંકે છે શું ? શું છોકરાનો

જીવ લેવા આવ્યો છે? આખી રાત તાવે તરફડી તરફડી મારો દીકરો અત્યારે માંડ સૂતો છે."

બાળકે લાંબો નિસાસો મૂક્યો. તેનું મોં સુકાઇ ગયું, બંને આંખોમાં આંસુ ઉભરાયાં, તેને વિચાર થયો કે ખરેખર મેં ધાંટા પાડયા છે? મારા કઠોર અવાજથી શું મારા માંદા ભત્રીજાની ઉંઘ ઉડી ગઇ છે? મેં ધાંટા તો પાડયા નથી. આવા વિચાર આવતાં તે પોતાનો ગુનેહગાર માની દિઙ્મૂઢ થઇ ઉભો.

દશ વાગવાનો વખત થયો હતો. નિશાળે જવાનો સમય થયો હતો, વધુ વાર થોભાય તેમ ન હોવાથી બાળકે પોતાની ભાભી તરફ જોઇ ફરીથી ધીમે અવાજે કહ્યું. "ભાભી, દસ વાગવા આવ્યા છે, હું શું ખાઇ નિશાળે જાઉં?

ભાભીશ્રી અત્યાર સુધી માંદા પુત્ર પાસે સુતાં હતાં, તે આ પ્રશ્ન સાંભળી છંછેડાએલી સાપણની માફક ગર્જના કરી બેઠાં થયાં. વિખરાએલા વાળ બે હાથવતી સંકોડતાં સંકોડતા મ્હોં લાલચોળ કરી જવાબ આપવા લાગ્યાં, "રાખ, ચુલામાંની રાખ ખા! ચુલામાં રાખનો તોટો નથી, તે ખાઇને મર. મારો રોયો રાક્ષસ, આખો દિવસ ખાઉં, ખાઉં કરી રહ્યો છે! તારૂં પેટ ન ભરાતું હોય તો મને ખા, લે આ બેઠી! બાપને તો જ-મનાંવેંત ખાધો, માને પણ ખાધી, ભાઇને પણ ખાધો હવે મને ખાઇ તારી ભૂખ મટાડ."

ભાભીના આ કઠોર શબ્દો, હાથમોંના અભિનય અને લાલ આંખના કુટિલ કટાક્ષો જોઇ બાળક તો બિચારો ડઘાઇ ગયો. નિશાળેનો વખત થવા આવ્યો છે, કેવળ ખાવાનું થયું છે કે નહિ એટલું પૂછવામાં એટલો બધો શો ગુનો ગણાયો હશે કે તે માટે આટલું

બધું સાંભળવું પડે છે! બાળકને આ અન્યાયી શબ્દો સાંભળી બહુ ગુસ્સો ચઢયો. તેને સામાં બે ચાર વચનો સંભળાવવાનું મન થયું પણ પોતાના ભાઇના મારની બીકથી સંયમ પાળવો પડયો. ગુસ્સાથી તેના હોઠો ફફડવા લાગ્યા, પણ મ્હોં બહાર એક શબ્દ પણ નીકળ્યો નહિ.

બાળકના હોઠો ધ્રુજતા જોઇ ભાભીએ વિચાર્યું કે છોકરો મને મનમાં ગાળો આપે છે. ભાભીનો મિજાજ હાથથી ગયો. તેણે મેઘગર્જના જેવા બુલંદ અવાજથી બોલવું શરૂ કર્યું: "હજુ ગાળો આપે છે! ઉભો રહે, આજ તો તારો મિજાજ ઉતાર્યા વિના રહેવાની નથી–આવવા દે તેને ઘેર, મારા રડયા!"

બાળકથી આ જૂઠો આરોપ સહન ન થયો. તે બોલી ઉઠયો,–"તમને કયારે ગાળો આપી! વાહ! તમે તો ભારે જૂઠાં લાગો છો!"

બાલકનાં વચને ભાભીના ક્રોધરૂપી અગ્નિમાં ધૃતાહુતી કરી. તે ઘર બહાર ફળિઆમાં આવી મોટા ઘાંટે બબડવા લાગી, "ઓ મા! ક્યાં જાઉં રે! માર્યા રડયાનું જોર તો જો! મને જૂઠી કહે છે! હાય, હાય, આ રડયો તો દિવસને રાત કરી નાખે એવો છે, મારા રડયા, તેં મને ગાળો નથી આપી?

બાળક—કયારે આપી?

ભાભી—અરે રડયા, જુઠું બોલે છે. હમણાંજ ગાળો આપે છે ને. તારા હોઠ ધ્રુજતા હતા ત્યારે શું તું મારાં સ્તોત્ર ગાતો હતો?

બાળક—હોઠ હાલે એટલે શું ગાળો દેવાતી હશે? હું ખરેખરૂં કહું છું કે મેં તમને એક પણ ગાળ આપી નથી.

ભાભી—ધૂળ પડી તારાં ખરાંમાં ! આટલી ઉંમરે તારામાં આટલી પહોંચ છે, તો પછી મોટી ઉંમરે તો કોણ જાણે શું એ થશે ! તારા ભાઇને ઘેર આવવા દે ! જોઉં છું પછી કે તારા દહાડા છે કે ચાર દહાડા.

ધીમે ધીમે બાળકનો સંયમ તૂટતો જતો હતો. તે ગુસ્સાથી બોલી ઉઠયો. " વારૂ, વારૂ ! તમારાથી થાય તે કરી લેજો !"

ભાભીનું વદનમંડળ ઉગ્ર બની ગયું. કેડે સાલ્લાનો છેડો ખોસી બાળક સામાં ધસ્યાં. " ઉભો રહે મારા રોયા, આજે તને પાંસરો ન કરૂં તો મારૂં નામ રમા નહિ. જેનું ખાય છે તેનું ખોદે છે. આજે તને લોહીની ઉલટી ન કરાવું તો કહેજે. "

હજુ પણ વધુ વચનો સાંભળવાં પડત પણ એ સમયે ઘરમાંથી બાળકનો આર્ત્તનાદ સંભળાયો. ભાભીને લડાઇનું મેદાન તજી માંદા પુત્ર પાસે જવું પડયું. તે પોતાના પુત્રનાં શરીર પર હાથ ફેરવતી ફેરવતી કહેવા લાગી, " આ બધા રાક્ષસોએ મારા દીકરાને ચૂસી લીધો છે. "

આ તરફ બાળક વિના કારણ કંકાસ મચવાથી બહુ મુંઝાયો. થોડી વાર ત્યાંજ ઉભો રહ્યો. પછી એક ઉંડો નિસાસો નાખી પોતાની ઓરડીમાં ગયો. એકાંતમાં તેનો શોકસાગર ઉછળ્યો. આંખમાંથી દડદડ કરતો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ઓરડીમાં એક ખુણે ફાટીતૂટી સાદડી અને મેલથી ગંધાઇ ઉઠતું ઓસીકું પડયું હતું તે પર સુતો સુતો તે રૂદન કરવા લાગ્યો. આવી રીતે રૂદન કરવાનું તેના ભાગ્યમાં હંમેશને માટે લખ્યું હતું. આજે ત્રણ વર્ષ થયાં તેની મા કોઇ અજાણ્યા પ્રદેશને વિષે–જ્યાંથી મનુષ્ય પાછું ફરી શકતું નથી, તેવા પ્રદેશને વિષે ચાલી

ગઇ હતી, ત્યારથી તે આજ સુધીમાં એવો એક પણ દિવસ નહિ ગયો હોય કે તેની આંખમાંથી એકાદ પણ અશ્રુબિંદુ ટપક્યું ન હોય. રડતાં રડતાં સાદડી ભીંજાઇ, ઓસિકું ભીંજાયું. હાય, અસહાય બાળક!

બાળપણમાં પિતા સ્વર્ગવાસી થયા બાદ તેની માતાએ તેનું લાલન પાલન કર્યું હતું. દસેક વર્ષની ઉંમરે એ માતા પણ ચાલી ગઇ, માતાનું લાલનપાલન યાદ લાવી બાલક ડુસકાં ભરવા લાગ્યો. સંભારી સંભારીને રડવા લાગ્યો. હાય! તે પણ એક દિવસ હતો કે જ્યારે પોતાના પુત્રનું મ્હોં ઢીલું થતાંજ સ્નેહમયી જનની તેને છાતી સાથે ચાંપતી, નાના પ્રકારનાં વચનોથી સમજાવતી. આજે આંસુથી નહાઇ રહ્યા છતાં એક મીઠું વચન કહેનાર પણ જગતમાં કોઇ નથી. બાળક મોટે અવાજે બડબડયો, " ઓ મા, તું કયાં છે? આજે આ દુઃખ સહન નથી થતું, માડી!"

ઘણી વાર રૂદન કર્યા બાદ તેનું હૃદય હલકું પડયું, એ સમયે પાસેના ઓરડાની ઘડિઆળમાં ટન્ ટન્ કરતા દસ વાગ્યા. બાળક એકદમ ઉઠયો. એક ખુણામાં પાણીનું ખાલી માટલું પડયું હતું, તે તરફ તેણે ઉદાસીન નજર ફેંકી. છેવટે આંખમાંનાં આંસુ લુછી, બહાર આવી, એક ટુવાલ ખભે નાખી નદીએ નહાવા ચાલ્યો.

ગામને પાધર નદી હતી. નદીમાં ઘૂંટણ ભર પાણી હતું. એક ડુબકી મારી, બહાર આવી, શરીર લૂછી ઘર તરફ ચાલ્યો. ઘેર આવી, ધોતીઉં સૂકવી એક મેલું ધોતીઉં પહેરી લીધું. ત્યાર બાદ નિશાળે લઇ જવાની ચોપડીઓ ગોઠવી ઓરડી બહાર પડશાળમાં આમતેમ ટહેલવા લાગ્યો. તેના મનમાં હતું કે મને આમ ફેરા મારતો જોઇ ભાભીને કંઇ દયા આવશે, અને ઘરમાં કંઇ ખાવાનું હશે તો આપશે. પરંતુ

ભાભી તો કંઇ ન બોલ્યાં. નિશાળે જવાનો વખત થયો. ભૂખ્યો તરસ્યો ભાઇશ્રી પોતાની ઓરડીમાં જઇ ચોપડીઓ લઇ બહાર નીકળ્યો. ખડકી બહાર પગ મૂકતાં તેની આંખો ભરાઇ આવી. તેણે આંસુ અટકાવવાનો ઘણો પ્રયત્ન કર્યો છતાં એકાદ બે ઉનાં ઉનાં અશ્રુ બહાર ટપક્યાં. તે કોઇ ન દેખે તેમ આંસુ લૂછતો લૂછતો ઉતાવળે ડગલે નિશાળ તરફ દોડયો.



## પ્રકરણ ૨ જું

### ઓળખાણ

મોહનપુરનું દેસાઇ કુટુંબ એક આબરૂદાર કુટુંબ ગણાતું. આજુ-બાજુનાં ગામોમાં તે કુટુંબ પ્રખ્યાત ગણાતું. નાના પ્રકારના પ્રસંગો ઉપસ્થિત કરી, આજુબાજુના સંભવિત ગૃહસ્થોને નોતરી એ કુટુંબ પોતાની પ્રખ્યાતિ જાળવી રાખતું.

દેસાઇ નવલકિશોર એક સખી ગૃહસ્થ તરીકે પ્રખ્યાત હતા. તેમના ઘરમાં સ્ત્રી, ત્રણ પુત્રો, એક મામાની દીકરી બ્હેન, એક વિધવા કન્યા અને એકાદ બે દૂરની સગી અસહાય સ્ત્રીઓ હતી. મોહનપુરના ઠાકોરનું કારભારૂં કરતા હોવાથી નવલકિશોર પૈસેટકે સુખી હતા. વળી બાપદાદાએ પેદા કરેલી જમીન પણ વરસે વરસે કામદુધા ગાયની પેઠે ફળ આપ્યા કરતી હતી, વડિલોપાર્જિત પૈસાનો પણ તોટો નહોતો, એ પૈસા વ્યાજે ફરતા હોવાથી તેની પેદાશ પણ ઠીક હતી. આ રીતે નવલકિશોરનું કુટુંબ ધનધાન્યથી ભરપુર ગણાતું.

અમે પ્રથમ કહ્યું છે તેમ નવલકિશોરને ત્રણ પુત્રો હતા. મોટા પુત્રનું નામ હરિપ્રસાદ વચલાનું નામ ભગવતીપ્રસાદ અને નાનાનું નામ રામપ્રસાદ હતું. નવલકિશોર ધાર્મિક પુરુષ હતા, પુત્રોત્પત્તિને દેવોનો પ્રસાદ સમજતા હોવાથી પોતાના ત્રણે પુત્રોનાં નામ આવાં રાખ્યાં હતાં. મોટા ને વચલા પુત્ર વચ્ચે ચાર વર્ષનું અંતર હતું. ત્યારબાદ બે પુત્રીઓએ જન્મ ગ્રહણ કર્યો હતો. પરંતુ એ બંને કન્યા, માતાપિતાનું લાલન ભોગવતા છતાં અકાળ મૃત્યુગ્રસ્ત થઈ હતી. ત્યારબાદ નવલકિશોરનાં પત્નીને લાંબા કાળ સુધી ગર્ભ ન રહ્યો. બધાંએ ધાર્યું કે હવે વધુ બાળક થશે નહિ. દેસાઈનાં પત્નીને એક કન્યાનું લાલનપાલન કરવાની બહુ મરજી હતી. પરંતુ હિંદુસંસારમાં કન્યા જન્મે તો સારૂં એ વિચાર જાહેર કરવો એ પણ પાપ ગણાતું હોવાથી દેસાઈનાં પત્નીને કન્યા માટે બહુજ આકાંક્ષા હોવા છતાં બધાંને બહારથી જણાવતી કે "મારા હરિ ને ભગવતી જીવતા રહે એટલે બસ મને હવે છોકરાંની આકાંક્ષા નથી."

પરંતુ વિધાતાને મનુષ્યના મનોરથો વિફલ કરવાની ટેવ પડી છે તે કેમ જાય. ઘણા રોજ બાદ દેસાઇનાં પત્નીને ફરીથી ગર્ભ રહ્યો. યોગ્ય સમયે એક પુત્ર જન્મ્યો. ઘરમાં ઘણા વર્ષો થયાં નાનાં બાળકનું રૂદન સંભળાયું નહોતું. હરિપ્રસાદ ને ભગતીપ્રસાદનો વિવાહ થયા છતાં તેમને હજીસુધી કશી સંતતિ થઇ નહોતી. આથી નાનાં સંતાનનો જન્મ થતાંજ ઘરમાં હર્ષ ફેલાઇ રહ્યો. ગૃહિણીનું કન્યાના શોકથી જર્જરિત થઈ ગયેલું હૃદય આનંદથી ભરપૂર થઇ રહ્યું.

ઉપરાઉપર બે કન્યાનો જન્મ થયા બાદ રામપ્રસાદનો જન્મ થવાથી હો કે છેવટનું સંતાન હોવાથી હો, પણ નવલકિશોરનો

પ્રેમ રામપ્રસાદ પર વધુ પ્રમાણમાં હતો. ગૃહિણી પણ રામપ્રસાદને જોતાં ગાંડી થઇ જતી હતી. રામપ્રસાદ વિના તેમને જરા પણ ચેન પડતું નહિ. મા-બાપ, ભાઇ ભોજાઇ અને બીજી કુટુંબિનીઓ તરફથી અતિશય લાડ પામતો હોવાથી રામપ્રસાદ બાળપણમાં બહુ ઉદ્ધત થઇ ગયો.

દેસાઇનું કુટુંબ અત્યારે પૂર્ણ સુખમાં હતું. દેસાઈ વૃદ્ધ થવા આવ્યા હતા છતાં તેમની તંદુરસ્તી કાયમ હતી. બે પુત્રો કમાતા ધમાતા થયા હતા. મોટા છોકરાને પોતાના હાથ નીચે કેળવી તૈયાર કર્યો હતો. વચેટ ભગવતીપ્રસાદ અમદાવાદમાં એક વીમા કંપનીના એજન્ટ તરીકે કામ કરતો હતો. નાનો રામપ્રસાદ ત્રણ વર્ષનો હતો. તેના કાલાકાલા બોલ કાનમાં અમૃત રેડતા હતા. દેસાઈ ધાર્મિક કૃત્યો કર્યે જતા હતા. કોઈ વખતે વૈદિક યજ્ઞો કરી આજુબાજુના ગામડાંને મોહનપુરમાં આકર્ષતા હતા.

પરંતુ સંસારમાં સુખ ક્યાં છે? કાયમ સુખ કોનું ટકી રહ્યું છે? સુખ પછી દુઃખ એ જગતનો અબાધિત નિયમ છે. તો પછી મોહનપુરનું દેસાઈ કુટુંબ એ નિયમને કેવી રીતે ફેરવી શકે?

નવલકિશોરને કામ સબબ મુંબાઇ જવું પડતું. આ વખતે મુંબાઇમાં એકાદ માસની રોકાણ થઇ. મુંબાઈ એટલે ચોરાશી બંદરનો વાવટો, સુખસમૃદ્ધિનો ખજાનો, દુનિયાની સ્વર્ગપુરી આ વ્યાખ્યા અર્ધી છે, મુંબાઇ સ્વર્ગપુરી છે તેમ નર્કપુરી પણ છે, મુંબઇ સુખસમૃદ્ધિનો ખજાનો છે તેમ સર્વરોગની તેજુરી પણ છે. મુંબાઇમાં કાયમ વસવાટ કરનારનાં શરીર પર સુરખી ઉડી જાય છે. આધુનિક જમાનાનાં મોટાં શહેરોનો આ એક મહાન દોષ છે કે ઇંદ્રવાયણાંનાં ફળ સમાન દેશદ્રોહ ત્યાં દેશભક્તિના નામથી ઓળખાય છે. દેસાઇ વારંવાર

મુંબાઇ આવતા પણ તેમનું શરીર લઠ્ઠ હોવાથી સર્વરોગી મુંબાઇ તેમનાપર અસર કરી શકતું નહિ. પણ આ વખતે લાંબો કાળ રહેવાનું થતાં મુંબાઇના ભયાનક તાવે દેસાઇનાં બળવાન શરીરને કાબુમાં લીધું. દેસાઇ તરતજ મુંબાઇ તજી મોહનપુર આવ્યા. હજુ તો વધ ડૉક્ટરોની સલાહ પૂછાતી હતી તે દરમિઆન કુટુંબીજનોને રોવરાવી દેસાઇ નવલકિશોર પોતાનો નશ્વર દેહ તજી ચાલ્યા ગયા.

મોટો દીકરો હરિપ્રસાદ બાપનાં મરણ વખતે હાજર હતો. પણ વચેટ ભગવતીપ્રસાદને માંદગી ભયંકર ન હોવાથી સમાચાર આપવામાં આવ્યા નહોતા. દેસાઇનાં મરણ બાદ હરિપ્રસાદ એટલો તો દીલગીર થઈ ગયો હતો કે કામધંધો છોડી બેઠો બેઠો રડયાજ કરતો. એથી ભગવતીપ્રસાદને પત્ર લખવાનું ભૂલી જવાયું હતું. કોઇ આ વાત સંભારી આપતું તો હરિપ્રસાદ બોલી ઉઠતો, "આજ તો રહો કાલે હું જાતે પત્ર લખીશ."

આ પ્રમાણે દેસાઇનાં મરણ બાદ ત્રણ ચાર દહાડા જતા રહ્યા. અનુભવી વૃદ્ધો હરિપ્રસાદના શોકને સંદેહની નજરે જોવા લાગ્યા. તેઓ સમજી ગયા કે હરિપ્રસાદ નક્કી કંઈ બાજી રમે છે. તેનો શોક ઉંડો નથી, ઉપરનો દેખાવ કરવાનો છે. તે જ્યાં સુધી પિતાનું નગદ નાણું હજમ ન કરી શકે ત્યાં સુધી ભગવતીપ્રસાદને ખબર આપવાનો નથી. તેમનું અનુમાન ખોટું પણ નહોતું. હરિપ્રસાદે પિતાની તેજુરી-આનું બધું રોકડ તથા દાગીના સહીસલામત સ્થળે રાખી ભગવતી-પ્રસાદને પિતાના મરણના સમાચાર આપ્યા.

હરિપ્રસાદની માનું નામ લક્ષ્મી હતું. તે પતિના શોકથી ગમગીન હતી. વળી તે જૂના જમાનાની સ્ત્રી હતી. પૈસો કમાવો અને

સંઘરવો એ કાર્ય પુરૂષોનું છે, એમાં સ્ત્રીએ હાથ નાખવો ન જોઇએ, એવો વિચાર તેના મગજમાં દઢ રીતે ભરાઈ બેઠો હોવાથી તે તરફ તેનું ધ્યાન નહોતું. આથી હરિપ્રસાદને તક મળી. તેની મા તેનું કારસ્થાન જરા પણ જાણી શકી નહિ. લક્ષ્મી ઘણો ખરો વખત રામપ્રસાદ સાથે પોતાના ખાસ ઓરડામાં ગાળતી હતી, પૂર્વનાં સંસ્મરણો દીકરાને સંભળાવી ગુપચુપપણે આંસુ વહેવરાવતી હતી. મોટા પુત્રો, પુત્રવધૂઓ અને ભરપૂર કુટુંબ હોવાથી મોટેથી રૂદન કરતાં વળી નિંદા થાય, એવી બીકથી તે આ રીતે ગુપ્ત રૂદન કરતી હતી. જ્યારે શોક સમુદ્રમાં પ્રચંડ ભરતીનાં મોજાં ઉછળતાં ત્યારે પોતાની મરી ગએલી પુત્રીઓને સંભારી, તેનાં નામ લઇ, બહુજ ધીમેથી મોં વાળતી.

ઘરમાં મામાની દીકરી નણંદ અને તેની કન્યા હતી, તેઓ તેની આશ્વાસનપૂર્વક સેવા કરતાં, બહુજ તાણ કરીને થોડું ખવરાવતાં. મોટી વહુ રમાસુંદરી હંમેશાં પોતાના ઓરડામાંજ રહેતી, કોઇ વખતે સાસુ પાસે આવી બેસતી. વચલા દીકરાની વહુ પ્રભાવતી નાની હોવાથી પિયેર રહેતી. હજુ તેને આણું વાળ્યું નહોતું.

પત્ર મળતાંજ ભગવતીપ્રસાદ ઘેર આવ્યો. તેને જોતાં બધાનો શોક સમુદ્ર ઉછળ્યો. પિતાની સાથે છેલ્લો મેળાપ થયો ન હોવાથી ભગવતીપ્રસાદ ઘણું બબડયો, ઘણું રડયો, પાડોશીએ તેને શાંત પાડયો.

મોહનપુરમાં રામશંકર શાસ્ત્રી એક અનુભવી તરીકે પંકાતા. તેઓ સાંજરે નવલકિશોરને ઘેર આવ્યા. પ્રાસંગિત વાતચીત થઇ રહ્યા બાદ શાસ્ત્રીજીએ દેસાઇજીની મરણક્રિયાની વાત ઉપાડી. તેમણે ગંભીરપણે કહ્યું, "હવે વધુ દહાડા રહ્યા નથી. એ દરમિયાન આપણે બધી વ્યવસ્થા કરી લેવી જોઇએ. રામપ્રસાદ તો બાળક છે તમે બંને યોગ્ય

ઉમરનાં છો–તે પણ બે પૈસા રાખી ગયા છે, માટે તેની પાછળ ક્રિયા-પાણી સારી રીતે કરાવવાં જોઇએ. શું શું કરવાનું છે તે નક્કી કરી તૈયારી કરો, કુટુંબીઓને બોલાવો, નાની વહુને તેડાવવા માણસ મોકલો."

હરિપ્રસાદે કહ્યું, " કાકા, એ બધો ભાર આપના પર ! અમે તો હજુ બાળક છીએ, તેમાં વળી પિતાજીનાં મરણથી અમારી બુદ્ધિ ગુમ થઈ ગઇ છે. અમારે શું કરવું જોઇએ તે આપજ કહો. "

શાસ્ત્રી મહારાજ સંતોષ પામી બોલ્યા, " નવલકિશોર ભાઇની આબરૂ કંઈ જેવી તેવી નહોતી. તેમની પાછળ આખા ગામની ચોર્યાશી કરવી જોઇએ.

ભગવતીપ્રસાદે કહ્યું,–મારી પણ એવીજ ઇચ્છા છે.

હરિપ્રસાદે કહ્યું, " મને પણ તેમાં કશી અડચણ નથી. પરંતુ તેટલું ખર્ચ કરવાને પૈસા જોઇએ. તેટલા પૈસા ઘરમાં નથી. "

ભગવતીપ્રસાદ મોટાભાઇના મુખ સામે જોઇ રહ્યો. રામશંકર શાસ્ત્રી આંખો ફાડી હરિપ્રસાદ સામું જોઇ રહ્યા. થોડી વાર બાદ શાસ્ત્રી-જીએ કહ્યું, " હેં, હેં, હરિપ્રસાદ, તું શું કહે છે! શું કશું નથી! ઓછામાં ઓછા બે હજાર રૂપીઆ તો તેમની તેજુરીમાં રોકડા હોવા જોઇએ.

હરિપ્રસાદે કહ્યું, "બે હજાર રૂપીઆ તો દૂર રહ્યા, પણ એકસો પણ પૂરા નથી. બધા મળીને પચાસ રૂપીઆ સાત આના છે. જે કંઈ નગદ હતું તે તો વ્યાજે ફરે છે.

ભગવતીપ્રસાદ અને રામશંકર એકી સાથે બોલી ઉઠ્યા, " ભારે નવાઈ ! " બીજા જે કોઈ બેસવા આવ્યા હતા, તેઓ એકબીજાનો હાથ દાબવા લાગ્યા. કોઇ કોઇના હોઠ પર

મૃદુ હાસ્ય ફરકવા લાગ્યું. રામશંકર શાસ્ત્રી જમાનાના ખાધેલ હતા, તેઓ બધી વાત સમજી ગયા. ચતુર શાસ્ત્રી સમજી ગયા કે નગદ તો ઠેકાણે કરી દીધું, પણ દાગીનાને જમીન ઠેકાણે પાડવા જેટલું સાહસ હરિપ્રસાદમાં ન હોવાથી હજુ સુધી એ સલામત છે. ભગવતીપ્રસાદ પણ સમજી ગયો, પણ અત્યારે એ સંબંધી કંઈ પણ વાદવિવાદ કરવો એ નકામું હતું. છેવટે અનાજ વેચી દહાડો કરવાનું નક્કી થયું.

ક્રિયા પૂરી થઇ. ભગવતીપ્રસાદની સ્ત્રી પ્રભાવતી પણ સાસરે આવી હતી. ભગવતીપ્રસાદ પાછો અમદાવાદ ઉપડયો. બાલિકા સ્ત્રીની અનિંદ્ય સુંદર નવધર દેહકાન્તિને વિલોકતો, હૃદયમાં ઉઠતાં હજારો તોફાનોને શમાવતો ભગવતી અમદાવાદ તરફ ઉપડયો. જતી વખતે સંસારનો બધો ભાર મોટા ભાઇ પર નાખતો ગયો.

ઉપલી ઘટનાને સાત વર્ષ વીતી ગયાં છે. એ દરમિઆન જગતપર કેટલાય ફેરફારો થયા છે. આ પરિવર્તનશીલ જગતમાં અપરિવર્તનશીલ ચીજ કઇ છે ? દેસાઇના કુટુંબમાં પણ કાળે પોતાનું કામ બરાબર બજાવ્યું હતું. રમાસુંદરી અત્યારે ખરી ગૃહિણી બની બેઠી હતી. લક્ષ્મી પૂજાપાઠમાં પોતાનો સમય વિતાડતી હતી. ઘર તરફ તેનું ધ્યાન નહોતું રમાસુંદરીના વ્યવહારથી અને હરિપ્રસાદની ઉદાસીનતાથી જે જે આશ્રિતો નવલકિશોરના ઘરમાં આશરો મેળવી રહ્યાં હતાં, તેઓ ધીમે ધીમે સરી પડવા લાગ્યાં. ભગવતીપ્રસાદ આ સમાચારથી દુઃખી થતો હતો, પરંતુ તે કંઇ કરી શકે તેમ નહોતું. તે બીચારો પોતાની થોડી ઘણી આવકમાંથી એ આશ્રિતોને મદદ કર્યે જતો હતો. આ દરમિયાન હરિપ્રસાદને એક પુત્ર થયો

હતો. તેનું નામ પાડ્યું હતું વિજયલાલ. તેને પાંચ વર્ષ થયાં હતાં. ભગવતીપ્રસાદને પણ એક કન્યા થઇ હતી. તેનું નામ પાડ્યું હતું સરયૂ. તે બે વરસની હતી.

આ વખતે દેસાઇના ઘરમાં વળી ફેરફાર થવાની શરૂઆત થઇ. ભગવતીપ્રસાદ અમદાવાદથી કોલેરાનો રોગ લઇ ઘેર આવ્યો. ઘેર આવી ચાર દિવસ રહ્યો, પાંચમે દિવસે તો માતાને વનિતાને કાયમને માટે રડાવી પરલોકમાં ચાલ્યો ગયો. ગરીબ બિચારી પ્રભાવતી અઢાર વર્ષની જુવાન વયે વિધવા થઇ. લક્ષ્મી પુત્રના શોકથી વારંવાર મૂર્છા-વશ થવા લાગી. આડોશી પાડોશીઓ તેની ચાકરી કરવા લાગ્યાં.

લક્ષ્મી આ ઘા સહન કરી શકી નહિ. દિવસે દિવસે તેનું શરીર દુર્બળ થતું ગયું. છેવટે તે પથારીવશ થઇ. મોટી વહુ તેની પાસે આવતી નહિ. અભાગણી પ્રભાવતી પતિના શોકથી પિડાતી હોવા છતાં સાસુની ચાકરી કરવા લાગી. તે સાસુ પાસે રહી તેને આશ્વાસન આપવા લાગી. પરંતુ તેના બધા પ્રયત્નો અફળ ગયા. છ માસ જતાં ન જતાં પુત્રના શોકથી લક્ષ્મી સર્વ સંતાપ હારી મૃત્યુના ખોળે સૂતી.

વરસી વાળ્યા બાદ, પ્રભાવતીના પિતા તેને પોતાને ઘેર લઇ ગયા. વિધવા થયા બાદ તે પહેલીજ વખત પિયર જતી હતી. સરયુને છાતી સરશી ચાંપી પ્રભાવતી ગાડાંપર ચઢી. આજે તેના શોક સાગ-રમાં પૂર્ણિમાનો મોટો જુવાળ આવ્યો હતો.

પિયરમાં માબાપના બોધથી પ્રભાવતી જરા શાંત થઇ, પણ હૃદયમાં જે દાવાનળ સળગતો હતો તે કેવી રીતે શાંત થાય ?



## પ્રકરણ ૩ જું

## રમાસુંદરી

પ્રભાવતી પોતાના બાપને ઘેર લગભગ એક વરસ રહી. મોહનપુર જવાની તેને બહુ ઇચ્છા થતી નહોતી. હવે કયા સુખે મોહનપુર જવું? તોપણ એક વખત પોતાના સ્વામીની જન્મભૂમિ જોવાની તેને મરજી થઇ હતી. સ્વામીનું શયનગૃહ તેનાં હૃદયને આકર્ષતું, સ્વામીનાં સંભારણાં જોવાં એ જ હિંદુ વિધવાનું સુખ ગણાતું હોવાથી પ્રભાવતીના મનમાં આવી ઇચ્છા થઈ આવે એ સ્વાભાવિક હતું. પરંતુ જવું શી રીતે? મોહનપુરથી તો ખોટે બહાને તેડાવવાનો કાગળ પણ આવતો નહોતો. એક જણ જતાં શું મોહનપુર સાથેનો મારો બધો સંબંધ તૂટયો? સંસારનાં બધાં સુખ સાથે તો સાસરામાં પ્રવેશ કરવાનો અધિકાર પણ ગયો? સાસુ નથી, સસરો નથી, પણ જેઠ તો છે, તેની સ્ત્રી તો છે, તે મારી સંભાળ કેમ લેતાં નથી? ઇત્યાદિ વિચારો કરતાં કરતાં ગરીબડી પ્રભાવતી રડી પડતી.

પ્રભાવતી બહુ વિચારતી. તેની મા તેના વિચારો સમજી બહુ સમજાવતી. એક દિવસે તેની માએ કહ્યું, " બેટા, શું વિચારે છે? જ્યાં સુધી અમે છીએ ત્યાં સુધી તારે શાની ચિન્તા! આ સરયૂના મોં સામું જોઈ શાન્ત થા. હમણાં તે મોટી થશે, પુત્રસ્થાનીય જમાઇ તને કશી ચિંતા નહિ કરવા દે. તારા બાપ બધી વ્યવસ્થા કરી દેશે. બેટા રડ નહિ!"

આ વચનો કહેતાં કહેતાં પ્રભાવતીથી છાનાં એકાદ બે આંસુનાં ટીપાં માના ગાલપર પડ્યાં. મા દીકરીને છાતી સરખી ચાંપી પૂછવા લાગી, " બેટા, તને ત્યાં જવાની ઇચ્છા થાય છે?"

પ્રભાવતીએ કશો જવાબ ન આપ્યો. મા તેનો વિચાર સમજી બોલી, " તું ત્યાં કેવી રીતે જઇ શકે, આ એક વરસમાં તેડવાનું તો રહ્યું પણ તારી ખબર પૂછાવવા જેટલી પણ ફુરસદ એ લોકોને મળી નથી. આવી સ્થિતિમાં હું તને ત્યાં કેવી રીતે મોકલું? અમે કંઇ શાહુકાર નથી, પણ તું અમને ભારે પડે તેમ નથી. મને તો એટલુંજ થાય છે કે તું જો ત્યાં આવતી જતી થાય તો તારા ચિત્તને શાંતી વળે.

એ વખતે સરયૂએ આવી પ્રભાવતીના ખોળામાં પડતું નાખ્યું. માને ગળે હાથ નાખી ફરિયાદ કરવા લાગી. તેનો સાર એ હતો કે " રમુએ મારી છોડીનો હાથ ભાગી નાખ્યો, તે બહુ ખરાબ છે, તેની સાથે હવે હું રમીશ નહિ."

રમુ અર્થાત્ રમાવલ્લભ પ્રભાવતીના ભાઈ હરિશ્ચંદ્રનો દીકરો હતો. તે સરયૂ કરતાં દોઢેક માસ મોટો હતો. પ્રભાવતીએ કન્યાને ચુંબન કરી કહ્યું, " રમુને ઘેર આવવા દે, તેનું કાન વચ્ચે માથું કરી મૂકીશ."

સરયૂ તાલીઓ પાડતી પાડતી દોડી અને આ ભયંકર સજા આરોપીને સંભળાવવા તલપાપડ થઇ રહી. એ વખતે પ્રભાવતીના પિતા હાથમાં એક પત્ર લઇ ઘરમાં આવ્યા.

પ્રભાવતીની મા જરા આધું ઓઢી જરા દૂર બેઠી. તેણે પૂછ્યું, "કોનો પત્ર છે?"

"મોહનપુરનો છે."

પ્રભાવતીનું અંતઃકરણ કંપવા લાગ્યું. તે ઉત્સુક નેત્રે પિતા સામું જોઇ રહી.

ગૃહિણીએ પૂછ્યું, "સમાચાર તો સારા છે ને?"

"હા, સમાચાર સારા છે. હરિપ્રસાદે પ્રભાને મોકલવાનું જણાવ્યું છે."

ગૃહિણીએ કહ્યું, "લખેજ તો! જેઠ કંઇ મટી જવાનો છે?"

"ગરજ પડી છે માટે તેડું આવ્યું છે. આ પહેલાં તો પ્રભાનો ભાવ પણ પુછાતો નહોતો."

"ઘરની વહુનો તે વળી ભાવ શો પુછવો?

"તેની સ્ત્રીને સુવાવડ આવવાની છે, તેથી માણસની જરૂર છે, આવે પ્રસંગે પ્રભા સિવાય બીજું કોણ મજુરી કરવા આવે? કાગળમાં લખ્યું છે કે પરમદહાડે ગાડું લઈ માણસ તેડવા આવશે."

થોડીવાર સુધી ત્રણે છાનાં રહ્યાં. છેવટે પ્રભાવતીની માએ કહ્યું, "જવા દોને, માસ દોઢ માસ હવા બદલો કરી આવે. તેઓની સાથે બગાડવાથી શો ફાયદો. સરયૂને પરણાવવી તો પડશેજ ને."

પ્રભાવતીના પિતા કંઈ પણ જવાબ ન આપતાં ચાલ્યા ગયા. પ્રભાવતી સૂનમૂન થઈ બેઠી. તેની આંખોમાંથી મોતીના દાણા જેવાં

અશ્રુબિન્દુઓ ઝરવા લાગ્યાં. પરમહ્લાદે પતિને ઘેર જવાનું છે, ત્યાં જતી વેળા હૃદયમાં પ્રેમના ઉભરા આવે, પાંચે ઇંદ્રિયો પતિમિલન માટે તલપાપડ થઇ જાય, પરંતુ હાય ! ગરીબડી પ્રભાવતીને તો પતિ વિનાના સાસરે જવાનું હતું, પતિનાં સંભારણાં સંભારી રડવાનું હતું. પ્રભાવતીની છાતીએ ડૂમો જામ્યો.

છેવટે પ્રભાવતી સાસરે આવી. ભાભીજીએ આદરમાનથી સામાન ઉતારવામાં મદદ કરી. રમાસુંદરી ગર્ભવતી હતી, તેથી પ્રભાવતીને ઘરમાંનું બધું કામ કરવું પડતું. કેવળ બહારનાં કામકાજ માટે એક દાસી રાખવામાં આવી હતી.

પ્રભાવતીના આગમનથી રામપ્રસાદ બહુજ સુખી થયો. તેના મલિન મોંપર હાસ્યરેખા વિકસી ઉઠી. જે બાળક માબાપ જીવતાં પાજીમાં પાજી ગણાતો વઢકણાનો સરદાર ગણાતો, તે અત્યારે શાંત થઇ ગયો છે, સંયમી થઇ ગયો છે. તે અત્યારે સમજી ગયો છે કે આ દુનિયામાં મારે મા નથી, બાપ નથી, બ્હેન નથી, મારી બાલહઠ પૂર્ણ કરનાર કોઇ નથી. મા મરી ગયા બાદ-પૂર્વના સંસ્કારને લીધે હો કે બાળસ્વભાવને લીધે હો—એક બે દિવસ ભાભી પાસે બાળહઠ કરી હતી, પણ કોઇએ તેની હઠ પૂર્ણ કરવાનો પ્રયત્ન કર્યો નહોતો. રામપ્રસાદે ગુસ્સે થઇ ખાવાનું તજ્યું, તો કોઇએ ખાવા માટે તાણ પણ ન કરી, એટલુંજ નહિ પણ ભાઇસાહેબ ક્યાં છે. તેણે ખાધું કે નહિ, તેની તપાસ પણ કોઇએ ન કરી. રામપ્રસાદ સમજી ગયો કે હવે મારા સુખના દહાડા ગયા. તેમાં વળી તે દિવસે સામાન્ય ગુના સબબ મોટી ભાભીએ તિરસ્કાર કર્યો, ભાભીના ઉશ્કેરવાથી મોટાભાઇ મારવા લાગ્યો, ત્યારથી રામપ્રસાદ સમજી ગયો કે આ સંસારમાં મારે માટે સ્થાન

રહ્યું નથી. ગરીબ બિચારો રામપ્રસાદ ઘરને ખુણે જઈ રડયો. રડતાં રડતાં પ્રતિજ્ઞા કરી કે હવેથી મારે બધાં ઉફાન છોડી દેવાં. ભણવામાં મન લગાડવું અને ભાઇભોજાઇ ગમે તેટલું કહે તે બધું સહન કરવું.

પરંતુ તે એવો હીણભાગી હતો કે તેનાં દરેક કાર્ય ભાભીને દોષયુક્ત જણાવા લાગ્યાં. તે જે કંઇ બોલે તેમાં મોટી ભાભી પોતાની નિંદા સાંભળવા લાગી. આટલેથી જ વાત અટકતી હોય તો ખેર પણ મોટીભાભીએ તો ગજબ જ માંડયો. ઘરમાં કંઈ પણ ખાવાની ચીજ આવતી તો રમાસુંદરી પોતાના પુત્ર વિજયલાલને પરાણે ખવરાવતી. રામપ્રસાદને તો તેમાંથી કણી પણ મળતી નહિ. પ્રથમ તો આ બનાવ બનતો જોઇ રામપ્રસાદને બહુ ખોટું લાગતું, ગુસ્સો પણ ચડતો પરંતુ ધીમે ધીમે તે સમજ્યો કે વિજયને મા છે, મારે કંઇ મા છે! મા હોય તો દીકરાને ખવરાવે, નમાયાને માટે ઘરમાંની કોઇ પણ સારી ચીજ નથી. હવે તે વિજયને પેંડા બરફી મળતી જોઈ કચવાતો નહિ, ગુસ્સે થતો નહિ. પરંતુ એ બિચારાનું નસીબજ પાધરૂં નહિ એમાં વાંક કોનો? ઘણીખરી માતાઓ એમ સમજે છે કે છોકરાના પેટમાં કેટલીક સારી ચીજો ગમે તે પ્રકારે નાખવાથી છોકરો જલદી મોટો થઇ જશે, પુષ્ટ થશે, બળવાન થશે, પરંતુ છોકરાની હોજરી કેટલું જીરવી શકે તેમ છે, તે તરફ એ પુત્રહિતેચ્છુ માતા જરા પણ નજર કરતી નથી. વિજયલાલની મા પણ એ વર્ગની સ્ત્રી હતી. તે ઘરમાં જેટલી ચીજો આવતી તે બધી વિજયલાલને ફોસલાવી પટાવી અગર ફોસલવતાં છતાં ન માને તો ધમકાવીને પણ ખવરાવતી. પરિણામ એ આવતું કે બદહજમીથી વિજયલાલને હંમેશાં પેટમાં દુખ્યા કરતું, કોઇ વખતે હોજરી અતિ જુલમ સહન ન થઇ શકવાથી ખાસેલું અન્ન

પાછું બહાર ફેંકી દેતી. આ વખતે બધો દોષ પડતો બિચારા રામપ્રસાદ પર "તેની નજર લાગવાથી દીકરાના પેટમાં કોઇપણ ચીજ જીરવાતી નથી. લોકોનાં છોકરાં તો કેટલું બધું ખાય છે, પણ મારો છોકરો તો એકાદ શેર દૂધ, છ સાત પુરીઓ અને દસબાર નાના પેંડા પણ હજમ કરી શકતો નથી. આ શું નાનીસુની વાત છે! આ રાક્ષસની નજર મારો દીકરો કંઈ ખાતો હોય તો તે ખાવાના પદાર્થ પરજ હોય છે, તે નિસાસા નાખે છે, તેથી મારા વિજયલાલને કંઇ પણ પચતું નથી. આ છોકરો જ મારા દીકરાની પીડાનું કારણ છે." આવા આવા વિચારો રમાસુંદરીના મગજમાં કિલબિલ કરવા લાગ્યા.

જ્યારથી આ વિચાર રમાસુંદરીના મગજમાં દઢ થયો ત્યારથી રામપ્રસાદ મોટી ભાભીની સાથે મોટાભાઇની નજરમાં પેઠો. વાતમાં અપમાન, જરા પણ ભૂલ થતાં લાતો એ ગરીબડા રામપ્રસાદ માટે નિત્યની ઘટના થઇ પડી. શરુઆતમાં તો તેને બહુ લાગી આવતું, પણ ધીમે ધીમે એ બધું પણ વેઠી લેવાની ટેવ પડી ગઈ. હરિપ્રસાદ રામપ્રસાદને દરરોજ સંભળાવતો કે "માએ લાડ લડાવી છોકરાને ટકાનો કરી નાખ્યો છે."

આ સ્થિતિમાં પ્રભાવતી આવવાથી રામપ્રસાદને સુખ થાય એ સ્વાભાવિક છે. તેનાં મીઠાં વચનોથી, શિષ્ટ વ્યવહારથી બાળક કલ્યાણગરો થઇ રહ્યો.

રમાસુંદરીને યોગ્ય વખતે એક દીકરી આવી. પ્રભાવતી આવ્યા બાદ ઘરનો બધો કારભાર તેના પર નાખવામાં આવ્યો હતો. પણ નાહી ઉઠયા પછી રમાએ એ બધો ભાર પોતાના પર લેવા તૈયાર થઈ રહી. ઘરનું કામ કરવું, પીરસવું વગેરે કાર્ય કે જેમાં મહેનત પડે તેમ

હતું તે તો પ્રભાવતીને માથે જ રહ્યું. કેવળ એ બધાં કાર્યમાં હવેથી તેને પરવશ થવું પડ્યું. રમાને પૂછ્યા સિવાય તેનાથી ડગલું પણ ભરી ન શકાય તેવો બંદોબસ્ત થયો.

ધીમે ધીમે દીકરી મોટી થઇ, અન્નપ્રાશન સંસ્કાર પણ વીતી ગયો. છોકરીનું નામ પાડ્યું હતું સુધા. સુધા જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ રમાસુંદરીએ પોતાનું પોત પ્રકાશવા માંડ્યું. હવે પ્રભાવતીની જરૂર નહોતી. માટે તે વિવિધ ઉપાયે તેને ઘરમાંથી હાંકી કાઢવાના રસ્તા ખોળવા લાગી. અત્યાર સુધી તો તે ભારે કામની ગણાતી પણ હવેથી તેના કામનાં છીંડાં ખોળાવા લાગ્યાં. છેવટે રમાસુંદરીએ વિચાર જાહેર કર્યો કે, "હવે પ્રભાવતી વેઠ કરતી જાય છે, તેનાં કામમાં કશો શુકરવાર નથી. સૌથી વધુ બગાડ તો એ છે કે તેનાં લાડથી રામપ્રસાદ કોઢીનો થઇ ગયો છે."

બહારનું કામ કરવા માટે એક દાસી હતી, રમાસુંદરીએ તેને રજા આપી. માટે હવેથી તેનું બધું કામ–વાળવું ઝૂડવું, વાસણ માંજવાં, અનાજ દળવું, કોઠ સાફ કરવી વગેરે–પ્રભાવતીને માથે આવી પડ્યું. એક તો પોતાનું કામ સખત હતું, તેમાં વળી આ બધાં કામનો ઉમેરો થવાથી પ્રભાવતી સવારથી સાંજ સુધી પગ વાળી બેસતી નહિ. રમાસુંદરી તો શેઠાણીની પેઠે હુકમ પર હુકમ કર્યે જતી.

ઉનાળાનો સમય હતો. વૈશાખ માસ ચાલતો હતો. પ્રાણી માત્ર ઉકળાટથી ઉકળતાં હતાં. તરસથી છાતી ફાટી જતી હતી. રમાસુંદરી હાથમાં પંખો લઇ, શરીર ઉઘાડું રાખી વારંવાર પવન ઢોળ્યા કરતી હતી, કલાકે કલાકે પાણી પીતી હતી, છતાં પરસેવાથી તેનું શરીર રેબઝેબ થઇ રહ્યું હતું, આ વખતે પ્રભાવતી રસોડામાં અગ્નિ પાસે

બેઠી બેઠી રોટલી વણુતી હતી. આજે એકાદશી હતી. તેને અપવાસ હતો. ઉકળાટથી તેનાં સુંદર મોં પર પરસેવાનાં ટીપાં જામ્યાં હતાં. હાથની કોણીથી કપાળ પરનો પરસેવો લૂછતી લૂછતી પોતાનું કામ કર્યે જતી હતી. રમાસુંદરી કરતાં પ્રભાવતી ઘણી નાની હતી, કોમળ હતી, રૂપવાન હતી, પણ કોમળતાને આદરમાન આપતાં કોણ શીખ્યું છે ?

એક પાડોશણે આવી આ નાટક જોયું. તેણે રમાને કહ્યું, "અરેરે મોટી વહુ, તું એકાદશીને દિવસે પણ રાંધી શકતી નથી ! નાની વહુ તો હજુ બાળક છે, બિચારી ઉનાળાની કુદરતી ગરમી અને ચુલાના અગ્નિ સાથે લડાઇ કરતાં કરતાં મરી પરવારશે."

રમાસુંદરીનું મોં અમાસના જેવું કાળું થઇ ગયું. પાડોશણ ઘરડી હતી, માટે તેના સામું બોલાય તેમ તો નહોતું. તે ગઇ એટલે મોટી વહુ તેની સાતમી પેઢીને સંભળાવતી સંભળાવતી બધો ગુસ્સો પ્રભાવતી પર ઉતારવા લાગી. તેને સંબોધી બોલવા લાગી. "એકાદશીને રોજ રાંધતાં તારાં રૂપાળાં શરીરને ડાઘ લાગી જતો હોય તો મને કહેવું હતું ને. નકામી પાડોશીઓ પાસે જઇ શું કાળું ધોળું કરી આવે છે તે ! તને ન પોસાતું હોય તો આ બારણાં ખુલ્લાં છે, ચાલી જાને, કોણે રોકી છે તે !"

પ્રભાવતી તો દિઙ્મૂઢ બની ગઇ. તે રડતી રડતી રમાસુંદરી પાસે પાસે આવી તેના પગમાં પડી બોલી, 'સાચું કહું છું ભાભીજી, મેં કોઇને કશી વાત કહી નથી.

રમાસુંદરીઃ નથી કહી શું ? ઘરની વાત આડોશીપાડોશી પાસે બકવાની તને ટેવ છે, એ શું હું નથી જાણતી. એ તો હુંજ તને ઘરમાં રાખું, બીજી હોય તો ક્યારની કાઢી મૂકે.

પ્રભાવતીઃ હું શું ઘર બહાર જાઉં છું તે મારા પર આવો સંદેહ લાવો છો ?

રમાસુંદરીઃ તું બહાર નથી જતી તે શું હું જાઉં છું. હું તને ઓળખું છું તો. આવું તારા મનમાં હોય તો ચાલી જા.

પ્રભાવતીઃ ક્યાં જાઉં ?

રમાસુંદરીઃ જ્યાં હતી ત્યાં–કાલે ગાડું કરી પિયેર ચાલી જા.

પ્રભાવતીઃ મારા પિતાજીને નોકરી નથી, ભાઇ થોડો ઘણો પગાર લાવે છે. તેમાંથી મને કેવી રીતે પાળીપોષી શકશે ?

રમાસુંદરીઃ તેઓ ન પાળીપોષી શકે તો પછી અમે ક્યાંથી પાળીએ ! એક પેટ નથી પણ બે પેટ.

પ્રભાવતી વધુ બોલી નહિ. તેની શક્તિ ગુમ થઇ ગઇ. તેનો કંઠ રૂંધાઇ જતો હતો. તે ધીરે ધીરે રસોડામાં ચાલી ગઇ. ત્યાં બેઠી બેઠી આંસુ વહેવરાવવા લાગી.

પરંતુ એ અભાગણીને રડવાની સ્વતંત્રતા પણ ક્યાંથી હોય! રમાસુંદરી તેને રડતી જોઇ તીવ્ર સૂરે બોલી ઉઠી, " તારી અક્કલ તો જો અક્કલ ! એકાદશીને રોજ આંસુ પાડી અમારૂં ભુંડું ઇચ્છે છે કે શું ?

નાની વહુ બીકની મારી આંસુ ખાળવા લાગી. તેનાં સરલ મને પોતાનો અપરાધ સ્વીકારી લીધો. તે વિધવા હતી, અભાગણી હતી. તેનાં એક આંસુથી ઘરનાં હિતનું નખ્ખોદ વળી જવાનું હોય એમ માની તે ચુપ રહી.

આ વખતે શિવરામ પંડયાની દીકરી નિર્મળા દેસાઇનાં ઘર પાસેથી જતી હતી, ઘરમાં ગરબડ થતી સાંભળી તે ઘરમાં પેઠી. નિર્મળા રમાસુંદરીની વહાલી સખી હતી. તે તાલ જોઇ ઘા કરવામાં હોશિયાર

હોવાથી રમાસુંદરીને ગમી ગઇ હતી. રમાસુંદરીને બબડતી જોઇ તેણે પૂછ્યું, "પૂછી પૂછીને લોકોનું ગળું સુકાઇ જાય છે—આટલી બધી બબડે છે શું ?"

રમાસુંદરીએ તેને પાસે બોલાવી કહ્યું, "મને શું બબડવું સારૂં લાગતું હશે બેન ! નાની વહુનું કપાળ ભાગ્યું, હવે તે મારૂં કપાળ ભાગવાની વ્યવસ્થા કરે છે. એકાદશીને દિવસે ખરે' બપોરે રડવા બેઠી છે !"

નિર્મળા જીભ કરડી ગાલે હાથ દઇ બોલી, "આ શું નાની વહુ, આમ તે રડાય ! પોતાનું કપાળ ભાગે એટલે કંઇ બીજાનું બુરૂં ઇચ્છાય ?"

આ વચનો રમાસુંદરીને બહુ ગમ્યાં. બંને બીજા ઓરડામાં જઇ પ્રભાવતીના સંબંધમાં હજારો ગપાટા મારવા લાગ્યાં.

સંધ્યાકાલ વખતે પ્રભાવતી પોતાની ઓરડીમાં સુતી હતી. સરયૂ તેની પાસે લાંબા પગ કરી બેઠી બેઠી રડતી હતી. રામપ્રસાદ તેને રડતી જોઇ છાની રાખવા ખોળામાં લઈ બેઠો. એટલામાં રમાસુંદરીએ તેને બોલાવી કહ્યું, "સુધાને ફરવા લઇ જા."

રામપ્રસાદ ભારે સંકટમાં આવી પડયો. સરયૂ ખોળામાંથી ઉતરવા ઇચ્છતી નહોતી, છતાં સુધાને ન તેડતાં, વાત વધી પડવાનો પૂરેપૂરો સંભવ હતો. છેવટે તેણે સરયૂને હેઠી બેસારી સુધાને ખોળામાં લીધી. સરયૂને ખોટું લાગ્યું, તે ધાંટા પાડી રડવા લાગી. રમાસુંદરી ગુસ્સે થઇ બોલી, "આ લપ ઘેરથી ટળે તો સારૂં ! રાક્ષસની માફક ખાય અને સાંઢની માફક બરાડે એ તે કેમ સહન થાય."

પ્રભાવતીએ ઉઠી સરયૂને શાંત કરી. સરયૂએ કહ્યું, "મા મને ઉંઘ આવતી નથી."

પ્રભાવતીએ કહ્યું, "થોડું દૂધ પી સૂ."

સરયૂએ હા પાડવાથી પ્રભાવતી રમાસુંદરી પાસે આવી કહેવા લાગી, "ભાભીજી! સરયૂને થોડું દૂધ આપો તો તે પી ઉંઘી જાય, નહિ તો તે જાગવાને હેરાન કરશે."

રમાસુંદરીએ કહ્યું, "આજે દૂધ વધુ નથી. થોડું છે તે સુધાને માંડમાંડ પૂરૂં થાય તેમ છે."

પ્રભાવતી થોડી વાર છાની રહી બોલી, "કેમ, દૂધ તો ઘણું છે."

રમાસુંદરી પોતાની વાતનો જવાબ સાંભળી શકતી નહિ. તે ગુસ્સે થઇ બોલી, "છે. કેમ તેનું શું છે? વિજયે સવારનું કશું ખાધું નથી. તારા જેઠને એકાદશી છે, માટે રાત્રે દૂધની જરૂર છે. સુધા નાની છે, તેને પણ દૂધની જરૂર છે. પોતાને જોઈએ તેટલું રાખી વધે તેટલું બીજાનું."

ગરીબડે મોંએ પ્રભાવતીએ કહ્યું, "સરયૂ શું પારકું માણસ છે ભાભીજી! તે શું તમારા કુટુંબનું માણસ નથી? મારે પોતાને દૂધ જોઈતું હોત તો કશું બોલત નહિ, પણ સરયૂ તો નાની છે, અણસમજુ છે, તેને થોડું દૂધ નહિ મળે તો તે કેવી રીતે બચશે."

રમાસુંદરીનો મિજાજ ગયો. તે હાથ હલાવતી બોલી, "આટલું બધું જોર કોના પર! તમારૂં વૈતરૂં કરી કરીને એક માણસનું લોહીનું પાણી થઇ જાય છે ત્યાં વળી દૂધ પીવાનું મન થાય છે. આટલી બધી શાહુકારી રાખવી હોય તો જાઓ બાપને ત્યાં! માણસ તો જુઓ, દીકરીની માટીને વળી દૂધ, દૂધ વિના દીકરીને ન ચાલે!! શું બીજાનાં છોકરાં દૂધ વગર નહિ મોટાં થતાં હોય!

પ્રભાવતી બહુજ શાન્ત સ્વભાવની હતી, પરંતુ ધૈર્યને પણ હદ હોય છે. તેને વિચાર થયો કે "શું આ ઘરમાં મારો કશો અધિકાર નથી કે મારે આનાં મહેણાં સાંભળવાં પડે છે? પતિ જતાં શું ઘરમાં બધો અધિકાર લુપ્ત થાય છે? હું આખો દહાડો સખ્ત મજુરી કરૂં છું, છતાં મારી છોડીને ટીપું દૂધ પણ ન મળે, એ શું ઓછા જુલમની વાત છે?" આવા વિચારથી તેનું ધૈર્યબંધન, તૂટી ગયું. તે બોલી ઉઠી, "જેઓને ખાવા મળતું નથી તેઓ પણ પોતાનાં છોકરાંને ખવરાવી પીવરાવી મોટાં કરે છે. હું શું આ ઘરમાં કશી ગણુતરીમાં ગણાતી નથી? મારા સસરાજી શું કશું મૂકી ગયા નથી કે આમ મહેણાં મારો છો? સસરાજીની વાર્ષિક આવકમાંથી મારી પુત્રીને ટીપું દૂધ પણ મળી શકે તેમ નથી?"

આ વખતે હરિપ્રસાદ ઘેર આવ્યો. પ્રભાવતીનાં છેલ્લાં વાક્યો તેણે સાંભળ્યાં. રમાસુંદરી પતિને જોઈ બકતી બકતી ઘરમાં ચાલી ગઇ. હરિપ્રસાદે ઘરમાં આવી પૂછ્યું, "વહુ દૂધ સંબંધમાં શું કહેતાં હતાં?"

રમાસુંદરીએ કશો જવાબ ન આપ્યો. તે આંખો ચોળતી ચોળતી પરાણે આંસુ પાડવા લાગી.

વારંવાર પૂછ્યા બાદ રમાસુંદરી બોલી, "હોય શું! કાલ મને મારા બાપને ઘેર મોકલી દો એટલે પત્યું! આ ઘરમાં હવે મારાથી એક ક્ષણ પણ રહી શકાય તેમ નથી."

હરિપ્રસાદ નવાઇ પામી બોલ્યો, "કેમ, શું બન્યું તે તો કહે!"

રમાઃ અહીં રહીશ તો સુધા એક દહાડો પણ જીવશે નહિ, છોકરો પણ ભૂખ્યો મરી જશે.

હરિ: છોડી જીવશે નહિ. છોકરો મરી જશે–શું છે તે તો કહે?"

રમા: ઘરમાં જેટલું દૂધ હોય તેમાંથી પેલી ડાકણ સાત સાત વખત પીએ છે, તો પછી મારાં છોકરાં માટે શું રહે. જુઓને દૂધ ન મળવાથી મારી સુધા અરધી થઇ ગઇ છે.

હરિ: ઘરમાં છ શેર દૂધ આવે છે, તેમાંથી સરયૂ તે કેટલુંક પીતી હશે?

રમા: પીતી નથી તો પછી બધું દૂધ ક્યાં જાય છે? તમે તમારે સરયૂ સાથે અહીં રહો, અમને પીયેર વળાવો એટલે થયું.

હરિ: વહુ શું કહેતાં હતાં?

રમા: રાત્રે દૂધ થોડું પડ્યું હશે જેથી મારી સાથે કજીઓ કરતાં હતાં. હું સારી છું કે આવાં સાથે ઘર કરી રહી છું. મારૂં ખાય ને મારૂંજ ખોદે, આવાં માણસો તો દુનિયામાં થોડાંજ હશે.

હરિ: સસરાની આવક વિષે શું કહેતાં હતાં?

રમા: સસરાની બધી પેદાશ તમે લૂટી ખાઓ છો, એમને પૈસો પણ આપતાં નથી, તેથી તે પાડોશીમાં કહેતાં ફરે છે.

હરિ: શું કહે છે! હું તો ધારતો હતો કે વહુ બાહુ ભલાં માણસ છે!

રમા: એવાં ભલાં માણસ ન જોયાં હોય તો! નરી અદેખી છે અદેખી!!

હરિ: વારૂ, એમને અહીં ન પોસાય તો તેમના પિતાને ઘેર ચાલ્યાં જાય. મારા ઘરમાં આવી રીતે કજીઓ કંકાસ નહિ ચાલે.

રમાઃ રાત દહાડો કજીઓ, કજીઓ ને કજીઓ! કજીઆ સિવાય તેને ગમતું જ નથી. લડે છે ને પાછી રડે છે, લોકો એ બાપડીની વારે ચઢે છે, આવી અવસ્થામાં શું ઘરમાં દોલત ટકે ખરી! આ લપને જેમ બને તેમ જલદી વિદાય કરો તો સારૂં.

છેવટે એ જ નક્કી થયું. પતિપત્ની આ સંબંધી મોડી રાત સુધી વાત કરતાં રહ્યાં.



## પ્રકરણ ૪ થું.

### ભલામાં ભુંડું.



દુનિયા બધી દોરંગી તે ઇન્સાફ શું આપે અરે,
દંડે દુઃખીને ઉલટી બદગોઇ વણ સમજે કરે.

'બાલ'

તે રાત્રે સરયૂને દૂધ ન મળ્યું. ગરીબ બિચારી પ્રભાવતીએ સરયૂને સમજાવી પટાવી સુવાડી દીધી. બાલિકા ભૂખી છતાં ઘણી વેળાએ નિદ્રાદેવીને શરણ થઇ.

પ્રભાવતીએ પણ આખી રાત જાગરણ કરી કાઢી. ખરા ઉનાળાના દિવસે નિર્જલા એકાદશી કરવી એ કેટલું બધું કઠણ છે, તે અનુભવ વગર સમજી શકાય તેમ નથી. પ્રભાવતી વિધવા હતી, વૃદ્ધ ત્યારે જઠરાગ્નિ મંદ થયે ઉપવાસ વસમો ન લાગે પણ પ્રભાવતી જુવાન હતી, તેને માટે નિર્જળા એકાદશી કેટલી કષ્ટદાયક નીવડી

હશે, એ અનુભવ વિના સમજાય તેમ નથી. એક તો અનશન તેમાં વળી આખા દિવસની સખ્ત મજુરી, આટલાથી પણ પ્રભાવતી સંતોષ માને તેવી હતી, પણ આટલા કાર્ય પર પાણી ફેરવનારાં રમાસુંદરીનાં વચનો તેને વીંછીની માફક ડંખતાં. પ્રભાવતી પથારીમાં પડી પડી તરફડવા લાગી. જેઠાણીનાં વર્તનથી તેને સ્પષ્ટ સમજાઇ ગયું કે હવે આ ઘરમાં મારાથી રહી શકાય તેમ નથી. પણ જવું કયાં? બાપને ઘેર. પ્રથમ તો એ જવાબ તેને ઠીક લાગ્યો. પરંતુ પાછો વિચાર થયો કે એમ કરવું શું વાજબી છે? તેઓ અમારૂં ભરણ પોષણ કેવી રીતે કરશે? પિતાજીને નોકરી નથી, ભાઇ તો બહુ થોડું રળે છે. તેમાં વળી હું એકલી નથી. આવી અવસ્થામાં તેમના પર ભાર નાખવો એ વાજબી નથી. જેઠાણીનો છોકરો મોટો થયો છે, તેથી હવે મારી જરૂર ન હોવાથી આ બધાં તૂત ઉભાં કરે છે. પરંતુ હું તો તેમના સામું જરાયે બોલતી નથી, ઘરનું બધું કામ કરૂં છું, છતાં તેઓ મને શા માટે કાઢવા તૈયાર થયાં છે? મને મૂઠી ધાન અને સરયૂને ટીપું દૂધ આપવામાં તેઓ શા માટે આનાકાની કરતાં હશે? ઘરમાં નોકર હોત તો તેમને ખાવાનું તો આપવું પડત. શું હું તેનાથી પણ અધમ છું! ફક્ત એક જણની ગેરહાજરીમાં શું મારી આટલી બધી અધોગતિ! જો આજે તેઓ જીવતા હોત તો એક મૂઠી અનાજ માટે મારે આટલું બધું વેઠવું પડત ખરૂં! તેમની વહાલી દીકરીને ટીપાં દૂધ વગર આ રીતે અનાહારે સૂઈ રહેવું પડત ખરૂં? મારા નસીબમાં જે હોય તે ખરૂં, પણ મારી વહાલી સરયૂનું દુઃખ હું જોઇ સહીશ નહિ. પરંતુ ઉપાય શું?

બહુ વિચાર કર્યા બાદ ચિંતામાં ને ચિંતા પ્રભાવતીની આંખ મીચાઈ. આખા દિવસની ભૂખી હોવાથી, તેમાં વળી પાછલી રાતે ઉંઘ

આવવાથી પરોઢીઆમાં ઉઠી શક્યું નહિ. જરા તડકો ચઢયે આંખ ઉઘડી, તરત જ પથારીમાંથી ઉઠી બહાર આવી. રમાસુંદરી હજુ સુધી ઓરડા બહાર આવી નહોતી. પ્રભાવતીનું આખું શરીર દુઃખતું હતું, માથું ફરતું છતાં તે સાવરણી લઇ વાળવા લાગી. હરિપ્રસાદ દાતણ કરવા ડેલી બહાર ગયો હતો, તે આ વેળા ઘરમાં આવ્યો. આવતાં જ તેની નજર ફળીઆ પર પડી. ફળીઆમાં કોઇએ વાસીદું વાળ્યું નહોતું, પાણીઆરામાંથી વાસી પાણી કાઢયું નહોતું. આ બનાવ જોઇ તેણે રામપ્રસાદને હાંક મારીઃ " રામ, આમ આવ જોઉં, વહુને પૂછ કે હજુ સુધી આમ કેમ છે? અત્યાર સુધી ઘરમાંથી કચરો પુંજો કેમ નીકળ્યો નથી. આમ થશે તો ઘરમાં લક્ષ્મી ટકશે કેમ ! "

રામપ્રસાદે વચ્ચેથી જવાબ આપ્યો, કાલે એકાદશી હતી, તે માટે ભાભીને ઉઠતાં વાર લાગી જણાય છે."

"તારે વકીલાત કરવાની નથી." કહેતાં કહેતાં મોટી વહુ ઓરડામાંથી બહાર આવ્યાં. બહાર આવી ઓસરીમાં બેઠાં. સુધા ખોળામાં હોવાથી તેનાથી કશું કામ થાય તેમ નહોતું. તેણે ભમર ચઢાવી કહ્યું, " આમને આમ આ છોકરાને ટકાનો કરી નાખ્યો. બાપરે ! આટલો દહાડો ચઢયો છતાં ઘરમાંથી કચરો-પુંજો વળાયો નથી ! "

રામપ્રસાદે કહ્યું, " ભાભી, તમે વળી કયે દહાડે વહેલાં ઉઠયાં છો?

" ચુપ રહે હરામજાદા " કહી હરિપ્રસાદે પાસે પડેલો જોડો રામપ્રસાદ પર ફેંકયો. રામપ્રસાદે જોડો અટકાવવા માટે હાથ ધર્યો, પરંતુ જોરથી આવેલો ધા ઉછળી તેના હોઠપર વાગ્યો. હોઠમાંથી દડદડ કરતી ધાર વહેવા લાગી.

મોટી વહુએ કહ્યું, " આટલેથી નહિ માને, હજુ થોડો મેથીપાક જમાડો. છોકરાનો મિજાજ વધી ગયો છે. "

રામપ્રસાદને બીક લાગી કે રખેને ભાઇ ભાભીના કહેવા પ્રમાણે કરે તેથી તે દોડતો દોડતો પ્રભાવતીને વળગી પડ્યો. તેના હોઠમાંથી લોહી પડતું હતું. પ્રભાવતીએ લોહી ધોઇ નાખ્યું. સમજાવીને પોતાની ઓરડીમાં લઇ ગઇ. હરિપ્રસાદ પોતાની સ્ત્રીનો બીજો હુકમ ન માનતાં ઉતરેલે મોંએ લુગડાં પહેરી બહાર ચાલ્યો ગયો.

આ દરમિઆન હોંકારા સાંભળી આજુબાજુની સ્ત્રીઓ ચિકિત્સા જોવા માટે દેસાઇની ડેલી તરફ આવવા લાગી. કેટલીક સ્ત્રીઓ ઘરમાં પેઠી. સ્ત્રીઓને જોઈ મોટી વહુને શૂર છૂટયું, તેના મોંમાંથી વાણીનો ફુવારો છૂટયો. તેની જીભ જેમ આવે તેમ લવવા લાગી. એ બધાંનો ભાવાર્થ એટલો જ હતો કે " અત્યાર સુધી ઘરમાં વાસીદું વળાયું નથી. નાની વહુ મારા પર અદેખાઇ કરી મોડી ઉઠે છે. દરરોજ તો હું વહેલી ઉઠી બધું કરી નાખું છું. પણ આજે છોકરી રડ પર ચઢી હોવાથી વહેલી ઉઠી શકી નહિ. આવી અદેખી બાયડી તો મેં કોઇ જોઈ નહિ " વગેરે વગેરે.

કોઇ ભયથી, કોઇ ખુશામત કરવા ખાતર રમાસુંદરીનાં વચનો ખરાં માનવા તૈયાર થયાં, કોઇ કોઇ પ્રભાવતીની નિંદા કરવા લાગ્યાં. પરંતુ આ ટોળામાં એક સત્યવાદિની વૃદ્ધા હતી. તે આ બધું સાંભળી શકી નહિ. તેણે કહ્યું, " નાની વહુનું ભાગ્ય ફર્યું. તેમાં તું શું કરે બેટા ! પરંતુ આજે તો તારે વહેલાં ઉઠી એ બધું કામ કરવાની જરૂર હતી. મારી આટલી ઉમ્મર થઇ છે, એકાદશીઓ કરતાં કરતાં મારા હાડકાં સખ્ત થઇ ગયાં છે તોપણુ ભર ઉનાળામાં એકાદશીની રાત્રિ

ગુજારતાં મારી આંખો ઓડે આવે છે, તો પ્રભાવતી તો હજુ નાની છે. તેણે કેવી રીતે આ રાત કાઢી હશે, તે તેના વિના અગર પ્રભુ વિના કોઇ જાણે તેમ નથી. "

એ દરમિઆન પ્રભાવતી રામપ્રસાદનો હાથ ઝાલી બહાર આવી અને સાવરણી લઇ વાસીદું વાળવા લાગી. તે જોઇ પેલી વૃદ્ધાએ કહ્યુ, "અરે રે! બિચારીનું મોં કેવું સુકાઇ ગયું છે. સાવરણી મૂકી દે બેટા! નદીએ જઇ નાહી આવી થોડું ખાઇ લે."

બીજી સ્ત્રીઓ પણ આ વાતને ટેકો આપવા લાગી. પ્રભાવતી હજુ વાસીદું વાળ્યા કરતી હોવાથી એ વૃદ્ધાએ તેના હાથમાંથી સાવરણી ઝૂંટવી લીધી. પ્રભાવતી કરુણા ભરી નજરે તેના સામું જોઇ રહી. વૃદ્ધાની આંખોમાં આંસુ ઉભરાયાં.

રમાસુંદરી આટલી બધી સ્ત્રીઓ વચ્ચે વધુ કંઇ બોલી શકી નહિ. તે પોતાના મનમાં બબડતી બબડતી સુધાને ધડ દઇને જમીનપર પછાડી સાવરણી લઇ વાળવા લાગી. સુધા જમીન પર પડી પડી રડવા લાગી.

એક જણીએ રામપ્રસાદને સુધાને તેડવાનું જણાવ્યું. તે હોઠનાં દુઃખથી હજુ રડતો હતો તેથી એ વાત સાંભળી ન સાંભળી કરી ઉભો રહ્યો. તે જોઇ એક બીજી સ્ત્રીએ કહ્યું, "જા, નહિ તો તારા ભાઇ મારશે". મારની બીકથી તે સુધાને તેડવા ગયો. હજુ તો સુધાને હાથ પણ નહિ અડાડ્યો હોય ત્યાં રમાસુંદરી ગર્જી ઉઠી "ખબરદાર! મારી છોકરીને અડકતો નહિ."

રામપ્રસાદ હવે શું કરે? સુધાની મા જ્યારે પોતાની દીકરીને ન અડકવાનું જણાવે ત્યાર પછી શો ઉપાય? તે હોઠનું લોહી લૂછતો

ભૂસતો ઘરમા ચાલ્યો ગયો. પેલી વૃદ્ધા સ્ત્રી બોલી, " અરેરે ! આમ તે કોઈ મારતું હશે ! છોકરો કોઇ દિવસે મરી જશે ".

ત્યારબાદ બધી સ્ત્રીઓ પોતપોતાને ઘેર ચાલી ગઈ. હરિપ્રસાદ બહારથી આવ્યો. તે બહાર ઉભો ઉભો આ બધી વાત સાંભળતો હતો. જતી વેળા પેલી વૃદ્ધા તેને કહેતી ગઇ, " એ ભાઇ ! ગુસ્સે થઇશ નહિ. એકાદ બે વચનો હું તને કહેતી જાઉં છું. નાની વહુપર જરા દયા રાખતો જા. મોટી વહુને થોડું સમજાવજે. તેની ચાલચલગત જોઇ મને તો તારાં ઘરની બુરી દશા થતી જણાય છે. બાઇ માણસને આટલી બધી મ્હોએ ચડાવવી એ ઠીક નથી."

હરિપ્રસાદે કશો જવાબ ન આપ્યો. વૃદ્ધા વધુ કંઇ ન બોલતાં ચાલી ગઇ. તે ગઈ એટલે હરિપ્રસાદ ઘરમા પેઠો. તેણે ઘરમા આવી સુધાને ખોળામા લીધો રમાસુંદરીની આંખ ફરી. " રહેવા દો, રહેવા દો, એને મરી જવા દો. આડોશી પાડોશીની રાંડો આવી મને નવરી કહે છે ! "

હરિપ્રસાદ કશું બોલ્યો નહિ. તે જાણતો હતો કે જરા પણ બોલ્યા તો સત્યાનાશ વળ્યું સમજવું. તે રમાસુંદરીથી બહુજ બીતો હતો. કેટલાક પુરુષોપર સ્ત્રીનો એટલો બધો પ્રભાવ પડી જાય છે કે પુરુષ પોતે અન્યાયને અન્યાય તરીકે જાણતો હોવા છતાં તેનો પ્રતિકાર કરી શકતો નથી. હરિપ્રસાદ રમાસુંદરીનાં અલૌકિક સૌંદર્યનો અંધ ઉપાસક હતો. રમા પોતાના રૂપના જોરે હરિપ્રસાદને ફાવે તેમ નચાવતી, તેથી તે રમાસુંદરીનાં વચનોનો પ્રતિવાદ કરી શકતો નહિ; તે સુધાને શાંત કરી વિજયલાલ પાસે મૂકી દરરોજની પેઠે પોતાની નોકરીપર ચાલ્યો, ગયો. દિવસે તે હંમેશાં ત્યાં જ જમતો હતો. સાંજરે ઘેર આવી વાળુ કરતો હતો.

પ્રભાવતી નદીએ નાહીધોઇ ઘેર આવી. લુગડાં બદલાવી થોડો ગોળ મોમાં નાખી એક પ્યાલો પાણી પી રમાસુંદરીને મદદ કરવા આવી. પરંતુ રમાસુંદરીએ તેને એવી તો ધમકાવી કે તેનાથી કશું કામ થઇ શક્યું નહિ. ત્યાર બાદ થોડીવાર પછી વળી પાછી કામ કરવા લાગી. પરંતુ રમાસુંદરીએ તેના હાથમાંનું કામ ઝૂંટાવી કહ્યું, "તું તો રાજરાણી છો, તારાથી કંઇ આવું કામ થાય. હું મજુરણ છું તે કરીશ. તું તારે સુઇ રહે, જા."

પ્રભાવતીની આંખમાં આંસુ ઉભરાયા. તે મહામુશીબતે બોલી, "કાલે એકાદશી હતી, આજે ઉઠતાં જરા વાર થઇ, તે માટે આમ કેમ કરો છો બ્હેન, હું તો તમને કશું બોલી નથી."

રમાસુંદરીએ પાછું વાળી જોઈ કહ્યું, "ન કહેતી હો તો કહી લે! તું કહેતી નથી તો પાડોશી પાસે કહેવડાવે છે! મારૂં નસીબ જ એવું છે તેમાં તું શું કરે. મારે કોણ જાણે કેટલા દિવસ તારાં મહેણાં સાંભળવાં પડશે."

પ્રભાવતી વઢકણી નહોતી છતા રમાસુંદરીનાં વચનો તેનાથી સહન ન થયાં. જે સર્પ માથું નીચું કરી માટીપર ચાલ્યો જાય છે, તે પણ કચરાતાં માથું ઉંચું કરે છે. પ્રભાવતીએ કહ્યું, "બ્હેન! તમારૂં નસીબ ખરાબ છે કે મારૂં? મારૂં નસીબ ન પરવાર્યું હોત તો મારે એક મુઠી અનાજ માટે તમારાં આટલાં બધાં મહેણાં સાંભળવાં પડત ખરાં? હું તમારે ત્યાં વણ તેડ્યે આવી નથી. તેમ બોલાવી એટલે આવી છું, તો પછી હવે મને ડગલે ડગલે શા માટે પીડો છો?"

એક શ્વાસે આટલું બોલી પ્રભાવતી એક બાજુએ જઇ ઉભી. અગ્નિમાં ઘી પડતાં જેમ બમણા જોરથી આગ ભભુકે, પૂછડી કચરાતાં

જેમ નાગ ફુંફાડા મારી ઉઠે તેમ ગર્જના કરતી રમાસુંદરી બોલી, "હજુથી મારો એઠવાડ તારા દાંતમાં ભર્યો છે, ત્યાં મને ગાળો દેવા લાગી છે! તમારૂં નસીબ પરવાર્યું એટલે મારૂં ભૂંડું ઇચ્છે છે? તને કોણ અહીં રહેવાનું કહે છે, જાને કોણ તારૂં મોં જોવા ઇચ્છે છે!"

પ્રભાવતી કંઇ પણ ન બોલતાં ઓસરીમાં બેઠી બેઠી આંસુ ખેરવા લાગી. એ વખતે સરયૂએ આવી પૂછ્યું, "મા, શું ખાઉં?"

માએ કશો જવાબ ન આપ્યો. સરયૂએ મા સામું જોયું, માને રડતી જોઇ તેણે પૂછ્યું, "મા! તું કેમ રડે છે? તને શું થયું છે?"

ત્યારબાદ રમાસુંદરીને જોઇ તેની પાસે દોડી જઇ બાલિકા વ્યાકુલ કંઠે કહેવા લાગી, "ભાભુ! મારી મા રૂવે છે કેમ? મને ભૂખ લાગી છે."

પ્રિયંવદા ભાભુ ફુલડાં વરસાવતી બોલી, "મને ખા! રાક્ષસી સવારમાં ઉઠી ખાઉં ખાઉં કરે છે તે! ચુલામાં રાખ છે, જા, ભૂખ લાગી હોય તો ખા.

બાલિકા બીકે મોંએ પોતાની મા પાસે પાછી આવતી હતી. એ સમયે વિજય સુધાને લઇ ત્યાં આવી પહોંચ્યો. તેણે જોરથી સરયૂને એક લાત મારી મારથી. સરયૂ જમીન પર પડી ગઇ. રમાસુંદરીએ તે તરફ ન જોયું, પુત્રને કશું ન કહ્યું. પ્રભાવતીએ આવી સરયૂને ઉપાડી લીધી. પરંતુ આ શું! સરયૂના કપાળ પર ઉંડો ઘા પડયો હતો, તેમાંથી લોહીની ધાર વહેતી હતી. એક ક્ષણમાં ઝભલું લોહીથી રંગાઇ ગયું.

લોહી ઘણું વહેવાથી સરયૂ બેભાન થઈ ગઇ. મોં ફીકું પડી ગયું, આંખો સ્થિર થઇ ગઇ. અભાગણી પ્રભાવતી બીની, મોટે અવાજે

રડી પડી. દીકરીની અવસ્થા જોઇ તે બહુ ગભરાઇ. તેનું રૂદન સાંભળી આડોશીપાડોશી દોડી આવ્યાં. સરયૂને જોઇ બધાં ચમક્યાં. સરયૂ બેભાન થઇ પ્રભાવતીના ખોળામાં પડી હતી. ઘામાંથી હજુ લોહી ચાલ્યું જતું હતું. મોઢું લોહીથી ખરડાઇ ગયું હતું.

એકાદ બે પુરુષ આવી પહોંચ્યા, એકે પાણીથી લોહી સાફ કરી નાખ્યું, એકે આંખો પર પાણી છાંટયું, સ્ત્રી પંખો નાખવા લાગી. થોડી વારમાં સરયૂને ભાન આવ્યું. તે મોટે અવાજે રડવા લાગી. એક પુરુષે ઘામાં દવા ભરી પાટો બાંધી દીધો.

સરયૂ જરા ભાનમાં આવી એટલે બધાએ કાલી વિજયલાલને ધમકાવ્યો. કોઇકોઇએ રમાસુંદરીને થોડાં વચનો સંભળાવ્યાં. વિજયલાલે જવાબ આપ્યો. "શામાટે ન મારૂં, મને ગાળો આપતી હતી તે!"

રમાસુંદરીએ કહ્યું, "અભાગીઆ ચુપ રહેને! લોકો બીજાનો વાંક તો જોઈ શકતા નથી, જેટલો વાંક તેટલો તારોજ!"

માની સહાનુભૂતિ મળતાં લાડકો વિજય બોલ્યો, "મારી છે ને હજુ મારીશ."

એક જણે કહ્યું, "તું જો મારો સગો થનો હોત તો તારાં મોંમાંથી હું એક પ્યાલો ભરી લોહી ઓકાવત.",

એકબીજાએ કહ્યું, "મોટી વહુ! છોકરાને દાબમાં રાખો. જો બીજાનાં છોકરાંને આટલું માર્યું હોત તો કંઇને કંઈ થઇ ગયું હોત."

રમાએ કહ્યું, "એટલે કંઇ છોકરાને મારી નહિ નખાય."

એક પડોશણે પોતાને ઘેરથી પેંડો લાવી સરયૂના હાથમાં આપ્યો. સરયૂ પેંડો મળતાં છાની રહી ગઇ.

બધાં પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. રમાસુંદરી બબડતી બબડતી બધું કામ કરી નદીએ નાહી આવી. રસોડામાં જઈ રોટલી શાક કર્યાં. રામપ્રસાદ અને વિજયલાલ નિશાળનો વખત થતાં જમી કરી નિશાળે ગયાં. રમાસુંદરી પણ જમ્યા બાદ રસોડે મોટું તાળું દઈ સુધાને લઇ નર્મદાને ત્યાં જતી રહી.

પ્રભાવતી સરયૂને ખોળામાં લઇ પોતાની ઓરડીના ખૂણામાં ડુસકાં ભરી રડતી હતી. કાલે એકાદશી હતી. આજે પણ તેને દ્વાદશી છતાં એકાદશી કરવી પડી. રમાસુંદરી ખાઈ પી બહાર જતી રહી હતી, તેણે વિવેક ખાતર પ્રભાવતીને જમી લેવાનું પણ જણાવ્યું નહોતું. એટલેથી પત્યું હોત તો ઠીક હતું, પણ જમ્યા બાદ ભંડારગૃહ અને રસોડાને તાળાં વાસી કુંચીઓ સાથે લઇ ફરવા ચાલી ગઇ હતી. પ્રભાવતી પોતાની ઓરડીમાં પડી પડી આકાશ પાતાળ વિચારવા લાગી. તેને પોતાની ચિંતા નહોતી, પણ સરયૂ કે જે અત્યારે સૂઈ ગઇ હતી તે જાગી ઉઠતાં ખાવા માગશે ત્યારે તેને શું આપવું એ વિચારે તેને ગાંડી બનાવી મૂકી હતી.

તેનું માથું ભમવા લાગ્યું. થોડી વાર પછી વળી વિચારવા લાગી. " વારૂ, પણ તેઓ આમ શામાટે કરતાં હશે? મેં તો એમનો કશો ગુન્હો કર્યો નથી. મારા તરફ તેઓ અદેખાઇ શામાટે રાખતાં હશે? મને અહીંથી નસાડી મૂકવા શામાટે આટલાં બધાં ઉતાવળાં થતાં હશે. હું શું તેમને ભારે પડું છું? આ ઘરબાર, આ જરજમીન શું મારા સસરાનાં નથી? આ મકાનમાં એક મૂઠી અન્ન મેળવવાનો પણ મને અધિકાર નથી? હાય પ્રભુ! સરયૂને લઇ કોનો આશરો શોધું! સરયૂ મારૂં સર્વસ્વ છે. તેનાં દુઃખથી મારૂં કાળજું ફાટી જાય છે."

ચિંતાસ્રોત અટક્યો. સરયૂ જાગી ઉઠી. પ્રભાવતીએ તેને છાતી સરસી ચાંપી ચુંબન કર્યું. સરયૂ હસતી હસતી ગળે વળગી પૂછવા લાગી, " મા, શું ખાઉં ? હજુ ભાત થયો નથી ?"

પ્રભાવતી શો જવાબ આપે ? તેની આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી. સરયૂએ ફરીથી કહ્યું. " ચાલ મા, ભાત આપને ! "

પ્રભા: આજ ભાત થયો નથી સરયૂ !

સરયૂ: ત્યારે હું શું ખાઉંશ ?

પ્રભા: થોડી વાર ઉંઘી જા.

સરયૂ: ઉંઘ તો આવતી નથી, મા !

પ્રભાવતી મોં ફેરવી નિસાસો મૂક્યો. એ સમયે સવારે જે વૃદ્ધાએ હરિપ્રસાદને થોડાં વચનો સંભળાવ્યાં હતાં, તે સરયૂને જોવા આવી પહોંચી.

આ સ્થળે એ વૃદ્ધાની થોડી ઓળખાણ આપવાની જરૂર છે. દેસાઈના ઘરથી થોડે દૂર હરિલાલ મોદીનું મકાન હતું, હરિલાલ મોદી તો અત્યારે પરલોકવાસી થયા હતા, પણ આ વૃદ્ધા અને તેના બે પુત્રો મોદીનું નામ રાખી રહ્યા હતાં. લોકો મોદીનાં વૃદ્ધ સ્ત્રીને સાધારણ રીતે માજી કહીને સંબોધતા. અમે પણ આ નવલકથામાં તેને એ નામથી જ ઓળખશું. તેના બે પુત્ર તારાચંદ અને સૌભાગ્યચંદ સદ્‌ગુણી તરીકે મોહનપુરમાં ખાસ ધ્યાન ખેંચી રહ્યા હતા. માજી પરોપકારી હતાં, કોમળ હૃદયનાં હતાં, તેથી ગામના લોકો તેમના પર બહુ શ્રદ્ધા રાખતા હતા. મોહનપુરમાં કોઇ પણ પ્રસંગે માજી સુલેહ-પ્રવર્ત્તક તરીકે આગળ પડતો ભાગ લેતાં. કૌટુમ્બિક ઝઘડા પતાવવામાં માજીનો હિસ્સો જેવો તેવો નહોતો. તેમના પર લોકોનો એટલો બધો

વિશ્વાસ હતો કે માજી બોલે તે સાચું જ હોય એવો અભિપ્રાય સામાન્ય રીતે આખા ગામમાં ફેલાઈ રહ્યો હતો.

તેમણે દેસાઇની ડેલીમાં પ્રવેશ કરી જોયું કે ઘરમાં કોઇ નથી. મોટા ઓરડાને તથા રસોડાને તાળું વાસેલું છે. તેણે ફળીઆમાં ઉભા રહી બૂમ પાડી, " પ્રભાવતી વહુ ! "

પ્રભાવતી ભૂખી દીકરીને શું આપવું, એ વિચારમાં જ્યારે ડુબી ગઇ હતી એ સમયે માજીનો દયાળુ અવાજ સંભળાયો, " વહુ ! "

તે એકદમ ઉઠી, તેની આંખ રડી રડીને ફુલી ગઇ હતી. બહારથી અંદર આવતાં જ માજીએ સવાલ પૂછયો, " બેટા, શું હજુ તું જમી નથી ? "

પ્રભાવતી માજી સામી નજર કરી નીચું મોં કરી બેસી ગઇ, સરયૂએ કહ્યું, " મેં પણ કશું ખાધું નથી, મારી માએ પણ કશું ખાધું નથી. "

માજી પ્રભાવતી પાસે બેસી તેનો હાથ પકડી પૂછવા લાગ્યાં, " મોટી વહુ કયાં છે ? "

પ્રભા: બહાર ગયાં હશે.

માજી: હજુ રાંધ્યું નથી ?

પ્રભા: રાંધ્યું છે પણ આજે મને જમવા બોલાવી નથી.

માજી: છોડીને પણ ન બોલાવી ?

પ્રભા: ના.

માજી: તેં સવારે શું ખાધું હતું ?

પ્રભા: થોડો ગોળ અને એક પ્યાલો પાણી.

માજીની આંખમાં આસુ ઉભરાયાં. તેણે આંસુ લુછી કહ્યું, "આટલે સુધી વાત આવી છે! આજે જ તેનો નિકાલ કરવો પડશે. અત્યારે તો એ વાત જવા દઇએ. તું ઉઠ, મારી સાથે ચાલ!"

એમ કહી તે ઉભાં થયાં સરયૂને ખોળામાં લીધી. પ્રભાવતી તેમનો અભિપ્રાય સમજી ગઈ. પ્રભાએ ધીમેથી કહ્યું, "આપ સરયૂને બે કોળિઆ ભાત ખવરાવશો. હું આજે કશું ખાવાની નથી."

તેને બોલતી અટકાવી માજીએ કહ્યું. "એમ નહિ બને! તેં કાલે એકાદશી કરી હતી, આજ પણ અત્યાર સુધી જમી નથી, તને ભૂખી રાખી હું ઘેર જઇ જમું એ સારૂં લાગે? હું કંઇ મોટી વહુ નથી કે તેમ કરી શકું."

એમ કહી તેણે પ્રભાવતીને હાથ ઝાલી ઉઠાડી, પ્રભાવતી ઉઠતાં ઉઠતાં બોલી, "જો મારા જેઠ—."

ગુસ્સે થઇ માજીએ કહ્યું, "તેના બાપનો પણ ભાર નથી કે તે મારા સામું બોલે! તું ચાલ."

પ્રભાવતીને જવું પડયું. માજીએ મા દીકરીને પેટ ભરી જમાડયાં.

જમ્યા બાદ પ્રભાવતી વાસણ માંજવા જતી હતી, તે વખતે તારાચંદની વહુએ આવી તેનો હાથ પકડયો, "રહેવા દો, રહેવા દો, બ્હેન એ કામ તમારે કરવાનું નથી. હાથ ધોઇ ઉઠો. સરયૂને લઇ બેસો."

પ્રભાવતી વાસણ છોડતી નથી એ જોઇ માજીએ કહ્યું: વહુ, આમ આવ, તું તારે ઘેર દરરોજ વાસણ માંજે છે, પણ અહીં તારે એમાંનું કશું કરવાનું નથી.

વારંવાર ના કહેવાથી છેવટે પ્રભાવતી વાસણ છોડી હાથ મોં ધોઇ માજી પાસે આવી બેઠી. માજીએ હજુ ભોજન કર્યું નહોતું. પ્રભાવતીએ કહ્યું, “ માજી હવે આપ તો જમો. ”

તેણે કહ્યું, “ હજુ વાર છે, ” ત્યારપછી તેણે ધાંટો પાડી સૌભાગ્યચંદને બોલાવ્યો.

સૌભાગ્યચંદ જમી આરામ લેતો હતો, તેણે માજીનો ધાંટો સાંભળી કહ્યું, “ કેમ મા, શું કામ છે! ”

માજીઃ એક વખત પેલી શેરીમાં જઇ રામશંકર શાસ્ત્રીને બોલાવી લાવ.

સૌભાગ્યચંદઃ અત્યારે ખરે બપોરે !

માજીઃ છતરી લઇ જજે.

સૌભાગ્યચંદઃ મારી વાત કહેતો નથી, પણ આવા તડકામાં શાસ્ત્રીજી કેવી રીતે આવશે એ વાત જણાવું છું.

માજીઃ શાસ્ત્રીજી તારા જેવા શોખીન નથી. તેમને જઇ કહે કે બહુ જરૂરનું કામ છે માટે જલદી આવવા કૃપા કરશો.

છેવટે સૌભાગ્યચંદ શાસ્ત્રીજીને બોલાવી લાવ્યો. તેમને આવતા જોઇ માજી જરા આઘું ઓઢી બેઠાં. પુત્રવધુએ પાથરણું પાથરી આપ્યું. માજીએ પુત્રને એક પંખો લાવવાનો ઇસારો કર્યો.

રામશંકર શાસ્ત્રી બેસતાં બેસતાં બોલ્યા, “ આવાં તેડાં કરતાં તો યમનું તેડું વધુ સારૂં ભાભી, આવું વૉરન્ટ તો સરકારનું પણ નહિ છાજતું હોય! શું જરૂર પડી તે કહો ? ”

માજી પુત્રના હાથમાંથી પંખો લઇ શાસ્ત્રીજીને હવા ઢોળતાં ઢોળતાં બોલ્યાં, “ લગાર ઠંડા થાઓ પછી કહું. ”

ત્યારબાદ તેણે દેસાઇનાં કુટુંબમાં બનેલી બધી વાત ધીમે ધીમે કહી સંભળાવી. બધું કહી રહ્યા બાદ કહ્યું, "આનો ઉપાય કરવો જોઇએ. હરિપ્રસાદમાં કંઇ માલ નથી, તે બૈરીનો ગુલામ છે, હવે તમારે પાંચ જણાએ મળી આ અનાથ વિધવા તથા તેની દીકરીને ઠેકાણે પાડવી જોઇએ. રમાસુંદરી એમ માને છે, કે આ બધું મારૂં છે, હું જેને ઘરમાં રાખું તેને મારા કહ્યા પ્રમાણે વર્તવું જોઇએ. એ એમ ધારે છે પણ આપણે ન્યાયની દૃષ્ટિએ જોઇએ તો પ્રભાવતીનો પણ બધી મિલકતમાં સરખો ભાગ છે. એ વાત આપણે તેને સમજાવવી જોઇએ."

રામશંકર શાસ્ત્રી તો આ બધી વાત સાંભળી દિઙ્મૂઢ બની ગયા. થોડીવાર બાદ તેણે કહ્યું, "મેં થોડું ઘણું સાંભળ્યું હતું, પણ વાત આટલે સુધી આવી છે એ મારા ધારવામાં નહોતું. આજે જ હરિપ્રસાદને બોલાવી સમજાવીશ. આવો તે જુલમ હોય? ભગવતીની અનાથ સ્ત્રી અને દીકરીને રઝળતાં કરી શું હરિપ્રસાદ બધું ભોગવે!"

માજી: શાસ્ત્રીજી! તમારૂં લાસડીઆપણું હવે ક્યારે જશે?

શાસ્ત્રી: ત્યારે શું કરવું તે કહો?

માજી: હરિપ્રસાદ કબૂલ કરશે તોપણ રમાસુંદરી પ્રભાવતીને કદી પણ ઘરમાં રહેવા દેવાની નથી. જુઓ તો ખરા, આ છોડીને સવારમાં એવો તો માર પડયો હતો કે બિચારી માંડ માંડ બચી છે.

શાસ્ત્રી: ત્યારે શું જુદું કરવું છે?

માજી: એ સિવાય બીજો ઉપાય નથી.

શાસ્ત્રી: વારૂ, તેમ કરીએ.

માજી: ત્યારે પ્રભાવતી વહુના બાપને બોલાવવા એકાદ માણસ મોકલો.

શાસ્ત્રીઃ એ યુક્તિ સારી છે. તેની દીકરીના પ્રતિનિધિ તરીકે તેઓ કામ કરે એ વાજબી છે. ઘરમાં ન્યાયી વડિલ ન હોય તો આમ જ થાય. આજ જો નવલકિશોર દેસાઇનાં પત્ની જીવતાં હોત તો કદી આમ થાત નહિ. હું હવે જાઉં છું.

માજીઃ પધારો, પરંતુ આ વાત ભૂલતા નહિ.

શાસ્ત્રીજી ચાલ્યા ગયા. તેમનાં મકાન પાસેથી દરરોજ હરિપ્રસાદ પોતાને ઘેર જતો હતો. આજે સંધ્યાકાળ વખતે શાસ્ત્રીજી પોતાનાં મકાનના ઓટલા પર હુક્કો ગડગડાવતા બેઠા હતા. બરાબર સમયે હરિપ્રસાદ એ માર્ગે થઇ ઘેર જવા નીકળ્યો. શાસ્ત્રીજીએ તેને બોલાવી બધી વાત કહી. વાત કહી રહ્યા બાદ જણાવ્યું કે " આનો યોગ્ય બંદોબસ્ત કરવો જોઇએ. મોટી વહુના સંબંધમાં મેં જે કંઇ સાંભળ્યું છે, તે ચલાવી લેવું ન જોઇએ. તારે તારી બૈરી ને છોકરાને દાબમાં રાખવાં જોઇએ."

આ બધી વાત સાંભળી હરિપ્રસાદે કહ્યું, " હું આમાંનું કશું જાણતો નથી. પણ સાંભળ્યું છે કે વહુ દરેક બાબતમાં બહુ હઠ કરે છે. તેમનો સ્વભાવ જ ફરી ગયો જણાય છે. મને લાગે છે કે તેનાં પાપે મારાં ઘરનો વિનાશ થશે."

શાસ્ત્રીઃ માણસ કેટલા દિવસ અપવાસ વેઠી શકે ?

હરિઃ હું ઘેર જઇ આ બાબતમાં યોગ્ય તપાસ કરીશ.

આ તરફ મોટી વહુએ સંધ્યાકાળ વખતે ઘેર આવી જોયું કે ઘરમાં પ્રભાવતી કે સરયૂમાંનું કોઇ નથી. રામપ્રસાદ અને વિજયલાલ નિશાળેથી આવી ચોપડીઓ ઉઘાડી મૂકી ક્યાંક રમવા ચાલ્યા ગયા છે. તપાસ કરતાં જણાયું કે પ્રભાવતી તો સરયૂને લઇ માજીને ઘેર

ગઇ છે. આ વાત સાંભળતાં જ તેને બહુ ગુસ્સો ચડયો. તેને માજી પર પણ બહુ જ ગુસ્સો ચડયો, કારણ કે તેઓએ પ્રભાવતીને આશ્રય ન આપ્યો હોત તો ભૂખ ન વેઠાવાથી છેવટે પ્રભાવતીને પિયરનો પંથ લેવો પડત. પણ એ બુઢ્ઢીએ તાલ બગાડી નાખ્યો હોવાથી રમાસુંદરી તેના પર બહુજ ગુસ્સે થઇ. પ્રભાવતી ઉપવાસ વેઠી ઘેર કેમ પડી ન રહી એ વિચારથી રમા તેના પર પણ બહુ ગુસ્સે થઇ. રમાસુંદરીને કોઇને ઘેર જઇ આવી રીતે ટુકડા માગી ખાવા એ ઠીક ન લાગ્યું. અવસ્થા પ્રમાણે વ્યવસ્થા કરવાનું પ્રભાવતી માટે નામંજૂર હતું.

પોતાની યુક્તિ અફળ નીવડવાથી રમા મનમાંને મનમાં ધુંધવાવા લાગી. ગમે તે રીતે પ્રભાવતીને કાઢવી એજ તેનો ઉદ્દેશ હતો. તેના મનમાં એમ હતું કે હવે જ્યારે ઘરમાં મારા સિવાય બીજાં માણુસની જરૂર નથી તો પછી નકામાં આ લોકોનું ભરણપોષણ કરવાથી શો ફાયદો? ફક્ત સુકો લુખો રોટલો ખાઇ દિવસ ગુજારતાં હોય તો બન્યું. રમા તેમ ચલાવવાને તૈયાર હતી, પરંતુ આ તો સરયૂને ત્રણ વખત દૂધ જોઇએ! આટલો બધો જુલમ રમા જેવી સુલક્ષણી સ્ત્રી ચાલવા દે ખરી. તેને દઢ ખાત્રી થઇ ગઇ હતી કે બધી સંપત્તિ મારા પતિની છે, ને મારા પતિની સંપત્તિ તે તો મારી જ કહેવાય. નાની વહુ અમારે ગળે ઘંટીના પડની માફક શામાટે વળગી રહી હશે?

પ્રભાવતી પર બીજી એક બાબતસર તેને બહુ ક્રોધ ચડતો. એ બાબત આ ગુસ્સાનું મુખ્ય કારણ હતું. આખું ગામ પ્રભાવતીનાં વખાણ કરતું, રમાસુંદરી સમક્ષ તેનાં વખાણ કરતું, તેની છોડીને બધાં વખાણતાં, ચાહતાં. રમાસુંદરીથી આ કેમ ખમાય. પોતાના

વખાણ સાંભળવાને બદલે બીજાનાં વખાણ તેને કેમ ગમે ? પોતાની ચાકરડીની પ્રશંસા શેઠાણી કેમ સહન કરી શકે ? રમાસુંદરી રૂપાળી હતી, પણ તેની સુંદરતા પર પ્રૌઢાવસ્થાનાં પડળ ચડતાં જતાં હતાં, પ્રભાવતીનું સૌન્દર્ય વિકસિત મોગરાના ફુલની માફક પમરતું હતું. સેંકડો જુલમો સહન કર્યા છતાં તેનું સૌંદર્ય શિશિરસિકત વનફુલની માફક વિકસતું હતું. લોકો એ સૌંદર્યની પૂજા કરતા, તેનો વૈધવ્ય વેશ છોકરાઓની આંખોને શાંત બનાવી દેતો, બધાં તેની દયા આણતાં, વખાણ કરતાં, આ રમાસુંદરીથી કેમ સહન થાય ? રમાસુંદરીને ખાત્રી હતી કે આ બધાં વખાણ અધરથી પ્રભાવતી ઝડપી લે છે, ખરી રીતે તો એ વખાણપર મારો જ હક છે, આ રીતે વગર હકે ઝડપી લેવાતી કીર્તિપર પોતાનો અધિકાર સાબીત કરવા માટે રમા પ્રભાવતીને દૂર કરવા માગતી હતી.

આ સિવાય નાની વહુનો બીજો ગુનો એ હતો કે તેનું આદરમાન મેળવી રામપ્રસાદ કોડીનો થઇ જતો હતો. રામપ્રસાદ સુખાને છોડી સરયૂને રમાડતો, પોતાની પાસે ન બેસતાં પ્રભાવતી પાસે બેસતો, બંને જણાં ધીમે ધીમે વાત કરતાં એ રમાને તો પોતાની નિંદા જ લાગતી. આવા આવા જેના ગુના હોય એ સાપણને પોતાના ઘરમાં કોણ રાખવા ઇચ્છે ? ગમે તે રીતે પણ પ્રભાવતીને આ ઘરમાં રહેવા દેવી ન જોઇએ, એવો દૃઢ નિશ્ચય કરી રમાસુંદરીએ આજનું પગલું ભર્યું હતું.

તેમા પણ આજે સવારે જે બન્યું છે, ત્યારપછી તો પ્રભાવતીને એક ક્ષણ પણ ઘરમાં રાખવાને રમા તૈયાર નહોતી. મારો વિજયલાલ તો બચ્યું છે, તેણે એવો શો ગુન્હો કર્યો છે કે એ તેને આખા

ગામમાં વગોવતી ફરે છે. આખું ગામ એ બિચારાને ધમકાવી ગયું તે! જેને માટે આટલી બધી લાંછના ભોગવવી પડે છે તેને ઘરમાં રોટલા આપવાની શી જરૂર છે! તેણે તો અન્નપાણી તજી મરી જવું જોઇએ.

જ્યારે તે ઘેર આવી ત્યારે કોઈ ઘેર નહોતું, એટલું જ નહિ પણ પ્રભાવતી તો બીજાને ઘેર જઇ બેઠી હતી. રમાસુંદરીનાં દિવ્ય નેત્રોએ તેને કેટલીક સ્ત્રીઓ વચ્ચે પોતાની જ નિંદા કરતી જોઈ. હાય! આ તે કેમ ખમાય, આ તે કેમ સહન થાય, આ ભયંકર અપરાધ સબબ તે પ્રભાવતીનું સત્યાનાશ વાળવા તૈયાર થઇ.

હરિપ્રસાદ ગંભીર મોંએ ઘરમાં આવ્યો. રામશંકર શાસ્ત્રીએ પોતાની સ્ત્રી બાબત ખરાબ મત બાંધ્યો હોવાથી તે બહુ ગુસ્સે થયો હતો. રમાસુંદરીની ઉગ્ર પ્રકૃતિને હરિપ્રસાદ કદી પણ અતિ ઉગ્ર બનાવવાનું સાહસ કરી શકતો નહિ, પણ આજે રામશંકર શાસ્ત્રીજીએ તેના પર જે અપરાધો ચઢાવ્યા હતા તે જો સત્ય હોય તો કંઇ કરવું જોઇએ. આમ હોવાથી ઘર તરફ આવતાં રસ્તામાં જ કઇ રીતે વાત કરવી, વાત ખરી હોય તો કઇ રીતે તિરસ્કાર કરવો વગેરે બાબતનો કાચો ખરડો તૈયાર કરતો કરતો તે ગંભીર ચહેરે ઘરમાં આવ્યો.

પરંતુ ઘરમાં પેસતાં જ પત્નીનું લાલચોળ મુખમંડળ, સળગતી આંખો અને ફફડતા હોઠો જોઇ તેનો બધો વિચાર રસાતળમાં પહોંચી ગયો. તેણે ઘરમાં પેસી પૂછ્યું, " વિજય ક્યાં છે? છોકરો બહુ જ ઉદ્ધત થતો જાય છે, તેના તોફાનથી તો મારાથી માણસો આગળ ઉભું પણ રહેવાતું નથી."

રમાસુંદરીએ ગંભીર ચહેરે પૂછ્યું, "કેમ, તેણે એવું શું કર્યું છે? કોઈની છાતીમાં હાલ્લાં ફોડયા છે કે શું?"

હરિ—સરયૂને આવું મરાય—લગાર વધુ વાગ્યું હોત તો હમેશને માટે કાળી ટીલી ચોંટત. આવું કંઇ સારૂં કહેવાય!

રમા—લોકોને તો એવી જ ટેવ છે! પીટચાઓને જૂઠું બોલ્યા સિવાય ચાલતું જ નથી! વિજય સરયૂપર થૂંકે પણ શા માટે—એ તો વાત એમ બની કે તેઓ બંને પડસાળની કોરણ પર રમતાં હતાં, રમતાં રમતાં સરયૂ પડી ગઇ, તેથી એટલું બધું વાગ્યું. મારો વિજય કંઈ એવો નથી કે જેના તેનાં શરીર પર હાથ ઉપાડે!

હરિ—એ તો ઠીક! તેં આજે નાની વહુને ખાવાનું કેમ નથી આપ્યું?

રમા—ઓ મા! ક્યાં જાઉં રે!! તે તો ભોઠીને લઇ પોતાની ઓરડીમાં પડી રહી. ઉઠી નહિ, કામ કરવાની બીકે રસોડામાં પણ ન પેઠી ને છેવટે બધો અપરાધ મારો! મારૂં નસીબ ફૂટ્યું એમાં તમે શું કરો! હાય હાય! હવે મારે ક્યાં જવું!

હરિ—મેં સાંભળ્યું છે કે તું ઘરને તાળાં વાસી બહાર ગઇ હતી, તેઓ બંને ભૂખથી તરફડતાં હતાં, છેવટે તેને મામી પોતાને ત્યાં લઇ ગયાં હતાં. તારો જુલમ બહુ વધતો જણાય છે. તારાં કામો મને લોકો આગળ મોં દેખાડતાં અટકાવે છે.

રમાસુંદરીએ આ વખતે પોતાનું છેલ્લું શસ્ત્ર છોડયું. તે ડુસકાં ભરતી ભરતી રડવા લાગી. તેની આંખમાં આંસુ જોઇ હરિપ્રસાદનો ક્રોધ ઉતરવા લાગ્યો. સ્ત્રીના આંખમાં પાણી જોઇ ઘણાખરા મહાવી-

રોની આવી જ દશા થાય છે; માટે આપણે હરિપ્રસાદને દુર્બળ ચિત્તવાળો અગર કાયર તો નહિ જ કહીએ. ધ્યાનપૂર્વક જોઇશું તો આવા હરિપ્રસાદો ઘેર ઘેર માલૂમ પડશે.

એોસડે કામ કર્યું છે જોઇ રમાસુંદરીની આંખમાંથી આંસુની રેલ ચાલી, આંસુ સાથે ભાષણ પણ શરૂ થયું, "અરેરે! આજની રાત જવા દો–કાલથી તમારે લોકોમાં મોં સંતાડવાપણું રહેશે નહિ. આ મોંબળી છોડી મારા પગની બેડી થઇ પડી છે, તેને કાલે જ મારી મા પાસે મોકલી દઇ હું મારો રસ્તો લઇ પરવારીશ. કાલે જ હું કેરોસીન છાંટી કાપડ સળગાવી બળી મરીશ."

હરિપ્રસાદની છાતી ધડકવા લાગી. તે રમાસુંદરીને શાંત પાડવાની કોશીષ કરવા લાગ્યો. પરિણામ એ આવ્યું કે તે જેમ જેમ નરમ થતો ગયો, તેમ તેમ રમા ગરમ થતી ગઈ. છેવટે ઘણી વાતચીત બાદ એ નક્કી થયું કે પ્રભાવતીએ રમાસુંદરીને વિના કારણે બદનામ કરી છે. બીજાને ઘેર જઇ નકામું ઘર વગોવ્યું છે, તેનું મોં જોવું એ પણ પાપ છે, માટે આવતી કાલે જ તેને પીએર મોકલી દેવી. ચતુર રમાસુંદરીએ પોતાના પતિને આ વાત એવી તો સમજાવી દીધી કે હરિપ્રસાદના મનમાં સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ કે ઘરમાં કંકાસ ઘાલનાર નાની વહુ જ છે. આ તો બિચારી સોજા સાપ જેવી છે. આડોશીપાડોશી પ્રભાવતીને ખરાબ શીખવણીથી ઉશ્કેરે છે. તેને ખાત્રી થઇ ગઇ કે નાની વહુને ઘરમાંથી રજા આપ્યા સિવાય હું ગામમાં બદનામ થતો અટકવાનો નથી.

બીજે દિવસે સવારમાં હરિપ્રસાદની આજ્ઞા મુજબ રામપ્રસાદે માજીને ઘેર જઇ મોટાભાઇનો આ હુકમ જાહેર કર્યો. પ્રભાવતીએ

કહ્યું, " કાલે મારા બાપુ આવવાના છે, તેઓ આવશે એટલે હું તેની સાથે ચાલી જઇશ."

રામપ્રસાદે આ વાત હરિપ્રસાદને કહી. હરિપ્રસાદ જવાબ સાંભળી કંઈ ઉંડા વિચારમાં પડ્યો.

આ તરફ માણસ મારફત પ્રભાવતીના પિતા કાળિદાસે બધી વિગત સાંભળી. તે તરત મોહનપુર આવી પહોંચ્યો. પ્રભાવતી અને શાસ્ત્રીજી પાસેથી બધી વિગત સાંભળી, તેણે નક્કી કર્યું કે અહીંનો કંઇ નિવેડો આણી દીકરીને મારે ઘેર લઇ જવી.

બીજે દિવસે રામશંકર શાસ્ત્રી અને ગામના બીજા પાચ વૃદ્ધોને લઇ કાળિદાસ હરિપ્રસાદને ઘેર આવ્યો. આટલા બધા માણસો સાથે કાળિદાસને પોતાને ઘેર આવતો જોઈ હરિપ્રસાદ વિચારમાં પડ્યો. રામશંકર શાસ્ત્રીએ બધી વાત કહી સંભળાવી. તેણે કહ્યું, " ભાઇ, તારા ઘરની સ્થિતિ જોતાં નાની વહુ તારા ઘરમાં રહી શકે તેમ નથી તે છોડી સાથે તેના બાપને ઘેર રહેશે તો વધુ સુખી થશે, એમ અમને લાગે છે. માટે તે ત્યાં સુખેથી દિવસો ગુજારી શકે અને દીકરી મોટી થતાં સુપાત્રને સોંપી શકે એવી વ્યવસ્થા કરી આપવી એ તારી ફરજ છે."

વાત આટલે સુધી આવશે, એમ હરિપ્રસાદે જાણ્યું નહોતું. માટે આ વાત સાંભળતાં જ હરિપ્રસાદની આંખે અંધારાં આવવા લાગ્યાં. તે આમતેમ જોવા લાગ્યો, શું બોલવું એ તેને સૂઝ્યું નહિ. છેવટે કંઇક નિશ્ચય કરી તે બોલ્યો, " એ તો સારી વાત, જો તેમને એકલાં રહેતાં મુઝવણ પડતી હોય તો ભલે જુદું ઘર લઇ રહે. પણ પિએર જવાની શી જરૂર છે!"

શાસ્ત્રી–અહિં તેમની સંભાળ કોણ રાખે?

હરિ–કેમ, હું તો છું ને, ભગવતીપ્રસાદ ગયો એટલે શું તેની વહુ સાથેનો અમારો બધો સંબંધ ગયો કે શું?

શાસ્ત્રી–ના બાપુ, પણ એ અહીં રહેશે તેથી તે પણ સુખી નહિ થાય, તેમ તું પણ સુખી નહિ થાય. એટલા માટે હું કહું છું કે હાલમાં મિલ્કતના ભાગ પાડવાની તો જરૂર નથી પણ તું તેમની ખોરાકીપોશાકી માટે માસિક પગારની વ્યવસ્થા કરી દે. તે સિવાય તારા પિતાની મિલ્કતમાંથી અથવા તારા પિતાની મિલ્કતની વાર્ષિક આવકમાંથી રૂપીઆ એક હજાર સરયૂના વિવાહ માટે પ્રભાવતી વહુને સોંપી દે.

હરિ–એ શું બોલ્યા! હજાર રૂપીઆ!! હજાર રૂપીઆ ક્યાંથી લાવું? તમે જાણો છો કે અનાજ વેચી મારા બાપનું કારજ કર્યું છે. તોપણ એટલું તો હું કબુલ કરૂં છું કે સરયૂના વિવાહનો ભાર મારે માથે છે. તે મોટી થશે એટલે વિવાહ સબબ જે કંઇ ખર્ચ થશે તે હું જ આપીશ.

શાસ્ત્રી–માસિક પગાર શું આપીશ?

હરિ–આપ કહો તે.

શાસ્ત્રી–માસિક દસ રૂપીઆ લેખે વાર્ષિક ૧૨૦ રૂપીઆ અને બીજાં પરચુરણ ખર્ચ માટે ૩૦ રૂપીઆ મળી કુલ ૧૫૦ દર વર્ષે તારે આપવા પડશે. વળી રાંધવા સીંધવાનાં વાસણ પણ આપવાં પડશે.

હરિપ્રસાદ આ વાત સ્વીકારવાની ના પાડવા લાગ્યો. રકઝક ચાલી, છેવટે કાલિદાસે કહ્યું કે "ત્યારે પછી એ બધી વ્યવસ્થા જવા દો.

પાંચ જણા મળી મારી દીકરીને રીતસર ભાગ પાડી આપો એટલે થયું. વાસણ કુસણ, જર જમીન વગેરેનો ભાગ મારી દીકરીને મળશે એટલે તે પર તેનો નિર્વાહ ચાલશે." આવી જાતની કોઈ પણ વ્યવસ્થા હરિપ્રસાદને રુચે તેમ નહોતું, કારણ કે તેથી પોતાની અરધી સંપત્તિ તણાઇ જાય તેમ હતું. એટલે તે ઉપલો ઠરાવ સ્વીકારવા તૈયાર થયો. તે સિવાય સરયૂના વિવાહ માટે હજાર બારસો રૂપીઆ ખરચવાની તેણે આ સર્વ માણસો સમક્ષ કબુલાત આપી.

વાસણ કુસણ, ગાદલાં ગોદડાં વગેરે પરચુરણ સામાનના તરત જ ભાગ પાડવામાં આવ્યા. બીજે દિવસે કાલિદાસ પ્રભાવતી ને સરયૂને લઇ પોતાના ગામ તરફ રવાના થયો. એક ગાડામાં બાપ દીકરી બેઠાં અને બીજા ગાડામાં સરસામાન ભરવામાં આવ્યો.

રમાસુંદરીએ જ્યારે આ બધી વાત સાંભળી, ત્યારે તે માથું કુટવા લાગી; પ્રભાવતી, કાળિદાસ અને શાસ્ત્રી મહારાજ પર ગાળોનો વરસાદ વરસાવવા લાગી. માજીની સાત પેઢીને નરકમાં નાખવા લાગી. ઘરનાં વાસણકુસણ વગેરે સરસામાનમાં ભાગ આપતાં તેની આંખો આડે આવી હતી. તેણે જે માણસને હાથે પગે ઘર બહાર કાઢવાનું ઇચ્છયું હતું, તે માણસ આટલી બધી જણસો લઇ જાય, એ કેમ રુચે. તે સિવાય વરસે દોઢસો રૂપીઆ, તેની છોડીને પરણાવવાનાં ખર્ચ બદલ હજાર રૂપીઆ! આટલું બધું તે કેમ અપાય! લોકો કેવા પક્ષપાતી છે!! જરૂર આ લોકમાંથી ન્યાય ચાલ્યો ગયો છે! મારાં છોકરાં શું ખાશે, તે તરફ કોઇએ કશું ધ્યાન આપ્યું નહિ. બધું નાની વહુને આપી દીધું. આ શોકને લીધે તેણે ત્રણ દહાડા સુધી અન્ન તજ્યું. છેવટે હરિપ્રસાદે તેને ઘણું સમજાવ્યું. ભાગ પાડવા કરતાં આ સોદ-

વણુ સારી થઇ છે, એ દાખલા દલીલોથી સાબીત કરી બતાવ્યું, ત્યારે તે કંઇક સમજી. રમાસુંદરી ઇચ્છવા લાગી કે હવે પ્રભાવતી અને તેની દીકરી મરી જાય અને અહીંથી લઇ ગયેલ બધી સંપત્તિ પાછી આવે તો ઘણું સારૂં. તે રાતદહાડો આશાભરી નજરે ભવિષ્ય તરફ જોઇ સવાર બપોર ને સાંજ દેવતાની પાસે પ્રભાવતી ને સરયૂનું મરણ ઇચ્છવા લાગી. આડોશી પાડોશીમાંનું કોઇ તેને ઘેર બેસવા આવતું તો તે બબડતી કે "નાની બહુ બહુ કમજાત નીકળી, મારૂં ઘર ચકવે ચડાવી તે બાપને ઘેર ગઇ."



## પ્રકરણ ૫ મું

### રામપ્રસાદનું દુઃખ



સુણાતું તે ય કયાં બેસી! નથી કો ઠામ રોવાનું,
બન્યું છે એ કદર દુનીઆ વિષે જ્યાં ત્યાં વગોવાનું.

—મણીલાલ.

વાર્તાની શરૂઆતમાં અમે તેર વર્ષના જે બાળકનો ઉલ્લેખ કર્યો છે, તે આપણો રામપ્રસાદ છે, અને તેની ભાભી તે આપણી રમાસુંદરી છે.

પ્રભાવતી ચાલ્યા ગયા બાદ રામપ્રસાદ પર જુલમ વધતો જતો હતો. ઘરનું નાનું નાનું કામ પણ તેને કરવું પડતું હતું. ઘેર હોય ત્યારે સુધાને રમાડવી પડતી, કેડે લઇ ફરવું પડતું. રામપ્રસાદ સુધાને ચાહતો હતો પણ જ્યારે તે રડતી ત્યારે રમાસુંદરી રામપ્રસાદ પર તેને માર મારવાનો આરોપ મૂકતી. રામપ્રસાદના ગુનાનો સાક્ષી પણ ચળી જતો. તે સાક્ષી વિજયલાલ પોતે હતો. માના અનુપમ ગુણો તેનામાં પણ

આવી વસ્યા હતા. જૂઠું બોલવું, છેતરપિંડી કરવી એ તેના શરીરનું આભૂષણ હતું. રમાસુંદરી તેના દોષ જોતાં છતાં ધ્યાવતી નહિ—ઉલટું હસવામાં ઉડાડી નાખતી. રામપ્રસાદ કોઇ જૂઠા આરોપનો ઇનકાર કરતો તો વિજયલાલ એટલું જ કહેતો કે "ના મા, કાકા જૂઠું બોલે છે" આટલું કહેતાં જ રમાસુંદરી દીકરનું ખરૂં માની બેસતી, રામપ્રસાદને કેટલાંક વચનો સંભળાવતી, અભાગીઓ રામપ્રસાદ નીચું મોં કરી બધું સાંભળી લેતો, તેની આંખમાંથી ખળખળ કરતો અશ્રુપ્રવાહ છૂટતો, એ અશ્રુપ્રવાહ ઢોંગની નિશાની ગણાતી.

પ્રભાવતી ગયા બાદ આ પ્રમાણે પીડામાં ને પીડામાં રામપ્રસાદના દિવસો ગુજરવા લાગ્યા.તેનો મોટો ભાઇ સ્ત્રીવશ હતો, રમાસુંદરીનાં રૂપવહ્નિનાં પતંગ રૂપ હતો, તેની આગળ ફરિયાદ કરાય તેમ નહોતું. જ્યાં સુધી માતા જીવતી હતી, ત્યાં સુધી રામપ્રસાદ બહુ તોફાની હતો, પરંતુ માતાનાં મરણ બાદ તેનામાં બહુ જ પરિવર્તન થયું હતું તે હવે શાંત, બુદ્ધિશાળી અને વિવેકી થયો હતો. પણ તેથી શું ? ભાભીની દૃષ્ટિએ જોનાર ભાઈ રામપ્રસાદને અવિવેકી, ઉદ્ધત અને મૂર્ખ લેખતો, પરિણામ એ આવતું કે ભાઇની પાસે હંમેશાં રામપ્રસાદનો કેસ માર્યો જતો.

તેને નિશાળના પાઠ વાંચવા જેટલો સમય પણ મળતો નહોતો. તેને વાંચતો જોઇ રમાસુંદરી કંઇને કંઇ કામ બતાવતી ! ગરીબ રામપ્રસાદ એ કામ તરત જ ન બજાવતો તો તેના નામ પર આજ્ઞા ન માનવાની ફરિયાદ થતી. તેને કેટલાય દિવસ નિર્જળા એકાદશી કરવી પડતી. રાત્રે ભૂખ્યાં સૂઇ જવું પરતું, ભૂખ્યાં ઉંઘ આવી જતી તો કોઈ તેને જમવા માટે બોલાવતું નહિ. તે વખતોવખત માજીને ઘેર જઇ રડતો, માજી સાન્ત્વના આપતાં, આખા મોહનપુરમાં માજીનાં

ઘર સિવાય રામપ્રસાદને માટે સાન્ત્વનાનું બીજું સ્થળ નહોતું. આ સ્થળે પણ છૂપી રીતે જવું આવવું પડતું. રમાસુંદરી આ વાત જાણે તો ભોગ મળતા.

પ્રભાવતી ગયા બાદ આ રીતે બે વર્ષ વીતી ગયાં. તે ગુજરાતી છઠ્ઠી ચોપડી ભણતો હતો. વિજયલાલ આઠ વરસનો હતો, તે પહેલી ચોપડી ભણતો હતો. તેની વર્તણુક નિશાળમાં પણ ઘર જેવી જ હતી. મહેતાજી દરરોજ તેને મારતા, તિરસ્કાર કરતા. રામપ્રસાદ ઘેર આવી એ વાત રમાસુંદરીને જણાવતો તો વાચાળ વિજયલાલ બોલી ઉઠતો કે "મારે જ તો! તમે મને જરા પણ શીખવો નહિ તો પછી મને શું આવડે. વળી જે કંઇ શીખવો છો એ પણ બધું જુઠું."

બુદ્ધિશાળી રમાસુંદરી માથું હલાવી કહેતી, "બેટા, કાકો તો કહેવાનો–વાસ્તવિક રીતે તે તારો શત્રુ છે. તું કંઇ ભણે–એ તે જોઇ શકે ખરો!"

યોગ્ય સમયે આ વાત રજની ગજ થઇ હરિપ્રસાદ આગળ આવતી. આવા ગુના સબબ હરિપ્રસાદ રામપ્રસાદને એવો માર મારતો કે બે ત્રણ દિવસ સુધી તેનું આખું અંગ દુઃખતું. આ સંબંધી એક અક્ષર પણ બહાર પાડવાનો અધિકાર રામપ્રસાદને નહોતો. અતિશય માર સહન ન થવાથી કોઇ કોઇ વાર રામપ્રસાદ બળવો ઉઠાવવા તૈયાર થતો. લાલચોળ આંખો કરી ભાઇ ભોજાઇ સામું જોતો. પરંતુ તરતજ ગુસ્સો સમાવી પડયો પડયો રુદન કરતો. કોઇ કોઇ દિવસ કહેતો કે "તદ્દન મારી નાખો, એટલે બધી પીડા પતે! હું જે કંઇ બોલું તે બધું જૂઠું ને ભાભી જે કંઇ કહે તે સાચું! તમારી પાસે ન્યાય છે જ કયાં?"

મોટો ભાઇ કહેતો—"ચુપ લુચ્ચા ! એવું બોલ્યો તો ઘરમાંથી કાઢી મૂકીશ."

રામપ્રસાદ નિશાળમાં ઉત્તમ વિદ્યાર્થી તરીકે પંકાતો હતો. મહેતાજી હરિપ્રસાદ આગળ તેનાં વારંવાર વખાણ કરતા, પરંતુ તેથી શું ? ભાભી તેને જોઇ શકતી નહિ, તેથી તેના ગુણો પણ દુર્ગુણ રૂપ બની જતા.

વિજયલાલને પેટમાં દુખવાનો તથા માંથું ચડવાનો રોગ વારંવાર થતો. જે દિવસ નિશાળે જવાની ઇચ્છા ન હોય તે દિવસ સવારથી તેનું માથું ચડતું અગર પેટમાં દુખાવો ઉપડતો. રમાસુંદરી તે દિવસ દીકરાને નિશાળે જવા દેતી નહિ. વિજય ન જાય ત્યારે રામપ્રસાદને માટે નવી પીડા ઉભી થતી. કારણ કે તે દિવસે દસ વાગતાં જમવાનું ન થતું. આથી તે દિવસે રામપ્રસાદને કાંતો નિશાળે જવું બંધ કરવું પડતું અગર એકાદ મૂઠી ચણા ફાકી નિશાળે જવું પડતું. આવા બનાવ મહિનામાં પાંચ છ વખત બનતાં.

આપણી વાર્તાની શરુઆત કરતાં જે વાતચીત શરુ થઇ હતી, તેની આગલી રાત્રે વિજયલાલને વખતોવખત થઇ આવતો રોગ લાગુ પડયો હતો. તેનું શરીર જરા ગરમ થયું હતું. બીજાં છોકરાં તો એટલા તાવને ગણકારે પણ નહિ, પણ વિજયલાલની વાત જ જુદી હતી. વિજયલાલ તો જાણે ઘણા દિવસનો માંદો હોય તેમ પથારીવશ થઇ પડયો. તેની માને દીકરાની પથારી પાસે બેસી રહેવું પડયું. પ્રભાવતીના ગયા બાદ રમાસુંદરીએ ઘરનું કામકાજ કરવા માટે એક દાસી રાખી લીધી હતી, તે ઘરનું કામકાજ કરી અત્યારે સુધાને લઇ બહાર ગઇ હતી. વિજયને તાવ આવેલ હોવાથી તે નિશાળે જવાનો નહોતો,

માટે દશ વાગતામાં જમવાનું કરવાની જરૂર નહોતી. રામપ્રસાદને માટે દશ વાગ્યામાં ખાવાનું કરી આપે એટલું પરહિતેચ્છુ આ ઘરમાં કોઇ નહોતું. રમાસુંદરી નિશ્ચિંત ચિત્તે ઉંઘતી હતી.

આ સ્થિતિ જોઇ રામપ્રસાદ મુંઝાયો. ભાભીસાહેબ ઉંઘે છે, વિજયને નિશાળે જવું નથી, ચુલામાં રાખ સિવાય બીજું કશું નથી, રસોઇની શરુઆત પણ થઇ નથી. શું ખાઇ નિશાળે જવું! તેણે કંઇક નાસ્તાની આશાથી ધીમેથી પૂછ્યું, "ભાભી, ખાવાનું થયું છે?" આવા ધીમા સ્વરથી પણ ભાભીની નિદ્રામાં અડચણ આવી. તેણે જે કઠણ વચનો સંભળાવ્યાં તે વાચકોએ પહેલા પ્રકરણમાં સાંભળ્યાં છે.

આડે દિવસે તો ખાવાનું મોડું થાય ત્યારે કંઇ નાસ્તો મળતો, પણ આજે તો ચુલામાંથી રાખ ખાવાની આજ્ઞા થઇ. રામપ્રસાદ વિચારવા લાગ્યો, "હાય! મારા ભાઇ જો માણસ હોત તો ચુલામાંથી રાખ કોને મળત તે દેખાડી આપત."

પરંતુ તેમ તો નહોતું, એટલે નકામા નિસાસા નાખ્યે શું વળે? ગરીબ રામપ્રસાદ ભૂખ્યે પેટે નિશાળે ગયો. તે જ્યારે પાંચ વાગે ઘેર આવ્યો ત્યારે તેનું મોં સુકાઇ ગયું હતું, પણ તે તરફ જોઇ હૃદયમાં દયા લાવે એવું કોણ હતું? રમાસુંદરીનાં પથ્થર જેવાં હૃદયને રામપ્રસાદની દયા ન આવી. તેણે તેને બોલાવી જમવા ન બેસાડયો.

રામપ્રસાદ ચોપડીઓ યોગ્ય સ્થળે રાખી, હાથપગ ધોઇ, રસોડા પાસે જઇ બેઠો. તેણે ધાર્યું કે ભાભી મને ખાવાનું આપશે. પાંચ, દસ, પંદર મિનિટ વીતી ગઇ. લગભગ એકાદ કલાક એ રીતે બેઠા પછી ખાવાનું આપવાની તૈયારી ન થઇ ત્યારે તેણે ધીમેથી કહ્યું, "ભાભી, ખાવા આપશો?"

રમાસુંદરી ગર્જના કરી ઉઠી, " થોડીવાર બેસ, પ્રથમ તારો નાદ ઉતારું, પછી ખાવાનું આપું. મને બધું યાદ છે, તેમને ઘેર આવવા દે. પ્રથમ તારી પૂજા થવા દે, પછી ખાવાનું મળશે!"

રામપ્રસાદ તે જ જગાએ બેઠો રહ્યો. તેણે ધીમેથી કહ્યું, " બાબા, મેં આખા દિવસનું ખાધું નથી, તમારા શરીરમાં દયાનો છાંટો છે કે નહિ; અત્યારે તો ખાવાનું આપો, ત્યાર બાદ જે કરવાનું હોય તે કરજો."

આ વચનો સાંભળતાં જ રમા વધુ તાડુકી—" મારા શરીરમાં તો દયાનો છાંટો નથી, જા તારાથી થાય તે કરી લે, રડયા! હું માણસ નથી, ડાકણ છું, રાક્ષસી છું."

રામપ્રસાદે જોઇ લીધું કે આ પત્થરની પુતળી ચળે તેમ નથી. તેને બહુ ગુસ્સો ચડયો, ભૂખની પીડા ન સહન થવાથી તે બોલી ઉઠયો, " શું કરૂં કે મારા બાપ તમારી તરફેણમાં છે. નહિ તો તમે શું મારા તરફ આવું વર્ત્તન ચલાવી શકત."

આનો જવાબ સાંભળવા ન રહેતાં તે માજીને ઘેર ચાલ્યો ગયો. ત્યાં જઇ થોડા ચણા માગી ખાઇ લીધા. આ ઘર તેને માટે શાંતિનું સ્થાન હતું. સુખદુઃખની વાત અહીં કહેવાતી, માજીની સાન્ત્વનાથી તેનું અડધું દુઃખ ઓછું થઈ જતું. આજે માજી ઘેર નહોતાં. દીકરાની દીકરીને લઇ કોઇ સ્થળે બેસવા ગયાં હતાં. રામપ્રસાદ થોડીવાર બેઠો એટલે તે આવી પહોંચ્યાં. તેણે આવતાં વેંત રામપ્રસાદને પૂછ્યું, "રામુ! તારૂં મોં કેમ સુકાઇ ગયું છે?"

રામપ્રસાદે કહ્યું, " આજે મારા નસીબમાં અન્ન લખ્યું નથી. હમણાં જ અહીં આવી થોડા ચણા ખાધા."

માજીએ નવાઈ પામી ફરીથી પૂછ્યું, "એમ કેમ ? આજે શું આખો દિવસ ખાધું નથી ?"

રામપ્રસાદે બધી વાત માંડીને કહી. આ વાત સાંભળી તેઓ એકદમ ઉઠ્યાં, ઘરમાં જે કંઇ ખાવાનું હતું તે આપ્યું. રામપ્રસાદે પેટ ભરીને ખાધું. તેને બહુ સંતોષ થયો.

સંધ્યાકાળ વખતે હરિપ્રસાદ ઘેર આવ્યો. રમાએ મીઠું મરચું ભેળવી બધી વાત કહી. હરિપ્રસાદે રામપ્રસાદને પોતાની પાસે બોલાવ્યો. તે ત્યારે પોતાની ઓરડીમાં બેઠો બેઠો નિશાળના પાઠ તૈયાર કરતો હતો. ભાઇની બૂમ સાંભળી તે તેની હજુરમાં હાજર થયો. તેણે જોયું કે મોટાભાઇ હાથમાં નેતરની સોટી લઇ તેની રાહ જુએ છે.

હરિપ્રસાદે કઠોર સ્વરે પૂછ્યું, "તારી ભાભીને તેં શું કહ્યું હતું ?"

રામ–મેં તો કશું કહ્યું નથી.

હરિ–જૂઠ્ઠા ! કશું નથી કહ્યું ? તેને ગાળો નથી આપી ?

રામ–ના.

હરિઃ–ઉભો રહે જૂઠ્ઠા તને બતાવી આપું કે જૂઠું બોલવાનું પરિણામ કેવું આવે છે.

એમ કહી હરિપ્રસાદે હાથમાંની સોટી ઉંચકી ઉપરાઉપર ચાર પાંચ સપાટા ઝુડી કાઢ્યા. રામપ્રસાદ રડતો રડતો બોલ્યો, "ભાઈ, પહેલાં મારી વાત સાંભળો, પછી મારી નાખજો."

માર મારતો મારતો હરિપ્રસાદ બોલ્યો, "તારો શબ્દ પણ સાંભળવા માગતો નથી. તું બદમાસ છે, પાજી છે, અંગારીઓ છે !"

આ વચનો સાથે હાથમાંની સોટી પોતાનું કાર્ય કર્યે જતી હતી, મારની પીડા ન સહન થવાથી રામપ્રસાદ બબડવા લાગ્યો–" મારો, ખૂબ મારો! મારો છૂટકો થઇ જાય એટલે બધું પતે! તમારી આંખો ઉઘડવાની નથી. ભાભીને હજુ તમે ઓળખી શક્યા નથી, ઓળખી શકશો પણ નહિ. મારો, મારો, છેવટનો નિકાલ કરી નાખો."

આ વચનો સાંભળતાં હરિપ્રસાદને બહુ ક્રોધ ચઢ્યો, સોટીઓ જોરથી પડવા લાગી. મારની પીડાથી બાળક તરફડવા લાગ્યો, પોતાની મમતાળુ માને સંભાળી રૂદન કરવા લાગ્યો. સોટીના મારથી તેનાં શરીર પર ઠામ ઠામ ઉઝરડા પડ્યા, ઉઝરડામાંથી લોહી વહેવા લાગ્યું. કપડાં લાલચોળ થઇ ગયાં. રમાસુંદરી લોહી તરસી વાઘણની પેઠે ઘરમાં બેઠી બેઠી રામપ્રસાદની યંત્રણા જોતી જોતી આનંદ પામતી હતી; રામપ્રસાદનો જીવ જતો હતો, તેની ભાભી મોં આડું લુગડું રાખી મનમાં હસતી હતી.

છેવટે હરિપ્રસાદ થાક્યો. માર મારતાં મારતાં તેના હાથ દુઃખવા આવ્યા, એટલે તેણે રામપ્રસાદને છોડી દીધો. રામપ્રસાદ ઓસરીમાં પડ્યો પડ્યો ડુસકાં ભરવા લાગ્યો. ભાઇ ભોજાઇ જમીને સુવા ગયાં. કોઇએ તેને ખાવાને બોલાવ્યો પણ નહિ. ભાભી તો પિશાચિની હતી, પારકી છોડી હતી, એટલે તેના મનમાં તો દયા ન હોય પણ સગો ભાઇ–સહોદર હરિપ્રસાદ પણ શું સહોદરનો ધર્મ ભૂલ્યો કે શું?

બધાં સુઇ રહ્યાં. રામપ્રસાદ ધીરે ધીરે ઉઠી પોતાની ઓરડીમાં ગયો. મારથી તેનું આખું શરીર કળતું હતું, લોહીના ડાઘથી ખરડાયું હતું, તે પાણીથી સાફ કર્યું. ઘા પર પાણી પડવાથી બળતરા થવા લાગી, પણ શું કરે? પથારી ખરડાય તો તે ધોવાનું કામ પણ તેને જ

કરવાનું હતું. અંગ ધોઇ રહ્યા બાદ પથારીમાં પડ્યો. શરીરની પીડાને લીધે તેને ઉંઘ ન આવી. તે પથારીમાં પડ્યો પડ્યો વિચારવા લાગ્યો. "આ જિંદગીનું હવે શું કામ છે? મરવાથી શું આ બધી પીડામાંથી નહિ છુટાય? જેને મા નથી તેને માટે જીવી શું સુખ ભોગવવાનું છે? પણ મરણ તો મને ગમતું નથી. તે દિવસે પેલું મુડદું જોયું હતું, તેને લોકો ઠાઠડીમાં બાંધી લઇ જતા હતા, હાય એવી દશા કોને ગમે? ત્યારે શું કરવું? અહીંથી ચાલ્યો જાઉં—આવાં ઘાતકી બાઇ-ભોજાઇનું મોં શા માટે જોવું? પણ જવું કયાં! મને કોણ આશરો આપશે!"

બાળકની કલ્પના પાછી ફરી. તે નિશ્ચેષ્ટ થઇ પડ્યો. સવારના ઠંડા પવને લગાર ઉંઘમાં નાખ્યો. જ્યારે ઉંઘ ઉડી ત્યારે જણાયું કે તડકા ચડ્યા છે. તેણે ઉઠવાનો પ્રયત્ન કર્યો, પણ આખું શરીર ઝલાઇ ગયું હતું તેથી ઉઠી શક્યો નહિ. તે પથારીમાં પડ્યો પડ્યો ભવિષ્યની ચિંતા કરવા લાગ્યો.

આજે કચેરીમાં કામ ન હોવાથી હરિપ્રસાદને નોકરી પર જવાનું નહોતું. તેથી તે ઘેર જ હતો. પહોર દહાડો ચઢ્યો પણ રામપ્રસાદ નજરે ન આવ્યો તેથી તેણે રમાસુંદરીને પૂછ્યું, "હજુ કેમ રામપ્રસાદ નથી ઉઠ્યો?"

રમાસુંદરીએ કહ્યું, "તે શું રોજ વહેલો ઉઠે છે? કામ કરવાની બીકથી તે દરરોજ દસ વાગ્યા સુધી સુઇ રહે છે."

હરિપ્રસાદ કશું ન બોલ્યો, બપોરે જમતી વેળા પણ રામપ્રસાદ પથારીમાં હતો, હરિપ્રસાદે તેને ફરીથી પુછ્યું. "તે જમ્યો! કેમ, આજે નિશાળે નથી ગયો!"

રમાસુંદરીએ જવાબ આપ્યો,–"તે શું દરરોજ નિશાળે જાય છે! કાલે માર્યો છે તેથી આજે રિસાયો છે, હજુ સુધી ઉઠયો પણ નથી. બોલાવવાની જરૂર નથી. મને આવી રીતે દરરોજ . હેરાન કરે છે. છોકરો ઓછો પાજી છે!"

પરંતુ આ જવાબથી હરિપ્રસાદને સંતોષ ન થયો. તેના મનમાં જરા સંદેહ આવ્યો. જમ્યા પછી તેણે રામપ્રસાદની ઓરડીમાં એક જાળિઆમાંથી ડોકિયું કર્યું. રામપ્રસાદ સૂતો હતો, આંખો ઉઘાડી હતી. હરિપ્રસાદનો સંદેહ દૂર થયો. તેણે ધારી લીધું કે રમાસુંદરીની વાત ખરી છે, છોકરો હાથથી ગયો છે. રિસાઇ સૂઇ રહ્યો છે. આથી તેણે તેને બોલાવવાની જરૂર જોઇ નહિ.

સાંજરે પેટમાં અતિશય પીડા થવાથી રામપ્રસાદ ધીરે ધીરે ઉઠયો. લાકડીનો ટેકો લઇ ધીમે ધીમે નદીએ ગયો. ઝાડે જઇ આવી પાછો ઘેર આવ્યો. થોડીવાર પછી પાછી ઝાડે જવાની મરજી થઇ. વળી ધીમે ધીમે નદી તરફ ચાલ્યો, રસ્તામાં એકાદ વખત ઉલટી પણ થઇ. છેવટે માંડમાંડ ઘર ભેગો થયો. પથારીમાં સૂતો, પણ તરસ લાગી એટલે વળી કોઇને કશું ન કહેતાં ઉઠી જેમ તેમ કરીને નદીએ પહોંચ્યો, ત્યાં જઇ પાણી પીધું. ઘેર આવી પથારીમાં સૂતો.

આ પ્રમાણે સંધ્યાકાળ સુધીમાં ત્રણ ચાર ઝાડા અને બે ત્રણ ઉલટી થવાથી તે તદ્દન નંખાઇ ગયો. તેના હાથે પગે ખાલી ચડવા લાગી. પેટમાં ભારે દુઃખાવો ઉપડયો. તરસ તો કહે મારૂં જ કામ! હવે તેનાથી ન રહેવાયું. તેણે નોકરડીને બોલાવી મોટા ભાઇને બોલાવી લાવવાનું કહ્યું. નોકરડીએ બધી સ્થિતિ જોઇ લીધી. તેને ભારે શક ઉપજ્યો.

તેણે હરિપ્રસાદ પાસે જઇ બધી વાત જાહેર કરી. હરિપ્રસાદ તે વખતે ઓરડામાં બેઠો બેઠો હુક્કો ગડગડાવતો હતો. રમાસુંદરી સામે બેઠી હતી. પોતાની ઇચ્છા નહોતી છતાં લોકલાજથી ડરી હરિપ્રસાદ રામપ્રસાદ પાસે જવા તૈયાર થયો. પણ રમાસુંદરીએ તેને અટકાવી કહ્યું, "તમે જઇ શું કરવાના હતા. થોડી વાર સૂઇ રહેશે એટલે એની મેળે બધું દુઃખ શમી જશે."

રમાસુંદરીનાં વચનો પાછાં ઠેલાય ? હરિપ્રસાદ પાછો ખાટલા પર બેઠો બેઠો હુક્કો પીવા લાગ્યો. થોડીવાર પછી દાસીએ આવી જરા કટાણું મોં કરી કહ્યું, "મોટાભાઇ, આપ એક વાર તો પધારો. આપ આમ તે શું કરતા હશો ! છોકરો હાથથી જવા બેઠો છે હો !"

આ વખતે હરિપ્રસાદને ગયા સિવાય ચાલે તેમ નહોતું. તે ગયો. રામપ્રસાદની સ્થિતિ જોઇ તેને ચિંતા થઇ. તેણે પાછા આવી કહ્યું, "છોકરાની સ્થિતિ સારી જણાતી નથી. નલિનીકાન્ત ડાક્ટરને બોલાવી લાવું તે દરમિઆન તું તેને પાણીનો લોટો આપી આવ."

રમાસુંદરી કટાણું મોં કરી બોલી–ડાક્ટરનું શું કામ છે ! તેને થયું છે તે એ તો નકામાં ફિતુર કરે છે, તમે એનો સ્વભાવ જાણતા નથી."

તેને બોલતી અટકાવી હરિપ્રસાદે કહ્યું, "ના, ના, ઢોંગ નથી. તે ખરેખર માંદો પડયો છે. મને લાગે છે કે કોલેરા થયું છે. જા, તું થોડું ઠંડું પાણી લઇ જા."

કોલેરાનું નામ સાંભળતાં જ રમાસુંદરીના હાંજા ગગડી ગયા. તે બોલી, એ તો ચેપી રોગ છે ! તમારે ડાક્ટર બોલાવવો હોય તો બોલાવો. દાસી પાણી આપી આવશે. તમે તેનાં ઘરમાં જશો નહિ, આ પીડા વળી કયાંથી આવી ?" હરિપ્રસાદ ડાક્ટરને બોલાવવા ગયો.

દાસીએ પાણી લઇ જઈ રામપ્રસાદનાં મોંમાં રેડયું અને પહેરવાનું ધોતીઉં કાઢી લઈ બીજું ધોતીઉં પહેરાવ્યું.

નલિનીકાન્ત ડાક્ટર આવી પહોંચ્યો. રામપ્રસાદની હાલત તપાસી તેણે જણાવ્યું કે, " કોલેરા થયું છે, પરંતુ હજુ કંઇ બગડી ગયું નથી. મને જરા વહેલી ખબર આપી હોત તો ઠીક થાત. વારૂ, આ દવા વખતસર પીવરાવજો. જો મારી ખાસ જરૂર પડે તો મને ખબર આપજો."

ડાક્ટર દવા આપી વિઝિટ ફી લઇ ચાલ્યો ગયો. પરંતુ આખી રાત રામપ્રસાદની ચાકરી કરનાર કોણુ હતું? દાસીનું ઘર ગામને બીજે છેડે હતું. તેને ઘેર તેની મા આંધળી હતી, એટલે તેનાથી રાત રહેવાય તેમ નહોતું. રમાસુંદરીને તો રામપ્રસાદની ઓરડીમાં પેસતાં જ કોલેરા વળગી જાય તેમ હતું. એટલું જ નહિ પણ તેણે પોતાના પતિને પણ રામપ્રસાદની ઓરડીમાં પેસવાની મના કરી હતી. હરિપ્રસાદ એકાદ વખત તો લોહીનો સંબંધ ન તોડી શકવાથી અગર લોકલજ્જાને લીધે રામપ્રસાદ પાસે આવી દવા પીવરાવી ગયો પણ રમાસુંદરીએ તેને સમજાવ્યું કે એવી રીતે રામપ્રસાદની ઓરડીમાં જવું એ બહુ જ ગેરવાજબી કામ છે. ધારો કે દૈવયોગે તમને એ ચેપી રોગ લાગુ પડયો તો મારૂં કોણુ, મારા વિજયનું કોણુ, મારી સુધાનું કોણુ? તે વખતે તમારો ભાઇ મને ઉભી પણ નહિ રહેવા દે. આ વચનો સાથે રમાસુંદરીની આંખોમાંથી દડદડ કરતો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. હરિપ્રસાદ તો આ સ્નેહાશ્રુ જોઇ પાણી પાણી થઇ ગયો. તેને જણાઇ ગયું કે આ દુનિઆમાં જો ખરી પતિવ્રત્તા સ્ત્રી હોય તો તે મારી રમા જ! રમાનાં અશ્રુબિંદુ આગળ સહોદર સંબંધ ઘસડાઇ ગયો. તેણે હવેથી

રામપ્રસાદ પાસે જવાનું માંડી વાળ્યું. અને જવું પડે તો પણ ઓરડી બહાર ઉભા ઉભા વાતચીત કરવાનું વચન આપ્યું.

થોડીવાર પછી હરિપ્રસાદ રામપ્રસાદની સ્થિતિ તપાસવા ગયો. તેણે બહારથી જ પૂછ્યું, "રામપ્રસાદ, હવે કેમ છે?"

કંપતા સૂરે રામપ્રસાદે કહ્યું, "બહુ જ પીડા થાય છે, બહુ તરસ લાગી છે. થોડું પાણી આપો."

તેણે ત્યાં જ ઉભાં ઉભાં કહ્યું, "તારી પાસે પાણીનો લોટો પડયો છે, તેમાંથી પાણી પી લે. વધુ ન પીતો. અરધા કલાક પછી દવા પીજે. થોડીવાર પછી હું આવી જઇશ."

બાળક છલ છલ નેત્રે તેના સામું જોઇ રહ્યો. તે ચાલ્યો ગયો અને ઘરમાં પેસી સાંકળ વાસી નિરાંતે પથારી પર પડ્યો. અભાગીઓ રામપ્રસાદ પીડાનો માર્યો જમીન પર પડયો પડયો તરફડવા લાગ્યો. લોટામાં વધુ પાણી નહોતું. તે પાણી તો પીવાઇ ગયું. હજુ ઉલટી થયા કરતી હતી, ઝાડા થયા કરતા હતા. તરસથી ગળું સુકાઇ જતું હતું. તે પાણી પાણી કરવા લાગ્યો, પણ પાણી ન મળ્યું. કોણ આપે?

રમાસુંદરી પથારીમાં પડી પડી પોતાના દીકરા વિજયને કોલેરા ન લાગુ પડે તે ખાતર તેત્રીસ કરોડ દેવતાની આરાધના કરતી હતી. હરિપ્રસાદ પોતાના નાના ભાઇનો દુઃખમય અવાજ સાંભળતો છતાં ન સાંભળવાનો ડોળ કરી પથારીમાં પાસાં ફેરવ્યા કરતો હતો. રામપ્રસાદના આર્ત્તનાદ તેના કાનમાં સોંસરા પેસી જતા હતા, પણ લાચાર! રમાસુંદરીનાં ઉપદેશવચનો તેને કંઈ પણ કરવા દેતાં ન હતાં.

આ તરફ રામપ્રસાદ રોગની યંત્રણાથી તરફડે છે, તેની જીભ સુકાઇ ગઇ છે. તેને ટીપું પાણી આપનાર કોઇ નથી. તેની નજર

આગળ આખું ઘર ખાવા ધાતું હોય એવું જણાતું હતું. દૂર દીવો બળતો હતો. તે દુ:ખથી, તરસથી ભાઈ ભાઈ કરતો હતો. પણ તેનો ભાઈ પરવશગતપ્રાણ થઇ સૂતો હતો.

તેની આ દશા જોઇ પત્થર પણ પીગળી જાય પણ હરિપ્રસાદ ને રમાસુંદરી તો પાષાણથી પણ કઠણ હતાં. નાના ભાઇને મરણના માર્ગમાં રઝળતો મૂકી નિશ્ચિંત ચિત્તે ઘોરતાં હતાં. તેના આર્ત્તનાદ પોતાની ઉંઘને અડચણ ન કરે માટે ઓરડાની સાંકળ ચડાવી સૂતાં હતાં. સ્વાર્થી સ્ત્રી પુરુષ ? પડયાં રહો પથારીમાં–હૃદયના આગળિયા ભીડીને જે દિવસે વિધાતાના અભિશ્રાપ તમારા પર ઉતરશે, જે દિવસે આધિ-વ્યાધિ ને ઉપાધિથી તમારી પાંસળીઓ ભેદાઇ જશે, તે દિવસ તમે સમજી શકશો કે વિધાતાના રાજ્યમાં અન્યાય કરી કોઇ પણ છૂટી શક્યું નથી.



## પ્રકરણ ૬ ઠ્ઠું

# દૈવને આશરે

કહીં તું જાય છે દોરી દગાબાજી કરી કિસ્મત,
ભરોસે તેં લઇ શાને ? આ હરરાજી કરી કિસ્મત.

—મણિલાલ.

પાણી પાણીના પોકાર કરતા છતાં જ્યારે મોટાભાઇએ કશો જવાબ ન આપ્યો, ત્યારે તરસથી તરફડતો તરફડતો રામપ્રસાદ પથારીમાં બેઠો થયો. તેના હાથપગ અકડાઇ ગયા હતા. મોં ફીકું પડી ગયું હતું. આંખો ઊંડી ઉતરી ગઇ હતી, આખું શરીર બળતું હતું. લોટો ઉપાડી જોયું તો તેમાં એક ટીપું પણ પાણી નહોતું. પાણી વગર રહેવાતું નહોતું. તેણે પોતાની બધી શક્તિ એકત્ર કરી નદી તરફ પ્રયાણ કર્યું. ઘરથી થોડે દૂર નદી હતી. ખડકી બહાર નીકળતાં જ નદીનું પાણી નજરે પડ્યું. પાણી જોતાં જ

ઉત્સાહ આવ્યો, જોરથી ચાલ્યો, નદી પાસે આવ્યો, ઘાટ પાસે આવતાં જ શરીર હાથમાં ન રહ્યું, માથું ફરી ગયું, તે બેભાન થઇ ઘાટપર પડ્યો.

એ જ વખતે રામશંકર શાસ્ત્રી અને સૌભાગ્યચંદ ડાક્ટર પાસે રામપ્રસાદના મંદવાડના સમાચાર મળતાં તેને જોવા આવતા હતા. સૌભાગ્યચંદ હાથમાં ફાનસ લઇ આગળ આગળ ચાલતો હતો અને શાસ્ત્રી મહારાજ લાકડી લઇ તેની પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. તેઓએ છેટેથી જોયું કે કોઇ દેસાઇના ઘરમાંથી નીકળી નદી તરફ ગયું અને જતાં જતાં પડી ગયું. તેઓ બંને ત્યાં આવી પહોંચ્યા. ત્યાં આવી તેમણે જે જોયું તેથી તેઓ બહુ જ બીધા.

રામપ્રસાદ બેભાન થઇ પડ્યો હતો. તેની આંખો ઉઘાડી હતી. કીકી સ્થિર હતી. મોં પર મરણની છાયા પડી હતી. તેનાં આખાં શરીર પર ઉલટી લીંપાઇ રહી હતી, સૌભાગ્યચંદે બીતાં બીતાં પૂછ્યું, " કાકા ! સ્થિતિ સારી જણાતી નથી. આપ ફાનસ પકડો, હું થોડું પાણી લાવી મોં પર છાંટી જોઉં. "

શાસ્ત્રીજીએ નાડી તપાસી કહ્યું, " હજુ કંઇ વાંધો નથી, નાડીની સ્થિતિ ખરાબ નથી. "

મોંપર પાણી છાંટવાથી અને ખુલ્લી હવાથી રામપ્રસાદ ભાનમાં આવ્યો. ભાનમાં આવતાં તેણે ધીમેથી કહ્યું, " પાણી–બહુ જ તરસ લાગી છે ! "

સૌભાગ્યચંદે પાણીની અંજલિ ભરી તેનાં મોંમાં રેડ્યું. શાસ્ત્રીજીએ પૂછ્યું, " આવી સ્થિતિમાં નદી પર કેમ આવવું પડ્યું બેટા ? તારો ભાઇ ક્યાં છે ? "

રામપ્રસાદે કહ્યું, "બહુ તરસ લાગી હતી, પાણી પીવા નદી પર આવતો હતો. તેઓ ઘરમાં ઓરડાની અંદરની સાંકળ ચડાવી સૂતાં છે."

શાસ્ત્રીજીએ કહ્યું, "બધું સમજ્યો ! રંગ છે તને દુનિયા રંગ છે ! !"

સૌભાગ્યચંદે કહ્યું, "કાકા, આપ ફાનસ લઇ લો—હું રામ-પ્રસાદને તેડી લઉં.

શાસ્ત્રી—ક્યાં જશું ?

સૌભાગ્યચંદ—મારે ઘેર.

શાસ્ત્રી—જીવતો રહે બેટા. તું ન લઇ જાત તો હું તેને મારે ઘેર આશરો આપત. હાય ! આ વખત કેવો આવ્યો ! બાઇ બાઇ સામું જોતો નથી !

સૌભાગ્યચંદે જરાપણ અચકાયા વગર રામપ્રસાદના મળમૂત્રથી ખરડાએલાં શરીરને ઉપાડી લીધું. તે આગળ ચાલ્યો, શાસ્ત્રીજી ફાનસ લઇ તેની સાથે થવા ઉતાવળથી ચાલવા લાગ્યા.

સૌભાગ્યચંદ જ્યારે દેવની માફક રોગથી પીડાતા નિરાશ્રિતને આશરો આપવા લઇ જતો હતો, ત્યારે હરિપ્રસાદ ક્યાં હતો ?

હરિપ્રસાદને પથારીમાં ઉંઘ તો આવી જ નહોતી. થોડીવાર તો તે પોતાની બધી શક્તિ એકાગ્ર કરી સુઇ રહ્યો. પણ જ્યારે રામ-પ્રસાદનો શબ્દ આવતો બંધ થયો એટલે તેને શંકા થઇ કે શું પાણી પાણી કરતો છોકરો મરી ગયો તો નહિ હોય ?

રમાસુંદરીએ એ સંશય છેદી નાખ્યો, તેણે કહ્યું, "ઉઠી ગયો હશે, તમારે ત્યાં જવાની જરૂર નથી.

એ વખતે ઘર બહાર કોઇની વાતચીતનો શબ્દ સંભળાયો, તે ઉઠી ઉભો થયો, બહાર જવા તૈયાર થયો. પણ રમાસુંદરી તેને વળગી પડી, તે ગદ્દગદ કંઠે બોલી, "જુઓ જુઓ કોઇ વાતચીત કરતું જણાય છે, મને લાગે છે કે જમના દૂતો જીવ લેવા આવ્યા છે. મને બહુ બીક લાગે છે."

હરિપ્રસાદે તેને સમજાવી, ખાટલા પર સુવારી. પછી ધીમે ધીમે તે ખડકી આગળ આવ્યો. બહાર ફાનસનાં અજવાળાંથી જોયું કે સૌભાગ્યચંદ રામપ્રસાદને લઇ જાય છે. આ દેખાવ જોઈ તેને બહાર નીકળવાનું મન ન થયું. તેને બહુ શરમ ઉપજી. તે ખડકીનાં બારણાં પાછળ લપ્પાઇ બધી ચિકિત્સા જોઇ રહ્યો. સૌભાગ્યચંદ રામપ્રસાદનાં શબવત્ દેહને ઉપાડી ચાલ્યો ગયો, એટલે તેના મનમાં કંઇક આનંદ, કંઇક બીકનો સંચાર થયો. તે ઉંડો વિચાર કરતો કરતો સૂવાના ઓરડામાં દાખલ થયો,

હરિપ્રસાદ પોતે કંઇ દયા માયા વિનાનો નહોતો. પણ રમાસુંદરીએ તેને એટલો બધો મોહવશ કરી દીધો હતો કે તેની કોમળવૃત્તિ અને કર્ત્તવ્યબુદ્ધિ ધીમે ધીમે સુકાતી જતી હતી. યાંત્રિક પૂતળાં જેમ ચાવી દીધાથી ચાલે તેમ હરિપ્રસાદ પણ રમાસુંદરીની બુદ્ધિએ ચાલતો હતો. તે સમજતો હતો કે આ કાર્ય સારૂં નથી, છતાં રમાસુંદરીના ભયથી એ કાર્ય કર્યા સિવાય છૂટકો નહોતો. અત્યારે તેને આનંદ થતો હતો કારણ કે સૌભાગ્યચંદ રામપ્રસાદને લઇ ગયો તેથી સારવાર થશે અને કદાચ તે જીવશે પણ ખરો એવી તેને ખાત્રી હતી. ઘેર તેની જરા પણ સારવાર થાત નહિ એ બાબત પણ તેને પાકી ખાત્રી હતી. ભયનું કારણ એ હતું તે લોકો કાલે ઉઠીને શું કહેશે. હું—સગોભાઇ—છતાં

બીજાં તેની સેવા ચાકરી કરે એ જોઇ લોકો આગળ હું કેવી રીતે મોં બતાવી શકીશ. હરિપ્રસાદ પથારીમાં પડયો પડયો આ બાબતના વિચાર કરવા લાગ્યો.

અત્યાર સુધી રમાસુંદરી ચુપચુપ પથારીમાં સૂતી હતી. તેને એટલી બીક લાગી હતી કે હરિપ્રસાદ આવ્યો છતાં તેનાથી કંઇ બોલી શકાયું નહોતું. થોડીવાર પછી તેણે મહામહેનતે હરિપ્રસાદને પૂછ્યું, "જીવે છે કે મરી ગયો?" તેના જવાબમાં તેણે જે જોયું હતું તે બધું રમાને કહી સંભળાવ્યું. તે સાંભળી રમાસુંદરી 'હાશ' કહી ચુપ રહી.

હરિપ્રસાદ બીજું કંઇ બોલ્યો નહિ. રમાસુંદરી પાપ ટળ્યું ગણી નિરાંતે સૂતી, કારણ કે તેને લોકનિંદાની બિલકુલ પરવા નહોતી.

સૌભાગ્યચંદે ઘેર જઇ પોતાની માને બોલાવી. તે બેબાકળી થઇ દોડી આવી. શાસ્ત્રીજીએ તેને બધી વાત ટુંકાણમાં કહી સંભળાવી, ત્યારબાદ તેઓ નલિનીકાંત ડૉક્ટરને બોલાવવા દોડયા. માજી અને સૌભાગ્યચંદે રામપ્રસાદનું શરીર લૂછી, સ્વચ્છ વસ્ત્રો પહેરાવી બિછાના પર સુવાડયો. થોડી વારમાં ડૉક્ટર પણ આવી પહોંચ્યો. તેઓએ આખી રાત ભારે જહેમત ઉઠાવી, પરોઢીઉં થવા આવ્યું ત્યારે રામપ્રસાદને ભાન આવ્યું.

બીજે દિવસે બપોરે નલિનીકાંત ડૉક્ટર રોગીને જોવા આવ્યા. રામપ્રસાદની સ્થિતિ જોયાબાદ તેણે શાંતિથી જવાબ આપ્યો, "હવે કશો ભય નથી, જીવવાની પૂરેપૂરી આશા છે."

માજી આંખો લુછતાં લુછતાં બોલ્યાં, "ભાઇ, તારી કૃપાથી જ એ જીવ્યો."

ડૉક્ટરે હસતાં હસતાં કહ્યું, " ના માજી! જો કોઈની દયાથી રામપ્રસાદ આ વખતે બચ્યો હોય તો તે આપનીજ દયાથી. આપે દયા ન કરી હોત તો કદી તેની જિંદગી બચત નહિ.

માજી ડૉક્ટરને વિઝિટની આપવા જતાં હતાં પણ ડૉક્ટરે પોતાનો હાથ પાછો ખેંચી લેતાં કહ્યું કે "ગરીબોનું રક્ષણ કરવું એ પુણ્યનું કાર્ય છે. આપે એ પુણ્ય મેળવ્યું છે, તો પછી આ ગરીબ ડૉક્ટરને એ પુણ્યમાં ભાગ લેતો શા માટે અટકાવો છો?"

માજી આંસુ સારતાં બોલ્યાં, 'ચિરંજીવ રહે બેટા' ડૉક્ટરે કહ્યું, "મારે માટે, એ આશીર્વાદ પુરતો છે માજી!"

ડૉક્ટરની વાત ખરી પડી. રામપ્રસાદ ધીમે ધીમે સાજો થવા લાગ્યો. શાસ્ત્રીજી દહાડામાં બેત્રણ વાર તેને જોઇ જતા.

અને હરિપ્રસાદ ક્યાં? તે એક દિવસ ફરક્યો પણ નહિ. પ્રથમ તો તેને એટલી બધી શરમ આવી કે શું મોં લઇ રામપ્રસાદને જોવા જવો એ મહા વિચાર થઇ પડયો. ત્યારબાદ જ્યારે લોકોએ તેને આ બાબત જાહેરમાં ખૂબ ઠપકો આપ્યો ત્યારે શરમ ક્રોધના રૂપમાં ફેરવાઇ ગઇ, બધો ગુસ્સો ઉતર્યો બિચારા રામપ્રસાદ પર. તેણે પ્રતિજ્ઞા કરી કે હવે મારે રામપ્રસાદને જોવા ન જ જવું. છેવટે માજી પર પણ તે કતરાવા લાગ્યો. તેને વિચાર આવવા લાગ્યો કે એ ડોસીએ મારા ઉપરવટ થઇ રામપ્રસાદને આશ્રય ના આપ્યો હોત તો મારે આટલું બધું સાંભળવું પડત! આ વાત રમાસુંદરીએ પણ તેને સારી રીતે સમજાવી દીધી હતી, અને રમાસુંદરીનાં વચનો તો હરિપ્રસાદને માટે વેદવચનો હતાં.

રામપ્રસાદ હવે સારી રીતે સાજો થયો છે. તે માજીને ઘેર જ રહે છે. બહુ બહાર નીકળતો નથી. મોટાભાઇ સાથે તેની એક પણ વખત મુલાકાત થઈ નહોતી, મોટાભાઈ જાણીજોઇને તેને મળવા માગતા નહોતા. આવી સ્થિતિમાં પારકે ઘેર કેટલા દિવસ વિતાડવા એ રામપ્રસાદને માટે એક ગંભીર પ્રશ્ન થઇ પડચો હતો. જોકે અહીં તેને કોઇ પણ જાતની અડચણ પડતી નહોતી. માજી, તારાચંદ અને સૌભાગ્યચંદ તેની સેવામાં કશી ઉણપ આવવા દેતા નહોતા. તો પણ પારકે ઘેર બેસી નિરાંતે ખાવું એ તેને બહુ શરમ ભર્યું લાગતું હતું. તેને વિચાર થતો હતો કે ક્યાં જવું, ભાઇને ઘેર જવું! આ વિચાર મગજમાં આવતાં જ તેનું હૈયું ધડકતું. જે સ્થિતિમાં તેણે ઘર છોડચું હતું તે યાદ આવતું, મરવા પડેલ ભાઇને જોવા માટે મોટા ભાઇ જૂઠે બહાને પણ ન આવે એ વાત તેને અસહ્ય લાગતી. આટલા દિવસ થયાં પોતે સાજો થયો છતાં એક વખત પણ ભાઈ તરફથી તેડું ન આવ્યું, કોઇની સાથે કહેવરાવ્યું પણ નહિ. તે ભાઇને ઘેર શી રીતે જવું! અને ઘેર જઇ વળી ભાભીનાં મેણાં સહન કરવાં એ તેને ઠીક લાગતું નહોતું. તેણે બહુ વિચાર કર્યા બાદ પ્રતિજ્ઞા કરી કે હવેથી મારે એ ભાઇનું મોં ન જોવું, એ ભાભીને ન બોલાવવી. તેઓએ જે વર્તણુક ચલાવી હતી; તેથી વર્તણુક શત્રુ પણ ન ચલાવે. ત્યારે જવું ક્યાં? શું અહીં હંમેશનો ધામો નાખી પડચું રહેવું? ના તેમ તો ન બને. ત્યારે ઉપાય શો?

રામપ્રસાદે ઘણો વિચાર કર્યો. દિવસો તો એક પછી એક વીતવા લાગ્યા. પરંતુ ચિંતાસમુદ્રમાં કિનારો તો ન જ જણાયો. જેણે તેને મૃત્યુના મુખમાંથી બચાવ્યો હતો, જે માતૃસ્વરુપિણી માજી તેને મિષ્ટ

વચનો રૂપી અમૃતથી સજીવન કરી રહી હતી, જે પરોપકારની મૂર્તિ બની વિપત્તિના સમયમાં સગી મા કરતાં પણ વધુ સેવા ચાકરી કરી અત્યારે પણ પુત્ર પ્રમાણે પાળતી હતી, તે દયાસાગર મૂર્તિ તો રામપ્રસાદને વળી ચિંતા થાય એવા ઇરાદાથી તેનાં ભવિષ્ય સંબંધી એક શબ્દ પણ ઉચ્ચારતી નહોતી. ત્યારે હવે ઉપાય શો? રામપ્રસાદ આ બાબતમાં તો તદ્દન નિઃસહાય હતો.

વિચાર કરતાં કરતાં તેણે એક રસ્તો ખોળી કાઢ્યો. કોઇ પણ સ્થળે ચાલ્યું જવું, કોઇને ઘેર નોકરી કરી ગૂજરાન ચલાવવું. પારકા પર પડ્યું રહેવું નહિ. રામપ્રસાદે આ નિશ્ચય કર્યો.

ક્યાં જવું, ક્યાં નાસવું. રામપ્રસાદે બાળપણમાં અમદાવાદ વિષે બહુ સાંભળ્યું હતું, તેણે ત્યાં જવાનો નિર્ણય કર્યો. અમદાવાદ જેવાં મોટાં શહેરમાં ગમે ત્યાં નોકરી મળી રહેશે, શું એવડાં મોટાં શહેરમાં મારૂં ગૂજરાન ચાલે તેટલું નહિ મળી રહે? તેને ખાત્રી હતી કે જરૂર ગમે ત્યાં નોકરી મળી રહેશે. તેણે ચોપડીઓમાં વાંચ્યું હતું કે પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કર્યા સિવાય રહેતો નથી. પ્રયત્ન કરનારનો પ્રયત્ન સફળ થયા સિવાય રહેતો નથી.

નાસી જવાનો નિશ્ચય થયો, પણ નાસવું શામાટે? માજીને પૂછીને જાઉં તો કેવું સારૂં? વળી વિચાર આવ્યો કે માજીને કહીશ તો તેઓ મને જવા દેશે ખરાં? તારાચંદભાઇ સોભાગ્યચંદભાઈ મને એવી રજા આપશે ખરા? તેનાં અંતઃકરણમાંથી અવાજ આવવા લાગ્યો કે ના, તેઓ કદી એકલો જવા દેશે નહિ. આથી તેણે કોઇને કહ્યા સિવાય ઘર છોડી જવાનો નિશ્ચય કર્યો.

પરંતુ અમદાવાદ જવાનો રસ્તો કયો? અમદાવાદ કઇ તરફ આવ્યું તેની પણ તેને ખબર નહોતી. ભૂગોળમાં વાંચ્યું હતું કે વીરમગામ થઇને અમદાવાદ જવાય છે. વીરમગામ રેલ્વે રસ્તે અમદાવાદ જવા જેટલા પૈસા ક્યાંથી કાઢવા? રસ્તામાં ખાવું શું? બધી બાબતનો વિચાર કર્યા બાદ તેણે નિર્ણય કર્યો કે અહીંથી વીરમગામ જવું, વીરમગામથી ગાડીની સડકે સડકે ચાલ્યા જવું. રસ્તામાં ગામ આવે ત્યાં ભીખ માગી ખાવું. જેને કશો આધાર નથી, તેને ભીખ માગી ખાતાં શરમ શાની આવવી જોઇએ?

રાત્રે સૌભાગ્યચંદ અને રામપ્રસાદ એક જ ઓરડામાં સૂતા હતા. આજે પણ દરરોજની માફક વાળુ કર્યા બાદ બંને જણા સૂતા. થોડી વારમાં સૌભાગ્યચંદ ઉંઘી ગયો, પણ રામપ્રસાદને જરા પણ ઉંઘ ન આવી. આખી રાત તેણે પથારીમાં આળોટયા કર્યું. છેવટે જ્યારે રાત થોડી બાકી રહી, ત્યારે તે ઉઠયો. તે ધીમે ધીમે ઓરડા બહાર આવ્યો. વળી ઘરમાં આવી સૌભાગ્યચંદ ઉંઘે છે કે નહિ, તે તપાસી ગયો. સૌભાગ્યચંદનાં સ્નેહનાં બંધનો તોડી જતાં તેને બહુ દુઃખ ઉપજ્યું, આંખોમાંથી આંસુ ઉભરાયાં. પણ લાચાર! ગયા સિવાય ચાલે તેમ નહોતું. તે આંખો લૂછી ધીમે ધીમે બહાર નીકળ્યો, ઓરડાનાં કમાડ અડકાવ્યાં, ફળિઆમાં આવી ચોતરફ નજર કરી. મમતાળુ કાકી મામાજી-ના ઓરડા તરફ નજર કરતાં વળી આંસુ આવ્યાં. તેણે બધી હિંમત એકત્ર કરી ખડકીનું બારણું ઉઘાડયું. રસ્તા પર માણસનો અવરજવર નહોતો. રામપ્રસાદ હંમેશને માટે પોતાનું નસીબ અજમાવવા બહાર નીકળ્યો.

પરોઢીઉં થવા આવ્યું હતું. રામપ્રસાદ એક લુગડે, ખાલી હાથે,

સંસારસમુદ્રને વિષે પોતાનું વહાણુ મુકાવવા ખાતર આશ્રય તજી બહાર નીકળ્યો. માથા પર અસીમ આકાશ, પગ તળે વિપુલ પૃથ્વી, ચોતરફ હુહુ કરતી દિશાઓ, રામપ્રસાદ ક્યાં જાય છે?

વીરમગામ તરફ જવાનો રસ્તો તેનાં ઘર પાસે થઇને જતો હતો. ઘર પાસે આવતાં તેના હૃદયમાં શોકસાગર ઉછળવા લાગ્યો. અંધકારમાં ઘર તરફ જોઇ તે ઉભો રહ્યો. પોતાની જન્મભુમિને આકુલ નેત્રે જોઇ રહ્યો. સુધાને રમાડવાનું મન થયું. સુધાની માએ રામપ્રસાદ સાથે અજુગતું વર્ત્તન ચલાવ્યું હતું છતાં તે સુધાને ચાહતો હતો. પણ અત્યારે કશું બની શકે તેમ નહોતું, અત્યારે તો અગોચર મોજાં રૂપે સંસાર સમુદ્રમાં ભટકવા નીકળ્યો હતો. કઠણ છાતી રાખી તે આગળ વધ્યો, ગામને પાધર આવ્યો. થોડીવાર ઉભા રહી પોતાની જન્મભૂમિનું છેલ્લું દર્શન કરી લીધું, સન્મુખે વિશાળ ખુલ્લી જગા તેને ઉદરસાત્ કરવા મોં વિકાસી રહી હતી. રામપ્રસાદ આગળ ચાલ્યો.

મોહનપુરથી ચારેક ગાઉ દૂર સ્ટેશન હતું, ત્યાંથી નાની રેલ વીરમગામ જતી હતી. આ સ્ટેશનનો માર્ગ રામપ્રસાદે એક દિવસ તેના મોટાભાઇ સાથે વીરમગામ જતાં જોયો હતો. રામપ્રસાદ તે માર્ગે આગળ વધ્યો. તેને ખાત્રી હતી કે એ રેલ્વેના પાટા પર ચાલતાં ધીમે ધીમે અમદાવાદ પહોંચાશે.

સૂર્યોદય થયો, તે મુખ્ય માર્ગ છાડી કેડીને રસ્તે આગળ વધવા લાગ્યો. નવેક વાગ્યાને સુમારે સ્ટેશન પહોંચ્યો. પણ સ્ટેશન પર સીધો ન જતાં આડકતરે રસ્તે સ્ટેશનથી થોડે દૂર રેલ્વેના રસ્તા પર ચઢી ગયો. આમ આડકતરો માર્ગ લેવાનું કારણ એ હતું કે સવાર પડતાં જ ભાગ્યચંદ ખોળ ચલાવશે અને સ્ટેશન પર પણ આવી જશે

એવી તેને ખાત્રી હતી. તે રેલ્વેના માર્ગ પર ઝડપથી આગળ વધવા લાગ્યો. નવેક વાગ્યાનો સુમાર થયો ત્યારે તે સ્ટેશનથી દોઢેક ગાઉ દૂર પહોંચ્યો. હવે કશો ભય નથી એમ ધારી તે એક વડનાં ઝાડ નીચે જઇ બેઠો. થોડીવાર વિસામો લીધા બાદ વળી તે ચાલવા લાગ્યો.



## પ્રકરણ ૭ મું

## નિરાધારને આધાર

**परोपकाराय सतां विभूतय:**

સૌભાગ્યચંદ્રે સવારમાં ઉઠી જોયું તો જણાયું કે રામપ્રસાદની પથારી ખાલી પડી છે, કમાડ અમથું અડકાવેલું છે, રામપ્રસાદ ઘરમાં નથી. તેણે ધાર્યું કે તે વહેલો ઉઠી ફરવા ગયો હશે. તેણે નાહી ધોઇ પૂજા કર્યા પછી માજીને પૂછ્યું, "મા, રામુ ક્યાં ગયો છે?"

માજીએ કહ્યું, "મેં પણ હજુ જોયો નથી, મને લાગે છે કે નદીએ ગયો હશે?"

દહાડો ચઢ્યો પણ રામપ્રસાદ તો ન આવ્યો. ઘરનાં બધા ચિંતાતુર થઇ ગયા. રામપ્રસાદનાં બેસવાનાં સ્થાન તપાસાયાં, સોબા-

ચ્યચંદે ખૂબ તપાસ કરી પણ સવારથી તે અત્યાર સુધીમાં રામપ્રસાદને કોઇએ જોયો હોય એવો પત્તો પણ ન મળ્યો.

માજી દેસાઇને ઘેર દોડયાં. રમાસુંદરીએ જવાબ આપ્યો,–" તેના વિષે અમે શું જાણીએ ? તે તમારો છોકરો છે–અમે એની શા માટે સંભાળ રાખીએ ? તમે તેનાં ખરાં સગાં છો, અમે તો પારકાં છીએ" ઇત્યાદિ ઇત્યાદિ.

માજી એ વાક્યો તરફ ધ્યાન ન રાખતાં શાસ્ત્રીજીને ઘેર દોડયાં. જોતજોતામાં આખા ગામમાં વાત ફેલાઈ, બધાં ચિંતાતુર બની ગયાં. કોઇ કોઇ રામપ્રસાદની જીંદગી વિષે શંકા લાવવા લાગ્યાં, કોઇ કોઇ બીજા પ્રકારના ઇસારા કરવા લાગ્યાં. ખરી સ્થિતિની કોઇને ખબર ન પડી.

બપોર થયો, સાંજ પડી પણ રામપ્રસાદનો પત્તો ન જ લાગ્યો. માજીને ઘેર કોઈએ રાંધ્યું નહોતું. માજી તો રોઇ રોઇને અડધાં થઇ ગયાં હતાં. સૌભાગ્યચંદે શાસ્ત્રીજીને પૂછયું, " કાકા થાણામાં જઇ પોલિસને ખબર આપું ?"

શાસ્ત્રીજીએ કહ્યું, "આજની રાત તો રાહ જો. કાલે પ્રભાવતીને ગામ એક માણસને મોકલીએ, કદાચ તે ત્યાં ગયો હોય તો કોણ જાણે ?"

આ વાત તદ્દન ગલત નહોતી. સૌભાગ્યચંદે ઘેર જઈ માને પૂછયું, " બા, રામપ્રસાદ ક્યાં ગયો હશે ? આપણે તો તેને કશું કહ્યું નથી ! "

રડતાં રડતાં માજી બોલ્યાં, "ના બેટા, આપણે તેને કશું કહ્યું નથી, પણ હમણાં કેટલાક દિવસ થયાં હું તેને કંઇક વિચારતો જોતી

હતી. મને લાગે છે કે તેને અહીં રહેતાં શરમ આવતી હશે. ભાઇએ બોલાવ્યો નહિ તેથી તે એમ ધારતો હશે કે મારે અહીં કેટલા દિવસ રહેવું ? આવા વિચારમાં તે પોતાનું ભાવિષ્ય નક્કી કરવા ક્યાંક નીકળી પડ્યો લાગે છે. લોકો તો ગમે તેમ બોલે, મને તેમાં જરાપણ વિશ્વાસ નથી. હરિપ્રસાદ કદી પણ એવું સાહસ કરે તેવો નથી. "

સૌભાગ્યચંદે કહ્યું, "આપણને કહીને ગયો હોત તો આટલી ચિંતા ન થાત. આપણે શું તેને એક મૂઠી અનાજ ન આપી શકત ? હજુ બાળક છે, ક્યાં જશે ? તેને આશ્રય કોણ આપશે ?

આ પ્રમાણે મોડી રાત સુધી વાતચીત કરી મા દીકરો સૂઇ રહ્યાં. માજીના ઘરમાં આજે કોઇએ ભોજન કર્યું નહોતું. રાત્રે રાંધેલી ખીચડી એમને એમ પડી રહી હતી.

બીજે દિવસે પણ કશા સમાચાર ન આવ્યા. પ્રભાવતી પાસે ગએલો માણસ પાછો ફર્યો, ત્યાંથી પણ પત્તો ન લાગ્યો. આ રીતે દિવસોપર દિવસો જવા લાગ્યા, અઠવાડિઉં થયું, પખવાડિઉં થયું, માસ થવા આવ્યો, પણ કશા સમાચાર ન આવ્યા. બધાં હતાશ થઇ રહ્યાં.

હરિપ્રસાદના મનમાં શું થતું હશે, એ તો અમે જાણતા નથી. પણ એટલું તો નક્કી કે રમાસુંદરી આ સમાચારથી બહુ ખુશી થઇ હતી. પ્રભાવતી ગઇ, રામપ્રસાદ પણ ગયો. બનતાં સુધી મરી ગયો છે એટલે હવે પોતે એકલી બધી સ્થાવરજંગમ મિલ્કતની ધણીઆણી થઇ છે, એ વિચાર તેને સદાને માટે આનંદમાં રાખવા પુરતો હતો. તે ભગવાનને ધન્યવાદ આપતી, ભક્તિથી ગદગદ કંઠે બોલતી, " ઓ પ્રભુ ! તું નથી એમ કોણ કહે છે ? તેં મારી માગણી સ્વીકારી છે, તને હજારોવાર નમસ્કાર કરૂં છું ! "

આ તરફ રામપ્રસાદ રેલના પાટે પાટે ચાલ્યો જાય છે. બપોર થવા આવ્યો છે. રસ્તાના થાકથી, ભૂખથી ને તરસથી તે લોથપોથ થઇ ગયો છે. તે છેવટે એક જગાએ બેસી ગયો. આટલું બધું તે કદી ચાલ્યો નહોતો. શરુઆતમાં તો તેને ચાલવાની મજા આવતી હતી, સૃષ્ટિસૌંદર્ય નિહાળવામાં આનંદ આવતો હતો, પણ જેમ જેમ સૂર્યનાં પ્રખર કિરણોએ પોતાનું કામ શરુ કર્યું તેમ તેમ તેનો આનંદ ઉડી ગયો, ધીમે ધીમે થાક જણાવા લાગ્યો, ભૂખ જણાવા લાગી. આ વખતે રામપ્રસાદ ભૂખથી, તરસથી, થાકથી ત્રાસી ગયો હતો.

બપોરે એક છાંયડાવાળાં વૃક્ષ નીચે તેણે આશ્રય લીધો. ચારે તરફ પ્રચંડ તાપ પોતાનું કામ કર્યે જતો હતો, છાંયડા તળે મંદમંદ વાયુ વહેતો હતો. રામપ્રસાદ એ વાયુથી બહુ ખુશ થયો. ઝાડનાં થડને અઢેલી તે બેઠો. થોડીવારમાં તેને ઉંઘ આવી ગઇ. સાંજ પડી, પક્ષીઓનો કલરવ થવા લાગ્યો, રામપ્રસાદની ઉંઘ ઉડી. તેણે જોયું તો જણાયું કે સૂર્ય આથમવાની અણીપર છે, આજુબાજુ માણસનું નામ પણ નથી. અજાણ્યો પ્રદેશ, નિર્જન વન, તેને બહુ બીક લાગી. તે ઉઠી ઉભો થયો. કશો વિચાર ન કરતાં ઝડપથી ચાલવા લાગ્યો. સૂર્ય આથમ્યો, પણ અંધારૂં થતા પહેલાં તે એક સ્ટેશનપર આવી પહોંચ્યો. બહુ તરસ લાગી હતી, માટે સ્ટેશનપર બ્રાહ્મણ પાસે પાણી માગી પી લીધું. તરસ તો શાંત થઇ.

ગાડી આવવાનો સમય થયો હતો. મુસાફરો એકઠાં થયાં હતા. પ્લૅટફૉર્મ પર માણસો ઉભાં હતાં. કોઇ ગાંસડી ઉપાડી ગાડી પર ચડી જવા તૈયાર થઇ રહ્યું હતું. કોઇ બેઠું બેઠું નિરાંતે પાન ચાવતું હતું. કોઇ સિગરેટ ફુંકતું હતું. રામપ્રસાદ આ બધું જોઇ રહ્યો હતો. એક

બ્રાહ્મણ પેંડા ખરીદી પડીકું જમીનપર મૂકી નિશ્ચિંત ચિત્તે ટ્રંક ખોલતો હતો, એ દરમિઆન એક કુતરાએ આવી પેંડાનું પડીકું મોંમાં ઉપાડયું. બ્રાહ્મણ હાં હાં કરી ઉઠયો, અને કુતરાને ખૂબ ગાળો દેવા લાગ્યો. પેંડા કુતરાએ અજીઠા કર્યા હોવાથી તેને ખપ આવે તેમ નહોતું, તે પૈસા બરબાદ ગયા માટે અફસોસ કરતો કરતો કૂતરાને પથરા મારવા લાગ્યો. તેની પાસે વધારે પૈસા નહોતા કે બીજા પેંડા ખરીદે, વળી કૂતરાએ અભડાવેલા પેંડા લઇ જવા પણ શી રીતે ? પરમ વૈષ્ણવ બ્રાહ્મણ મહા વિચારમાં પડયો. એવામાં આગગાડી આવી પહોંચી, વૃદ્ધ બ્રાહ્મણ પેંડાનાં પડીકાં તરફ છેલ્લી નજર નાખી, દૂર ઉભેલા કૂતરાને છેલ્લી ગાળ આપી, ટ્રંક ઉપાડી આગગાડી ભણી દોડયો. રામપ્રસાદ દૂર ઉભો ઉભો આ તાલ જોતો હતો, તેણે તરત જ પેલું પડીકું ઉપાડી લીધું, કૂતરો પણ તેની પાસે આવી પૂછડી પટપટાવતો ઉભો. જાણે તેને એમ કહેતો ન હોય કે " જો ભાઇ, મને ભાગ આપ્યા વિના ન ખાતો, મેં મદદ ન કરી હોત તો એ માલ તારા હાથમાં આવ્યો ન હોત."

એક એકાન્ત સ્થળ ખોળી રામપ્રસાદે નિરાંતે પેંડા ખાધા. બાકી રહેલા પેંડા ધોતીઆંને છેડે બાંધી લીધા. થોડો કકડો કૂતરા તરફ ફેંકયો. કૂતરો થોડો ભાગ ખાઇ અસંતુષ્ટ ચિત્તે માણસની કૃતઘ્નતાની વાત વિચારતો વિચારતો બીજે સ્થળે ચાલ્યો ગયો. રામપ્રસાદ પાણી પી સ્ટેશનની બહાર ઓટલા પર સૂતો. સવારના ચાર વાગે એક ગાડી વીરમગામ તરફ જતી હતી, માટે તે ગાડીમાં જનાર મુસાફરોમાંના ત્રણ ચાર તે વખતે સ્ટેશનપર આવી કામળ બિછાવી સૂતા હતા, એટલે રામપ્રસાદ પર કોઇની નજર ન આકર્ષાઇ.

સવારની ગાડી આવી ચાલી ગઇ, સૂર્યોદય થયો. રામપ્રસાદ ઉઠી આગળ ચાલવા લાગ્યો. બપોરે એક નદીનાં નિર્મળ જળમાં સ્નાનાદિ કાર્ય આટોપી, સંઘરી રાખેલા પેંડા ખાઇ, ખોબે ખોબે પાણી પી વિશ્રામ માટે સારી જગા ખોળવા લાગ્યો. તાપ બહુ પડતો હોવાથી તડકો નમ્યે આગળ વધવું એમ ધારી તેણે એક ઝાડ નીચે આશ્રય લીધો. સૂતાં સૂતાં તેને વિચાર આવ્યો, હજુ તો વીરમગામે ન આવ્યું, અમદાવાદ તે કેટલું દૂર હશે? કાલથી આખો દિવસ ચાલ ચાલ કરૂં છું છતાં રસ્તો તો ખૂટતો નથી. કાલે તો પ્રભુની કૃપાથી ખાવાનું મળ્યું, પણ આજ? આજ પણ પ્રભુ મેળવી આપશે."

તેજ દિવસે રાત્રે વીરમગામ આવ્યું. જંકશનની ધાંધલ જોઇ રામપ્રસાદ બહુ મુંઝાયો, આજે બપોરે પેંડા ખાધા હતા, ત્યારબાદ કશું ખાવાનું મળ્યું નહોતું. જંકશન પર કોણ કોને ઓળખે? બધાં પોતપોતાની ધમાલમાં પડયાં હોય ત્યાં બીજાની સંભાળ કોણ લે? રામપ્રસાદ સ્ટેશન બહાર ઉભો. આજે પણ કૂતરો મદદ કરે ને કોઇનો નાસ્તો હાથ લાગે એવી આશાથી ઉભો હતો, પણ જંકશનમાં એ નિમકહલાલ પ્રાણીની હયાતી જ ન હોવાથી તેને નિરાશ થવું પડયું. હજારો માણસો ચાલ્યા જતા હતા, દૂર હોટલવાળા ચાના પ્યાલા ખખડાવતા હતા, પૈસાવાળાને ચા મળતો, નાસ્તો મળતો; ગરીબને, તો પૈસાદારોના કોળિઆ ગણવાના હતા. ભુખ્યે પેટે બિચારા રામપ્રસાદને રાત કાઢવી પડી.

બીજે દિવસે મુસાફરી શરૂ કરી જખવાડા પહોંચ્યા બાદ ગામમાં જઇ કોઇની પાસે ચણા માગી ખાધા. પાણી પીધું સાંજ પડયે તે છારોડી આવી પહોંચ્યો. છારોડી આવતાં તેના પગમાં ગોટલા બંધાયા

હતા, તે થાકીને લોથ થઇ ગયો હતો. સ્ટેશન પર આવી બેઠો, ભૂખ તો એટલી બધી લાગી હતી કે પેટમાં ગજ ગજના ખાડા પડયા હતા. રામપ્રસાદે ધાર્યું હતું કે પાણી પી રાત વીતાડીશ. પણ પાણીથી ભૂખ તો ન મટી, તે ખોરાકી માટે આમતેમ ભટકવા લાગ્યો. પરંતુ સ્ટેશન પર માંગવું કોની પાસે? અહીં તો માજી નહોતાં, સૌભાગ્યચંદ નહોતો કે તરત ખાવાનું આપે?

સ્ટેશન નાનું હતું, માણસો પણ બહુ નહોતાં. એકાદ બે જણ ગાડીની રાહ જોતા બેઠા હતા. તેમની નજર રામપ્રસાદ ભણી નહોતી. તેઓ નિશ્ચિંત ચિત્તે વાતો કરતા હતા. રામપ્રસાદને તેની વાતોમાં ભંગાણ પાડવું ન ગમ્યું. જો કે પેટમાં એટલી બધી ભૂખ લાગી હતી કે તે લોકોને કંઇક કહેવા તરફ તેનું મન વારંવાર ખેંચાતું હતું પણ હોઠ પર આવેલા શબ્દો બહાર પડતા જ નહિ. એ દરમિઆન ગાડી આવી–ઉતારૂઓની સંખ્યા બહુ નહોતી. રાતને વખતે આવડાં નાનાં ગામમાં ઉતારૂઓ તે કેટલાક ઉતરે? બે ત્રણ ઉતારૂઓ ઉતરી ટિકિટ આપી સ્ટેશન બહાર ગયા. સ્ટેશન પર પાછું શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું. મજૂરને પૂછતાં જણાયું કે હજુ બાર વાગ્યે એક ટ્રેન આવવાની છે. એ ટ્રેન અમદાવાદ તરફથી આવવાની હોવાથી રામપ્રસાદ કંઇક આતુરતાપૂર્વક તેની રાહ જોવા લાગ્યો. હજુ આઠ વાગ્યા હતા. ચાર કલાક પછી ગાડી આવવાની હતી. એ ચાર કલાક કેવી રીતે કાઢવા? રામપ્રસાદને તો એ ચાર કલાક ચાર જુગ જેવડા લાગ્યા. તે વખતે જો એક પણ ઉતારૂ ન ઉતરે તો શું કરવું? કોની પાસેથી ખાવાનું માગી ખાવું? સ્ટેશનમાસ્તર પાસે માગું તો? વિચાર તો થયો પણ સ્ટેશનમાસ્તર પાસે જવાનું સાહસ ન થઇ શક્યું, ભૂખ્યો બાળક બારની ટ્રેનની રાહ જોતો બેઠો.

કામકાજ વગરના, ભૂખ્યા અને રોગીનો સમય અતિ મંદ ગતિએ ચાલે છે. વિરહીનો સમય પણ એજ રીતે ચાલે છે, પણ તેને મિલનની આશા હોવાથી તેનો સમય એ આશાનાં સુખદ્ સ્વપ્નાં જોવામાં જ ચાલ્યો જાય છે. રામપ્રસાદ ભૂખ્યો હતો, તેને આશા હતી, પણ એ આશા ખાત્રીભરી નહોતી, ખાવાનું મળશે એવી ખાત્રા નહોતી. બાર તો કેમે ય કર્યા વાગતા નહોતા. ઘડિઆળ શું બંધ થઇ ગઇ છે, કે ગાડી રસ્તો ભૂલી ગઇ છે? તેની આંખમાં આંસુ ઉભરાયાં. મોહનપુર છોડયા પછી આ પહેલી જ વાર તેની આંખમાં આંસુ ઉભરાયાં હતાં.

હવે બાર વાગવાને વાર નહોતી. લોકો આમ તેમ હાલચાલ કરતા હતા. છેવટે ગાડી આવી. ફક્ત ત્રણ મુસાફરો ગાડી પરથી ઉતરી સ્ટેશન બહાર નીકળ્યા. તેમાંના બે જણા તો સીધા ગામ તરફ ચાલ્યા ગયા. ત્રીજો જણ જરા ગૃહસ્થ જેવો જણાતો હતો, તેની ઉમર લગભગ ત્રીશેક વર્ષની જણાતી હતી. શરીરે જરા જાડો હતો. તેની પાસે એક પોટલી, છતરી અને ફાનસ હતું. પોટલી બગલમાં મારી હતી, એક હાથમાં છતરી પકડી હતી અને બીજા હાથમાં ફાનસ પકડેલું હતું. એ ગૃહસ્થે ગાડીપરથી ઉતરી ફાનસ સળગાવ્યું, ત્યાર પછી ચિરુટ સળગાવી સ્ટેશન બહાર આવી આમતેમ આંટા માર્યા. થોડી વાર પછી સ્ટેશનમાસ્તર પાસે જઇ પૂછ્યું, “સાહેબ, આટલામાં કોઈ મજૂર મળશે કે?”

સ્ટેશન માસ્તર બહુ કામમાં હતો, તેથી ‘ના’ કહી ચાલ્યો ગયો. પેલો ગૃહસ્થ ‘એમ કે’ કહી ઉભો રહ્યો. ભૂખ્યો રામપ્રસાદ એ તક સાધી તેને કંઇ કહેવા આગળ વધ્યો. તેનાં મેલાં વસ્ત્રો, ધૂળથી

મલિન બનેલો ચહેરો અને ભુખથી ઉંડી બેસી ગયેલી આંખો જોઇ તેણે તેને કોઇ હલકી જાતનો ધારી પૂછ્યું, "અરે છોકરા! તું મારી પોટલી ઉપાડીશ? ભાર કશો નથી!"

રામપ્રસાદ–ક્યાં સુધી જવાનું છે?

ગૃહસ્થ–કુસુમપુર અહીંથી દોઢેક માઇલ દૂર છે, રસ્તો સારો છે. પાકી સડક હોવાથી ચાલવામાં કશી અડચણ પડશે નહિ. આવીશ?

રામપ્રસાદે પોટલી ઉંચકી લીધી. ગૃહસ્થે પૂછ્યું, શું મજૂરી લઇશ?

રામપ્રસાદે જવાબ ન આપ્યો, તેણે ફરીથી પૂછ્યું,–" કેમ બોલતો નથી, પ્રથમથી મજૂરી ઠરાવવી, એ સારૂં છે."

આ વખતે રામપ્રસાદે ગળગળા અવાજે કહ્યું, "સાહેબ હું પૈસા લેવાનો નથી."

ગૃહસ્થ–ત્યારે શું લઇશ?

રામપ્રસાદ—આજની રાત તમારે ઘેર રહેવા દેશો અને મૂઠી અન્ન આપજો એટલે મારે બીજું કંઇ નહિ જોઇએ.

પેલા ગૃહસ્થે પોતાના હાથમાંનું ફાનસ ઉંચું કરી રામપ્રસાદ સામું ધરી રાખ્યું. તેણે જોયું કે બાળકની આંખમાંથી આંસુ વહ્યાં જાય છે. અત્યાર સુધી તેને તેના સામી નજર કરવાનો અવસર મળ્યો નહોતો, પણ આ વખતે ધારી ધારીને જોતાં જણાયું કે આ છોકરો હલકી જાતિનો તો નથી જ. મોંનો આવો બાંધો ગૃહસ્થકુળમાં વારંવાર જોવામાં આવે છે. ગૃહસ્થની કોમળ લાગણીઓ ઉશ્કેરાઇ. તેણે દીલગીર થઇ પૂછ્યું, " તું કેમ રડે છે?"

રામ—" ના, હું તો રડતો નથી."

ગૃહસ્થ—" તારૂં ઘર ક્યાં છે?"

રામ—" ઘણે દૂર "

ગૃહસ્થ—" ક્યાં જવાનો છે ? "

રામ—" હાલમાં તો અમદાવાદ જવાનો વિચાર છે. "

ગૃહસ્થ—" તારો ચહેરો તદ્દન ઉતરી ગયેલો જણાય છે. શું તેં સવારનું ખાધું નથી ? "

રામપ્રસાદે મોં નીચું કર્યું. તેની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. પેલા ગૃહસ્થે કહ્યું, "બોલ ભાઇ! તેં ખરેખર કશું ખાધું નથી ?"

રામ—" ના સાહેબ, હું આજ બે દિવસનો ઉપવાસી છું. "

ગૃહસ્થ—" શું કહે છે ! બે દિવસ થયાં તેં ખાધું નથી ? તેં અત્યાર સુધી મને કેમ ન કહ્યું ? ચાલ, સ્ટેશન બહાર એક નાની સરખી દુકાન છે.

એમ કહી તે આગળ આગળ ફાનસ લઇ ચાલ્યો. રામપ્રસાદ તેની પોટલી લઇ પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેઓ દુકાન આગળ આવી પહોંચ્યા. દુકાન બહુ મોટી નહોતી. દુકાનદાર ચણા, મમરા અને સેવ સિવાય બીજું કંઇ વેચતો નહોતો. દુકાનદારે પેલા ગૃહસ્થના કહેવાથી સેવ મમરા જોખી આપ્યાં. પાણીનો લોટો ભરી આપ્યો. રામપ્રસાદ જમી, પાણી પી તૈયાર થયો. તેણે પોટલી ઉપાડી પેલા ગૃહસ્થને ચાલવાનું જણાવ્યું.

ગૃહસ્થે કહ્યું, "તું આબરૂદાર માણસનો દીકરો છે, એમ મને જણાય છે. તારી પાસે મજુરી કરાવવી એ મને શોભતું નથી. આ દુકાનદાર મારો ઓળખીતો છે–પોટલી અહીં રાખી જતાં કશી અડચણ આવવાની નથી. કાલે ઘેરથી ચાકર મોકલી મંગાવી લેવાશે. તું મારી સાથે ચાલ"

રામપ્રસાદે કહ્યું, " આપ એમ શા માટે અચકાઓ છો, આપે મારા પર જે ઉપકાર કર્યો છે, તે આગળ આ પોટલી ઉપાડવી એ તો નજીવી વાત છે, હું આપનાં પગરખાં ઉપાડું તો પણ ઓછું છે. હું આ પોટલી ખુશીથી ઉપાડી શકીશ."

તેનાં મીઠાં વચનોથી સંતુષ્ટ થઈ, તેની નમ્રતાથી વશીભુત થઇ પેલા ગૃહસ્થે પોટલી ઉપાડવાની સંમતિ આપી. બંને જણા વાતચીત કરતા કરતા કુસુમપુર તરફ જવા લાગ્યા.

આ સ્થળે પેલા ગૃહસ્થ સાથે વાચકોની ઓળખાણ કરાવવી એ અમારી ફરજ છે. એ ગૃહસ્થનું ઘર કુસુમપુરમાં હતું. તેનું નામ કુંદનલાલ હતું. તે આબરૂદાર ગણાતી ઔદિચ્ય બ્રાહ્મણની જ્ઞાતિમાં જન્મ્યો હતો. અમદાવાદમાં એક મોટી કંપનીમાં હેડ ક્લાર્કનું કામ કરતો. કુસુમપુરમાં તેની જમીન હતી, મકાન હતાં. ગામમાં આબરૂદાર તરીકે બધા તેને માન આપતા. તે પોતે અમદાવાદમાં રહેતો, કુસુમપુરમાં તેની વિધવા બહેન, નાનોભાઇ અને તેની સ્ત્રી રહેતાં હતાં. કુંદનલાલને પુત્ર નહોતો. ફકત એક દીકરી હતી. પોતે બનતાં સુધી સ્ત્રી અને પુત્રી સાથે અમદાવાદમાં જ રહેતો હોવાથી કુસુમપુર આવતો છતાં બે—ચાર દિવસ રોકાઇ ચાલ્યો જતો. તેની પુત્રીનું નામ હતું હેમકુમારી. ટુંકામાં તેને હેમી કહી બધાં બોલાવતાં તેથી આખું નામ જવલ્લેજ સંભળાતું. છોકરી તેર ચૌદ વર્ષની થઇ હોવાથી તેને પરણાવવા ખાતર કુંદનલાલ આ વખતે એક માસની રજા લઇ કુસુમપુર આવ્યો હતો. વિવાહનો દિવસ નક્કી થઇ ગયો હતો. અત્યારે તેઓ પોતાની માસીને મળવા સાણંદ ગયા હતા. રાત્રે પાછા ફરતી વેળા રસ્તામાં તેનો રામપ્રસાદ સાથે મેળાપ થયો.

કુંદનલાલે ધાર્યું હતું કે રામપ્રસાદ કદાચ પોતાને ઘેરથી રિસાઇ ચાલ્યો આવ્યો હશે. આજ કાલના ઉદ્ધત છોકરાઓનો તેને બહુ અનુભવ હતો, તેથી આ વિચારની ખાત્રી કરવા માટે રસ્તામાં ચાલતાં ચાલતાં તેણે રામપ્રસાદને પૂછ્યું, "તારૂં નામ શું ?"

બાળકે કહ્યું, "રામપ્રસાદ."

કુંદન–"કઇ જાતનો છે ?"

બાળક–"દેસાઇ કુટુંબનો છું, જાતે પાટીદાર છું."

કુંદન–"તારૂં ઘર ક્યાં આવ્યું ?"

રામ–"અહીંથી બહુ દૂર."

કુંદન–"તું શું ઘેરથી રિસાઇ ચાલ્યો આવ્યો છે ?"

રામ–"ના."

કુંદન–"તારાં માબાપ જીવતાં છે ?"

રામપ્રસાદની આંખોમાં પાણી આવ્યાં. તેણે ગળગળે અવાજે કહ્યું, "ના."

કુંદન–"ત્યારે ઘેર કોણ છે ?"

રામ–"મોટાભાઇ અને તેનું કુટુંબ."

કુંદન–"ક્યાં સુધી ભણ્યો છે ?"

રામ–"સાતમા ધોરણમાં ભણતો હતો."

કુંદન–"ભણવાનું છોડી ઘેરથી નાસી આવવામાં તેં મોટી ભૂલ કરી છે."

રામ–"હું ઇરાદાપૂર્વક આ તરફ આવ્યો નથી."

કુંદન–"ત્યારે શું તને તે લોકોએ હાંકી કહાડયો છે ?"

બાળકે કશો જવાબ ન આપ્યો. કુંદનલાલે રામપ્રસાદ સામુ જોયું. તે રડતો હતો. તેણે આશ્વાસન આપી કહ્યું, "છાનો રહે ભાઇ, મને લાગે છે કે તું બહુ દુઃખ વેઠી ઘેરથી નીકળ્યો લાગ્યો છે.

રામપ્રસાદે ત્યારબાદ પોતાનાં ટુંકાં જીવનનો ટુંકો ઇતિહાસ ટુંકાણમાં કુંદનલાલને જણાવ્યો. પોતાની માના મરણ બાદ જે બન્યું તે બધું કહી સંભળાવ્યું. પોતાના શરીરપર પડેલી સોટીઓના ઘા હજુ સુધી ચિહ્ન રાખી ગયા હતા, તે બતાવ્યા. બાળકની કરુણ કથા સાંભળતાં સાંભળતાં કુંદનલાલને રડવું આવી ગયું. તેણે પૂછ્યું. "હવે તેં કયાં જવાનો વિચાર રાખ્યો છે?

રામ–' અમદાવાદ '

કુંદન–" ત્યાં શું તારૂં કોઇ સગું છે?"

રામ–" ના."

કુંદન–ઘેરથી કંઇ સાથે લઇ નીકળ્યો છે કે ખાલી હાથે પગે?"

રામ–" કશું નહિ."

કુંદન–" કાલે તેં કશું ખાધું નહોતું?"

રામ–" નાજી, થોડા પેંડા મળ્યા હતા, તે પર દિવસ ગુજાર્યો હતો."

વાતચીત અટકી. બંને જણા દુનિયાની સ્વાર્થાધતાનો વિચાર કરતા કરતા ચાલવા લાગ્યા. અર્ધા કલાક બાદ તેઓ ઘેર પહોંચ્યા. કુંદનલાલનો નાનો ભાઇ શંકરલાલ તેની રાહ જોતો હજુ જાગતો હતો. કુંદનલાલને આવેલો જોઇ તેણે એક જાજમ પાથરી આપી, નોકરને પગ ધોવા પાણી લાવવાનું જણાવ્યું. રામપ્રસાદને મજૂર ધારી દૂર પડેલી એક ફાટી ગએલી ચાદર પર બેસવાનું જણાવ્યું.

રામપ્રસાદ તે જાજમપર બેસવા જતો હતો, પણ કુંદનલાલે તેને ત્યાં બેસવા ન દેતાં પોતે બેઠો હતો, તે જાજમ પર એક ખૂણે બેસવાનું જણાવ્યું. નોકરને તેને માટે એક લોટો પાણી લાવી આપવાનો હુકમ કર્યો. આ સંબંધી શંકરલાલ તો કશું જાણતો નહોતો. તેથી તેણે કુંદનલાલને પૂછ્યું, "મોટાભાઇ, આ કોણ છે?"

કુંદનલાલે જવાબ આપ્યો—"કોઇ વખતે બધી વાત કહીશ. હાલમાં તો એટલું યાદ રાખજે કે આ પણ આપણાં કુટુંબમાં જ છે. અરેરે માબાપ વગરનો બાળક! બિચારે આટલી નાની ઉમરમાં કેટલાં દુ:ખો ભોગવ્યાં છે!"

રામપ્રસાદની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તે ઉપકાર માનવા જતો હતો, પણ કશું બોલી શક્યો નહિ. તેની છાતીએ ડુચો જામ્યો. તેણે બે હાથ જોડી ઉચું જોયું. મનમાં ભગવાનની પ્રાર્થના કરી— "ઓ અનાથના નાથ દીનબંધુ! હું તારૂં નામ લઇ સંસાર સાગરમાં કુદી પડયો હતો—તેંજ મને આશરો અપાવ્યો!"

તેની આ સ્થિતિ જોઇ શંકરલાલની આંખો પણ ભીની થઇ. તેણે રામપ્રસાદને પૂછ્યું, તારૂં નામ શું ભાઇ? તને અમે શું કહી બોલાવીએ?"

રામપ્રસાદે કહ્યું, "મને રમુ કહીને બોલાવજો. મારૂં નામ રામપ્રસાદ છે."

એ વખતે નોકર પાણી લાવ્યો. બંને ભાઇઓના કહેવાથી રામ-પ્રસાદે ઉઠી હાથપગ ધોયા. કુંદનલાલે શંકરલાલને કહ્યું, "કંઈ ખાવાની વ્યવસ્થા કર—રાત પડી છે. વળી આ બાળકે તો બે દિવસથી કશું ખાધું નથી."

"શું કહો છો!" કહી શંકરલાલ રામપ્રસાદનાં મોં સામું જોઇ ઘરમાં દોડી ગયો. થોડીવારમાં પાછો બોલાવવા આવ્યો. ત્રણે જણાએ વાળુ કર્યું. વિધવા બેન પીરસતી હતી. હેમકુમારી દૂર ઉભી હતી.

જમતાં જમતાં કુંદનલાલે રામપ્રસાદનાં જીવનની બધી વાત કહી સંભળાવી. સાંભળનારાં ગળગળાં થઇ ગયાં. હરિપ્રસાદ ને રમાસુંદરી પર ધિક્કાર પર ધિક્કાર વરસાવવા લાગ્યાં. બધાંના મનમાં ખાત્રી થઇ કે આવા કોમળ બાળક પર જૂલમ વરતાવનાર માણસ નહિ પણ પિશાચ હોવાં જોઇએ.

જમ્યા બાદ રામપ્રસાદ બહારની બેઠકમાં સૂતો. બીજે દિવસે સવારમાં ઉઠયા બાદ ગામના બીજા લોકો સાથે ઓળખાણ થઇ. રામપ્રસાદના વિનયી સ્વભાવથી બે દિવસમાં બધાં તેને કુટુંબી તરીકે ગણુવા લાગ્યાં. બધાં તેને ચાહવા લાગ્યાં.

વિવાહનો દિવસ પાસે આવ્યો. ઘરમાં ધામધૂમ થવા લાગી. જુદાં જુદાં સ્થાનોપરથી કુંટુંબી જનોએ આવી ઘરને મુખરિત કરી મૂક્યું. કુંદનલાલે રામપ્રસાદને માટે કપડાં સીવડાવી આપ્યાં હતાં. તે આનંદપૂર્વક ઘરનું કામ કરતો હતો. થોડા દિવસમાં તો તે બધાનું સ્નેહનું પાત્ર બની ગયો હતો. એક ક્ષણ પણ તેને ન જોતાં ઘરનો માલિક, ચાકર કુટુંબીજનો વગેરે બધાં તેની શોધ ખોળ કરવા લાગતાં. કેમ જાણે તેના વિના બધાં કામ અટકી પડયાં હોય નહિ.

આ રીતે વિવાહની રાત્રિ પસાર થઇ. વરકન્યાને રજા આપવામાં આવી. યોગ્ય સમયે હેમકુમારી સાસરેથી ઘેર આવી. કુંદનલાલના રજાના દિવસો પૂરા થવા આવ્યા. તેથી તેને અમદાવાદ જવાની તૈયારી કરવી

પડી. પરંતુ રામપ્રસાદે ક્યાં રહેવું એ બાબત ચર્ચા ઉપસ્થિત થઇ.

શંકરલાલ અને તેની વિધવા બેને રામપ્રસાદને કુસુમપુર રાખી જવાનો આગ્રહ દર્શાવ્યો. પણ કુંદનલાલની વહુએ હઠ લીધી કે "રામપ્રસાદ તો અમદાવાદ આવવાનો. અમને ત્યાં માણસની બહુ જરૂર છે. હેમ તો કાલ ઉઠીને સાસરે જશે, પછી મારે વાતચીત કરવા માણસ તો જોઇએ ને."

કુંદનલાલે બંને પક્ષની દલીલો સાંભળી ચુકાદો આપ્યો કે "હાલમાં તો તે અમદાવાદ ભલે આવે. તેણે કદી પણ શહેર જોયું નથી, માટે અમદાવાદ ભલે જુએ. ત્યારબાદ અહીં આવશે."

એ સૂચના મુજબ રામપ્રસાદ કુંદનલાલ અને તેના કુટુંબ સાથે અમદાવાદ આવ્યો. જતી વેળા શંકરલાલ અને તેની બેનને પગે લાગ્યો, તેની આંખમાં આંસુ આવી ગયાં. ગાડીમાં બેઠા પછી પણ શંકરલાલની પ્રીતિ સંભાળી તેને બહુ રડવું આવ્યું.



## પ્રકરણ ૮ મું

### અશાન્તિનાં વાદળ.

" સ્ત્રી પુરુષની સમક્ષ જિંદગી પર્યંત એક જિજ્ઞાસાનું ચિહ્ન છે. તે સમુદ્ર જેવી અનન્ત છે. સંધ્યાના રંગ જેવી ચંચળ છે. એના સંબંધમાં કશો સિદ્ધાંત બાંધી લેતા નહિ, બુદ્ધિ વડે એ રહસ્યમયી ને સમજવાનો પ્રયત્ન કરતા નહિ, કરશો તો ખત્તા ખાશો, તેનું રૂપ પ્રતિક્ષણે બદલાય છે. તેને સ્નેહથી સ્પર્શ કરો, સ્પર્શથી તેની હૃદય તંત્રીના જે સૂર પર આઘાત થશે તે સૂર ઝણઝણી ઉઠશે. પરંતુ નારીરૂપી સિતારને સમજવાનો પ્રયત્ન ન કરતા. તેને પ્રેમથી આનંદ-પૂર્વક બજાવો."

—કવિ બંધુ લલિત.

રામપ્રસાદ આ પહેલીજ વેળા આગગાડી પર બેઠો હતો. અણ-સમજુ હતો ત્યારે એક વખત રેલ રસ્તે વીરમગામ આવ્યો હતો ખરો

પણ તે વાત તેને બરાબર સાંભરતી નહોતી. આગગાડીમાં તેને ખૂબ મજા પડવા લાગી. તે બારી પાસે બેસી ફાટી આંખે પ્રાકૃતિક સૌન્દર્ય જોવા લાગ્યો ગાડી આટલી બધી ઝડપથી ચાલતી હશે, એવી તેને ખબર પણ નહોતી. ગાડી જ્યારે અમદાવાદ આવી પહોંચી ત્યારે સ્ટેશન પર થતી ધમાલ જોઇ તેનાં વિસ્મયની હદ ન રહી. ચોતરફ માણસોની ગરદી, સ્ટેશનનું આલીશાન મકાન ફાટક પર માણસોનો પ્રબળ વેગે વહેતો સ્રોત, બહાર ભાગતી મોટરકારો અને ખટારાઓની ધમાલ આ બધું જોઇ રામપ્રસાદ તો દિગ્મૂઢ બની ગયો. તે તો વિચાર કરવા લાગ્યો કે આટલાં બધાં માણસો અમદાવામાં ક્યાં રહેતાં હશે? આટલાં બધાંને રહેવાની જગા હશે કે નહિ?

રામપ્રસાદ જ્યારે ગાડી પરથી ઉતરી પોતાનાં ગામ સાથે અમદાવાદનો મુકાબલો કરી રહ્યો હતો, તે વખતે કુંદનલાલે આવી કહ્યું, "રામુ! તું હેમ અને તારી ભાભી સાથે મારી પાછળ પાછળ ચાલ્યો આવજે. ફાટક બહાર જઇ પેલી ગાડીઓમાંથી એકાદ ભાડે કરી લઇશું."

બે મજૂર સરસમાન લઇ ફાટક બહાર નીકળ્યા. રામપ્રસાદ હેમ અને તેની બા સાથે જેમ બને તેમ જલદી માગ કરતો કરતો કુંદનલાલની પાછળ જવા લાગ્યો ફાટક બહાર કંપાઉન્ડમાં ગાડીઓ ઉભી હતી, તેમાંની એક ગાડી પર કુંદનલાલે સામાન ચટાવ્યો, રામપ્રસાદે તો ધાર્યું હતું કે કોઇ બળદગાડી બહાર ઉભી હશે તેમાં બેસવાનું થશે. તેણે ધાર્યું હતું કે શહેરનાં મકાનોની પેઠે શહેરના બળદ પણ પુષ્ટ હોવા જોઇએ, શહેરની ગાડીઓ પણ ગામડાંની બળદગાડીઓ કરતાં સારી હશે. પણ જ્યારે તેણે કુંદનલાલને ગાડી પાસે ઉભા રહી સરસામન

ઓઢવાવતો જોયો ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો સુંદર ગાડી બેસવાની બેઠક તો જાણે ગાદલાં પાથર્યાં ન હોય તેવી, ઘોડા પણ સુંદર, આ બધું જોઇ તે સમજ્યો કે લોકો આને જ ઘોડાગાડી કહેતા હશે.

ગાડી ચાલી. કુંદનલાલ અમદાવાદના મધ્ય ભાગમાં આવેલી રતનપોળમાં ઝવેરીવાડમાં રહેતો હતો. મકાન પર એક માળ હતો. ઉપર બે ને નીચે ત્રણ ખંડ હતા. વચમાં એક હતો, ચોકની એક બાજુએ પાણીઆરૂં ને રસોડું હતું, બીજી બાજુએ નીસરણી હતી, તે વાટે ઉપર જવાતું હતું. ઉપલા માળમાં મોટો ખંડ શયનગૃહ તરીકે વપરાતો હતો. આગલો ખંડ ઑફિસ તરીકે વપરાતો હતો. નીચેના ખંડમાંના બે ખંડ ચોક પસાર કર્યા બાદ આવતા હતા, તેમાંના એક ખંડ ભંડારગૃહ તરીકે અને બીજો ખંડ બેસવા ઉઠવા માટે વપરાતો હતો. દરવાજા પાસે એક ખંડ ફાજલ પડ્યો હતો. તેમાં બળતણ રાખવામાં આવતું હતું. રામદીન નામનો એક હિંદુસ્તાની નોકર એ ખંડ પાસે રાંધતો, જમતો અને બારણા પાસે પડેલી ખાટ પર ઉંઘતો. એ બહુ જુનો નોકર હોવાથી કુંદનલાલને તેનો પૂરેપૂરો વિશ્વાસ હતો. વિવાહ સબબ કુંદનલાલ કુસુમપુર ગયો ત્યારે પણ રામદીનને અમદાવાદમાંનું પોતાનું ઘર સાચવવા રાખી ગયો હતો- મકાન નાનું છતાં સગવડવાળું અને શ્રીમંતોના લતામાં આવેલું હતું.

રામદીન ઘરનું કામ કરતો, બજારમાંથી જણસ પત્ર લાવી આપતો, કુંદનલાલની સ્ત્રી વિનોદિની પોતે રસોઈ કરતી. કુંદનલાલે રસોયણ રાખવા માટે બહુ પ્રયત્ન કર્યો હતો, પણ વિનોદિનીએ એ પ્રયત્ન સફળ થવા દીધો નહોતો. તે કહેતી કે " શું હું રાંધી બે ત્રણ જણને ખવ-

રાવી શકું તેમ નથી ? મારામાં એટલી શક્તિ તો છે. પણ જો તમને મારૂં રાંધણું ન ગમતું હોય તો પછી જુદી વાત છે."

વિનોદિનીનો સ્વભાવ જરા જુના જમાનાની સ્ત્રી જેવો હતો. ઘરનું કામ કરવામાં તેને જરાપણ નાનમ લાગતી નહિ. રસોઇ કરી પોતાનાં કુટુંબીજનોને ખવરાવવામાં તેને બહુ મજા આવતી. એથી રસોયણ રાખી શકે તેટલી શક્તિ છતાં તે રસોયણ રાખવાની વિરુદ્ધ હમેશાં મત આપતી હતી. તે થોડું ઘણું ભણેલી હતી. વખત મળ્યે હેમકુમારીને પાસે બેસાડી શિખામણ આપતી. પણ કમભાગ્યે વિનોદિનીની એક પણ શિખામણ હેમકુમારીના મગજમાં ઉતરતી નહિ. ધીમે ધીમે હેમકુમારીના હૃદયમાં આજુબાજુની પરિસ્થિતિએ અસર કરવા માંડી. હેમકુમારીમાં શ્રીમંતાઇના દુર્ગુણો આવવા લાગ્યા. વિનોદિની એ વાત જાણવાનો પ્રયત્ન કરતી નહિ, કેમકે પ્રત્યક્ષ રીતે દીકરીના દુર્ગુણો જોવાનો તેને કદી પ્રસંગ આવતો નહિ.

રામદીનને પ્રથમથી ખબર આપવામાં આવી હોવાથી તેણે બધી તૈયારી કરી રાખી હતી. વિનોદિનીએ આવી નાહીધોઇ રસોઇ કરવા માંડી. રામપ્રસાદ હેમકુમારીની મદદથી સામાન ગોઠવવા લાગ્યો. તે વખતોવખત પાણીની ચકલી પાસે જઇ પાણી પીતો હતો, પાણીની ધાર પડતી જોઇ તેને બહુ નવાઇ લાગતી. કારણ કે એ ચીજ તેણે પોતાની જિંદગીમાં પ્રથમ જોઇ હતી.

બીજે દિવસે સવારમાં કુંદનલાલ ઑફિસે ગયો. જતી વેળા રામપ્રસાદને કહેતો ગયો કે "સંભાળજે, એકલો ઘર બહાર ન જતો, જશે તો રસ્તો ભૂલી જતાં અહીં પહોચવું મુશ્કેલ થશે."

રામપ્રસાદે તેમજ કર્યું. આખો દિવસ બેઠકખાનામાં બેઠો બેઠો જાળી વાટે બહાર જોવા કર્યું. એ બારી જાહેર રસ્તા પર પડતી હોવાથી સેંકડો માણસોનો અવરજવર થતો હતો, ગાડી, ઘોડા ને મોટરો પણ વારંવાર આમતેમ જતી હતી. રામપ્રસાદ જાળીમાં આ બધી ધમાલ સવારથી તે સાંજ સુધી જોતો બેઠો. રસ્તા પર મચતી ધમાલ જોવાની તેને બહુ ઇચ્છા થતી ત્યારે રામદીન સાથે બહાર જતો અને તેની મદદથી બધી બીના જાણી લઇ પાછો પોતાને સ્થાને આવી બેસતો.

સાંજરે કુંદનલાલ ઘેર આવ્યો. આવતી વેળા કેટલાંક પુસ્તકો, લખવાના કાગળ અને પેન્સિલ લઇ આવ્યો હતો. નાસ્તો કર્યા બાદ બેઠકમાં આવી તેણે રામપ્રસાદને બોલાવ્યો, રામદીન પાનસોપારી આપી ગયો. કુંદનલાલે રામપ્રસાદને કાગળ કાઢી તેની બે નોટો બનાવવાનું જણાવ્યું. નોટો બનાવ્યા પછી તેણે કહ્યું કે " આ નોટો તથા આ ચોપડીઓ તારી પોતાની છે. હું તેને દરરોજ રાત્રે રાત્રે થોડું અંગ્રેજી શીખવીશ. દિવસે તારે એ બધું પાકું કરી નાખવું જોઇએ. તારે દિવસની વેળાએ લખવા માટે આ બે નોટોમાંથી એક નોટ વાપરવાની છે, અને બીજી નોટ હું જે શીખવું તે સારા અક્ષરથી ઉતારી લેવાની છે. દિવસે આ નોટમાં અક્ષરો લખ્યા કરજે એટલે તારૂં લખાણ સુધરતું જશે. આ રીતે તું જો કંઇ શીખીશ તો ભવિષ્યમાં તને ફાયદો થશે. "

તે દિવસથી રામપ્રસાદ દરરોજ નિયમિતપણે કુંદનલાલ પાસે અંગ્રેજી શીખવા લાગ્યો. કુંદનલાલ પણ તેની તીક્ષ્ણ બુદ્ધિથી ખુશી થઇ આનંદપૂર્વક રોજ નવું નવું શીખવવા લાગ્યો. દિવસની વેળાએ તે પોતાના પાઠ તૈયાર કરતો, લખતો અને કોઇ કોઇ વેળા હેમકુમા-

રીને શિખવતો. હેમકુમારી અને રામપ્રસાદ લગભગ સરખી ઉમરનાં હતાં. તેઓ સાથે બેસતાં, સાથે ઉઠતાં, સાથે વાતચીત કરતાં, ભણતાં પણ સાથે આથી બંને વચ્ચે સહાનુભૂતિનાં પગરણ મંડાયાં.

માબાપને એકની એક દીકરી હોવાથી હેમકુમારી બાળપણથી લાડમાં ઉછરી હતી, તેની બધી માગણીઓ પૂરી પાડવામાં માબાપ કશી કચાશ ન રાખતાં. હેમકુમારીનાં અન્યાયી કૃત્યો પણ તેને બાળક ગણી જતાં કરવામાં આવતાં. પરિણામ એ આવ્યું કે હેમકુમારીના હૃદયમાં ઝેરનાં બીજ રોપાયાં. શ્રીમંતાઇથી આવતા સ્વાભાવિક દુર્ગુણોએ તેના શરીરમાં ઘર ઘાલ્યું. માબાપો એમ ધારે છે કે બાળક નાનપણમાં જે કુકૃત્યો કરે છે, તે અજાણપણે કરે છે, ઉમર વધતાં, જ્ઞાન આવતાં એવાં કુકૃત્યો તેઓ કદી નહિ કરે. આવી સમજણથી તેઓ બાળકને તેવાં કૃત્યો કરતાં અટકાવતાં નથી, અગર અટકાવે છે તો પણ એવાં કૃત્યો સદંતર બંધ પાડવા જે યુક્તિઓ અજમાવવી જોઇએ તે અજમાવતાં નથી. પરિણામ એ આવે છે કે બાળકનાં કોમળ હૃદયમાં જે સંસ્કાર પડી જાય છે, તે મોટપણે પણ સહેલાઇથી ભુસાતાં નથી, બાળપણની બૂરી ટેવ તેની જિંદગીની સાથી બની જાય છે. દિલગીરીની વાત એ છે કે માબાપો અતિશય સ્નેહને લીધે આવી દીવા જેવી વાત વિસરી જાય છે, તેનું પરિણામ કેવું વિષમ આવે છે, તેનો ખ્યાલ પણ કરતાં નથી.

આપણી હેમકુમારી પણ માબાપનું અતિશય આદરમાન મેળવી બાળપણથી જ ચંચળ, બેશરમ અને વિલાસીની બની ગઇ હતી. પોતાનું રૂપ વધારવા માટે સાબુ, અત્તર, ગુલાબજળ વાપરવામાં જ તેનો આખો દહાડો જતો. પોતાની વૃત્તિઓ કેવી રીતે દબાવવી એ

તેને કોઇએ શીખવ્યું નહોતું. તે જે કંઇ કરતી તે તેનાં માબાપને યોગ્ય જ લાગતું, તે જે બોલતી તે તેની માને મધુર જ લાગતું. કુંદનલાલ તેને દાબમાં રાખવા જતો તો તે રડતી, રિસાતી, મોં ભારે કરી ખૂણામાં જઇ બેસતી. એ દશ્ય વિનોદિનીથી ન જોવાતું. તેથી હેમકુમારીને પોતાની મરજી પ્રમાણે વર્ત્તવાનું મળતું.

અત્યારે તેને પંદર વર્ષ થયાં હતાં. બાલ્યાવસ્થા ક્યારની વીતી ગઈ હતી, કિશોરાવસ્થા પૂરી થઇ હતી, મુગ્ધાવસ્થા અત્યારે પૂર બહારમાં તેના શરીરને ખિલવી રહી હતી. તેના હૃદયમાં નાના પ્રકારનાં સુખ ભોગવવાની ઇચ્છા નૃત્ય કરી રહી હતી. તેનો સસરો અમદાવાદમાં વેપાર કરતો હતો. પાંચકુવાના દરવાજા બહાર તેની દુકાન હતી. તેનો દીકરો નર્મદાશંકર મીલમાં નોકરી કરતો હતો. વિવાહ વીત્યાબાદ કેટલાક માસ પછી હેમકુમારી અમદાવાદમાં તેને સાસરે ગઇ હતી. પણ સાસરાની બંધિઆર હવામાં એ પંખણીને ન ગમ્યું. તે જળ વિનાનાં માછલાંની પેઠે સાસરામાં તરફડવા લાગી. તેની દરેક ઇચ્છાપર અંકુશ પડવા લાગ્યો. બાપને ઘેર તો તેની એક પણ ઇચ્છા અટકાવવામાં આવી નહોતી. સંયમ એટલે શું એ પણ તે જાણતી નહોતી, તેથી સાસરામાં તેને ડગલે ડગલે પાછું પડવું પડયું, મેણાં ખાવાં પડયાં. બીજી કોઇ છોડી હોય તો તે એક વખત ઠપકો મળ્યો કે તરત જ તે જ બાબતમાં બીજીવાર ઠપકો ન મળે તેવી સંભાળ રાખે, પણ હેમકુમારીનો સ્વભાવ જ જુદો હતો. સાસુ સસરાની મરજી મુજબ વર્ત્તતાં બિલકુલ આવડતું નહોતું, ગૃહસ્થાઇના ગર્વને લીધે તેમની મરજીને વશ થવું એ તેને હલકાપણું લાગતું. આથી તેનાં દરેક કાર્યમાં અડચણ પડતી

જોઇ તે ઉલટી વધારે બેશરમ બનતી ગઇ, સાસુ સસરાને ન ગણકારતાં શીખી. સાસરાંને જેલખાનું સમજી તેનાથી દૂર નાસવાનો પ્રયત્ન કરવા લાગી.

નર્મદાશંકર તરંગી યુવક હતો. જરા સાહિત્ય પ્રિય પણ ખરો. મેઘદૂત ને કાદંબરી તો તેને પ્રાણસમાં હતાં. તેણે હેમકુમારીને યક્ષ-પત્ની અગર મહાશ્વેતા સાથે સરખાવી હતી, પરણ્યાં પહેલાં તેણે પોતાની પત્નીમાં શું હોવું જોઇએ તેના આદર્શ ઘડી રાખ્યા હતા. અત્યારે એ આદર્શના ચૂરેચૂરા થયેલા જોઈ તે નિરાશ થઇ ગયો. તેને કુમુદસુંદરી જોઇતી હતી, પ્રસન્ન જોઇતી હતી પણ મળી તેનાથી તદ્દન વીપરીત ગુણવાળી. તે અત્યારસુધી સ્વપ્નમાં મશગુલ હતો, તે સ્વપ્ન તૂટી પડયાં. હેમકુમારીમાં તેને પોતાના આદર્શમાંની રજ પણ ન મળી આથી તે પહેલાં તો બહુ જ ખફા થઇ ગયો. પણ હેમકુમારી યુવાન હતી, ખુબસુરત હતી, શોખિન હતી તેથી તે તેનો એકદમ તિરસ્કાર કરી શકયો નહિ. તે તેનું મનરંજન કરવા ખાતર પ્રયત્નો કરવા લાગ્યો, તેનું હાસ્ય જોવા સતૃષ્ણનયને તેના મુખ તરફ જોવા લાગ્યો. પરંતુ હાસ્યને બદલે શું જોતો ? ગુસ્સો, તિરસ્કાર ને વિરાગનો ભાવ. બે માસ સુધી નર્મદાશંકર હેમકુમારીને પોતાની કરવાનો પ્રયત્ન કર્યો પણ તેને પુરેપુરી નિષ્ફળતા મળી. બે માસ પછી હેમ પિયેર ગઇ. રામદીન તેને તેડવા ગયો. રામદીન સાથે હેમકુમારીની સાસુએ કહાવી મોકલ્યું કે “ વેવાણને કહેજો કે વહુને ઘરનું કામ શીખવે—અમારા ઘરમાં વહુ માણસને આટલી ટાપટીપ છાજે નહિ. ”

રામદીનને મોંએ આ સમાચાર સાંભળી વિનોદિની સમજી ગઇ કે દીકરી સાસરે સારૂં નામ કાઢી આવી નથી. તે જરા ચિંતાતુર

થઇ. દીકરીને પૂછતાં જવાબ મળ્યો કે " તેઓ માણસ જ નથી. નર્યાં જનાવર, ગદ્ધાવૈતરૂં કરવામાં જ સમજે છે. હું ત્યાં જવાની જ નથી."

વિનોદિનીએ હસીને કહ્યું, " જા જા ઘેલી ! એમ તે કહેવાય ! એ ઘેર તારે જિંદગી ગાળવાની છે. બધું કામ ધ્યાન દઇ શીખી જજે. કામ કરીશ તો સાસુસસરો ખુશી થશે."

હેમકુમારી તો એક જ રસ્તે ચાલનારી હતી. ઘરકામ કરવાનું તો દૂર રહ્યું. ઉલટી તે વધુ બેદરકાર બનવા લાગી. રામપ્રસાદ સાથે વાતો કરવામાં, મોજાં ગુંથવામાં, નોવેલ વાંચવામાં તેના દિવસો વીતવા લાગ્યા.

જેઠમાસ ચાલતો હતો. આજે વિનોદિનીએ નર્મદાશંકરને આમંત્રણ આપી ઘેર જમવા બોલાવ્યો હતો. નર્મદાશંકર હેમકુમારીમાં પરિવર્ત્તન થયું હશે એમ ધારી સાસરે આવ્યો. તેણે ધાર્યું હતું કે હવે તે સુધરી હશે, મારા પર ભાવ આવ્યો હશે, મારા સામું જોઇ હસશે, મારી સાથે છાની છાની વાતો કરશે. તે વખતે તો બાળક હતી, શરમાતી હશે. પરંતુ આ વખતે પણ સ્થિતિ સુધરેલી ન જણાઇ, શોખ વધ્યો હતો, દંભ વધ્યો હતો, અભિમાન વધ્યું હતું, આંખમાંથી તિરસ્કારનાં બાણ છૂટતાં હતાં. નર્મદાશંકર બહુ ગુસ્સે થયો. તેણે પ્રતિજ્ઞા કરી કે આવી દંભી સ્ત્રી સાથે હવેથી મારે વાતચીત ન કરવી.

અષાઢ માસ આવ્યો. રથયાત્રાને દિવસે હેમ સાસરે ગઇ. વિનોદિનીએ તેને બહુ શિખામણ આપી હતી, જો કે હેમકુમારીની જરા પણ મરજી નહોતી છતાં વિનોદિનીએ તેને પરાણે સાસરે મોકલી હતી. ત્યાં તેને બિલકુલ ગમતું નહોતું. તેનું મન નિરાશાથી છવાઇ જતું

હતું. તેને સાસરામાં કોઇની ગેરહાજરી જણાતી. પણ તે ગેરહાજરી કોની તે પ્રથમ તો જરા પણ સમજાયું નહિ.

અમે અગાઉ જણાવ્યું હતું તેમ નર્મદાશંકર તરંગી હતો, તેણે લીધેલી પ્રતિજ્ઞા છેવટ સુધી ટકી શકતી નહિ. હેમકુમારીનો તિરસ્કાર નજરોનજર જોવા છતાં તેને જ પ્રથમ યાચકભાવે યાચના કરવી પડી. પરંતુ નર્મદાશંકરનો પ્રેમ હેમકુમારીને મનોહર લાગતો નહોતો, તે જેમ જેમ પાસે આવવાનો પ્રયત્ન કરતો તેમ તેમ હેમ દૂર દૂર નાસતી, તે જેમ જેમ પોતાની પ્રાણપ્રતિમાનાં વક્ષસ્થલને વિષે પોતાનું હૃદય ચાંપી દેવા માગતો હતો, તેમ તેમ તેની પ્રાણ-પ્રતિમા દૂર દૂર ચાલી જતી, તિરસ્કાર કરતી ને તેના તરફ વિરાગભરી નજર ફેંકી પોતાના પ્રેમને અયોગ્ય ગણી કાઢતી. ટુંકાણમાં કહીએ તો વિવાહ કર્યા બાદ એક દિવસ પણ નર્મદાશંકરને હેમકુમારીની મીઠી નજરનો લાભ મળ્યો નહોતો.

નર્મદાશંકર કામદેવનો અવતાર નહોતો તેમ બેડોળ પણ નહોતો. તે મધુર ભાષણ કરનાર હતો, ચારિત્ર્યવાન હતો, છતાં હેમકુમારીને તે ગમતો નહિ વખતો વખત તે પોતે પોતાના પતિ પ્રત્યે જે વર્ત્ત-ણૂંક ચલાવતી તેથી શરમાતી, મનમાં મનમાં બીજી વખત એવી વર્ત્તણુક ન ચલાવવાની પ્રતિજ્ઞા લેતી પરંતુ વખત આવ્યે કોણ જાણે શાથી બધું ઉલટું બની જતું. બીજી કોઇ સ્ત્રી હોત તો જરૂર આવો પતિ પામી પોતાને સૌભાગ્યવતી ગણી આનંદ માનત પણ હેમકુમારી કોણ જાણે શાથી પોતાને દુર્ભાગી માની અહોનિશ ગુપ્ત વેદનામાં સળગી મરતી. હેમકુમારીના હૃદયમાં કોઇ અજ્ઞાત વેદના પેઠી હતી, તે તેને બાળતી હતી. પતિના પ્રેમરૂપી શીતલવારિ તેના પર કશી અસર

કરી શકતું નહિ. આ પ્રમાણે કેટલાક માસ ગાળ્યા બાદ હેમકુમારી પાછી પોતાને પિયર આવી. પિયર આવ્યા બાદ તેનું હૃદય શાંત પડયું.

રામપ્રસાદ કુંદનલાલને ઘેર રહી તેનાં ઘરનું કામ કરતો, જે કંઈ સમય બાકી રહેતો, તે દરમિઆન ભણતો. એકાદ વરસમાં તો તે અભ્યાસમાં ઘણો આગળ વધી ગયો. કુંદનલાલ દરરોજ વાળુ કર્યા બાદ નવેક વાગતા સુધી તેને ભણાવતા. અમદાવાદ આવ્યાબાદ તેનું શરીર પણ તંદુરસ્ત બન્યું હતું. ગોરવર્ણપર તંદુરસ્તીની લાલી ચડી હતી. મોહનપુરમાં તેને પેટભરી ખાવાનું મળતું નહિ, તેપર માર પડતો, મેણાં સહન કરવાં પડતાં તે તો જુદું. અહીંથી તેથી ઉલટી જ સ્થિતિ હતી. તેથી તેનું શરીર પુષ્ટ થયું હતું, તેનાં આખાં શરીરમાં એક પ્રકારનું માધુર્ય ફેલાઇ રહ્યું હતું. તેની સુંદર આકૃતિ, મધુર અવાજ અને નમ્ર સ્વભાવ દરેકને આનંદ આપતો હતો.

હવે તે અમદાવાદના મોટા મોટા રસ્તાથી જાણીતો થયો છે. તો પણ તેને બહુ ઘર બહાર નીકળવું ગમતું નહિ. કારણ એ હતું કે અમદાવાદના ગુંડાઓના હાથથી તે એક વખત છેતરાયો હતો તેથી એકલાં બહાર નીકળતાં તેને બહુ મુંઝવણ થતી.

અમદાવાદમાં આવ્યે છ માસ થયા, એવામાં એક દિવસ તે સાંજરે પોતાનાં મેલાં વસ્ત્રોપર નવા છીંટનું પહેરણ પહેરી, હાથમાં છત્રી લઇ ફરવા નીકળ્યો. બે દિવસ પહેલાં કુંદનલાલે તેને આ પહેરણ અને છત્રી ખરીદી આપ્યાં હતાં. તે ભટકતો ભટકતો દિલ્હી દરવાજા પાસે આવી પહોંચ્યો. તેને એક ગૃહસ્થ જેવા જણાતા માણસે પૂછ્યું, “ભાઇ, રીચીરોડનો રસ્તો કયો ?”

રામપ્રસાદે રસ્તો બતાવ્યો. રામપ્રસાદને પણ રીચીરોડ તરફ જવું હોવાથી તે તેની સાથે ચાલ્યો. પેલો માણસ તેની સાથે વાતે વળગ્યો. મીઠી જબાનથી પાંચેક મિનિટમાં તો તેણે તેને વશ કરી લીધો. રામપ્રસાદે ધારી લીધું કે આ માણસ બહુજ ભલો છે, બહુજ માયાળુ છે.

પેલા ગૃહસ્થે વાતચીત કરતાં કરતાં પૂછ્યું, "તેં આ પહેરણનું શું આપ્યું? કપડું બહુ સુંદર છે.

રામપ્રસાદે કિંમત કહી. કિંમત સાંભળતાંજ પેલો માણસ નવાઇ પામ્યો હોય તેવા ચાળા કરતો બોલ્યો, "વાહ એ તો બહુ સસ્તું! સિલાઇ પણ બહુ સારી છે, તેં કઇ દુકાને સીવડાવ્યું?"

રામપ્રસાદ તે વાત જાણતો નહોતો, તેથી તે વાત કહી શક્યો નહિ. પેલા ગૃહસ્થે કહ્યું, ભાઈ, મને આ કપડું અને સિલાઇ એટલાં તો પસંદ પડયાં છે કે મારે આવું કપડું ખરીદી આવુંજ પહેરણ સીવડાવવું પડશે. પણ ભાઇ મને તેની સિલાઇ બરાબર જોવા તો દે. થોડીવાર પહેરણ કાઢી મારા હાથમાં આપ એટલે જોઇ લઇશ."

રામપ્રસાદે આનંદપૂર્વક પહેરણ કાઢી આપ્યું. પહેરણ ધારી ધારીને જોયા બાદ તેની નજર છત્રી પર પડી. તેણે કહ્યું, "છત્રી કેટલા ઈંચની છે, લાવ તો! મારે પણ એવીજ છત્રી લેવી છે." એમ કહી તેણે છત્રી ઉઘાડી. તેવામાં એક માણસ તેની પાસેથી જતો જણાયો. તે જરા આઘો ગયો કે તેણે ઉદ્દેશી બુમ પાડી, "ઓ ભુલાભાઇ, ઉભા રહો, ઉભા રહો.

પેલા માણસે કશો જવાબ ન આપ્યો. પેલો ગૃહસ્થ બોલી ઉઠયો, "અરે! એ માણસ પાસે મારા થોડા રૂપીઆ લેણા છે. તું

પહેરણાની કરી અહીં ઉભો રહે, હું હમણાંજ આવું છું." એમ કહી તે લાંબી લાંબી ડાફો ભરતો ચાલ્યો ગયો. રામપ્રસાદ તેના વચનોપર વિશ્વાસ રાખી ત્યાં જ ઉભો. પણ જ્યારે પેલો માણસ દેખાતો બંધ થયો, ત્યારે તેને કંઇક શક પડ્યો. તરત જ તે પેલો ગૃહસ્થ જે દિશામાં ગયો તે દિશા તરફ "મારી છત્રી, મારૂં પહેરણ," કરતો દોડ્યો. પણ પેલા સદ્‌ગૃહસ્થનો તો પત્તા જ ન મળ્યો. અંધારૂં થવા આવ્યું એટલે તે નિરાશ થઇ ઘેર આવ્યો. કુંદનલાલને બધી વાત કહી. તેણે કહ્યું કે "જે થવાનું હતું તે થયું. હવેથી તું સાવધાન રહેજે. છત્રી ને પહેરણ બીજાં ખરીદી આપીશ, પણ અજાણ્યા માણસમાં હવેથી વિશ્વાસ ન રાખતો. આવા શહેરોમા કેટલાક બદમાસો એવો ધંધો કરી કમાઇ ખાય છે."

રામપ્રસાદની હાલત જોઇ વિનોદિની તો હસી હસીને ઉંધી પડી ગઇ. હેમકુમારી પણ ખૂબ હસી. તે જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે આ બાબત સંભારી આપી તેની મશ્કરી કરતી. ત્યારથી રામપ્રસાદ એકલા ફરવા જવાનું ભૂલી જ ગયો. કોઇ વખત ખાસ અગત્યના કામ સબબ જવું પડતું તો તે બહુ સાવચેતીથી જતો. બનતા સુધી ઘર બહાર નીકળતો જ નહિ. તે ઘરમાનું કામકાજ કરતો, પોતાના પાઠ તૈયાર કરતો અને ન ગોઠતું ત્યારે અગાસીમા જઇ ફરતો. હેમકુમારી તેની સાથે જ રહેતી. તે નવલકથાની શોખીન હતી. નવલકથાનું એકાદ પુસ્તક તો તેના હાથમાં રહેતું જ. તે રામપ્રસાદ વાચવા બેસતો ત્યારે તેની પાસે નવલકથાનું પુસ્તક ઉઘાડી બેસતી. પુસ્તક વાંચવાનો ડોળ કરતી પણ રામપ્રસાદ સમક્ષ તેનાથી એક પૃષ્ઠ પણ વંચાતું નહિ. તે ચોપડી ઉઘાડી રાખી દીલગીર ચહેરે રામપ્રસાદના

અનિંદ્યસુંદર ગૌર મુખ ભણી જોઇ રહેતી. જોઇ જોઇ થાકતી ત્યારે ઉંડા નિસાસા નાખતી, કોઇ ઇપ્સિત વસ્તુ કદી ન મળવાની હોય તેમ તેના ઉંડા નિસાસા પરથી જણાઈ આવતું. તેના નિસાસાથી તેનો જુવાનીના ભારથી લચી ગયેલો દેહ કંપતો, હૃદય થડકતું. તેના નિસાસાથી ચમકી રામપ્રસાદ તેના સામું જોતો તો તે ચોપડી મોં આડી પકડી મંદમંદ હસતી અગર પીઠ ફેરવી જતી. આવી ઘટના હરરોજ બનતી.

બંને બરોબરિયાં હતાં. તો પણ કોઇ કોઇનું નામ લઈ બોલાવતાં નહિ. હેમકુમારી રામપ્રસાદને ભાઇ કહેતી અને રામપ્રસાદ હેમકુમારીને બેન કહી બોલાવતો.. રામપ્રસાદનું ચિત્ત સરળ હોવાથી હેમકુમારીને તે સગી બેન પ્રમાણે ગણતો. બંનેના સહવાસથી બંનેના હૃદયમાં એક બીજા તરફ ખેંચાણ થતું જતું હતું, પણ હેમકુમારીનું ખેંચાણ વિકારમય હતું, ત્યારે રામપ્રસાદનું ખેંચાણ વિશુદ્ધ હતું, પણ હેમકુમારી પોતાનો જુસ્સો દબાવી ન શકતી, તે નાના પ્રકારના ચાળા કરતી, પણ રામપ્રસાદ એ ચાળાને અતિશય વિલાસનું સ્વરૂપ માનતો, તે વડે તેના ચિત્તમાં ખરાબ વિકારો ઉત્પન્ન થતા નહિ. હેમકુમારીનાં પ્રત્યેક વચનો, પ્રત્યેક કાર્ય રામપ્રસાદના વિકારને ઉશ્કેરવા માટે જ થતાં હતાં છતાં રામપ્રસાદ એ વચનો એ કાર્યો પાછળ બીજું કંઇ હશે, એવું ધારી પણ શકતો નહિ.

આ પ્રમાણે એક વરસ વીતી ગયું. એ દરમિયાન હેમકુમારી બે ત્રણ વખત સાસરે જઇ આવી હતી, પણ એકે વખત સુખી થઇ નહોતી. પોતે તો સુખી થઇ નહોતી, પણ બીજાંને ય સુખી કરી શકી નહોતી. તેની વર્તણુંકથી

સાસુ-સસરો કંટાળ્યાં હતાં, નર્મદાશંકર તેના અનાસક્તિથી પીડાતો હતો. જ્યાં સુધી તે સાસરે રહેતી ત્યાં સુધી તેનું મોં હમેશાં ચડેલું ને ચડેલું જ રહેતું. પિયેર આવતી ત્યારે રામપ્રસાદને જોતાં જ તેનું મુખ હસતું. રામપ્રસાદ હજુ તેના મનના વિચાર જાણી શક્યો નહોતો હેમકુમારી પોતે અતલ જળમાં ડુબી છે અને તેને પણ સાથે ડુબાડવા ચાહે છે, તેને આકર્ષવા ખાતર જ હેમકુમારી વિલાસસાગરમાં ડુબતી જાય છે. એ વાત રામપ્રસાદની કલ્પનામાં પણ આવી નહોતી.

આ પ્રમાણે થોડા માસ બાપને ઘેર વીતાડ્યા બાદ પાછું સાસરે જવાનું થયું. એક દિવસ રામપ્રસાદ ચોપડી લઇ અગાસીપર જઇ વાંચતો હતો, સાંજનો વખત હતો, વિનોદિની રસોઇ કરતી હતી. હેમકુમારી એકાંતનો લાભ લઇ અગાસી પર ગઇ, રામપ્રસાદની પાસે બેઠી.

હેમકુમારીના મોંનો રંગ આજે ફરી ગયો હતો, આંખોમાં વિકારની છાયા સ્પષ્ટ જણાતી હતી, તેનું યૌવન ઉછળી રહ્યું હતું, શ્વાસોચ્છ્વાસ ઉતાવળે વહેતા હતા, રામપ્રસાદની નજર તેનાં પર પડી, કંઇ નવાઇ લાગી, પણ તેનું સરળ ચિત્ત તરત જ બધા વિચારો તજી વાંચવામાં ગરક થઇ ગયું. કિશોરી હેમકુમારી તરસ્યાં નેત્રે તેના મુખ તરફ જોઇ રહી.

થોડીવાર બાદ તેણે વળી હેમ તરફ જોયું, હેમકુમારીના મોં પર રામપ્રસાની ઉદાસીનતાને લીધે વિષાદની છાયા છવાઇ રહી હતી, તેનાં મોં સામું જોઇ તેણે પૂછ્યું, "હેમ, આજે તું દિલગીર કેમ છે? તને શું થાય છે?"

કિશોરી મલિન હાસ્ય હસી નિસાસા નાખવા લાગી. તેનાં હાસ્યનો અર્થ કોઇ વિલાસી પુરુષ તરત સમજી શકત. પણ રામપ્રસાદ વિલાસી

નહોતો, વિરાગી નહોતો, અનુભવી નહોતો, તે સરળ હતો. વિકાર શું કહેવાય તે જાણતો નહોતો, તેથી તેનાં દુઃખનું કારણ અનુભવવાને અશક્ત હતો. તેણે ધાર્યું કે કાલે તે સાસરે જવાની છે, તેથી દુઃખી થતી હશે. તેને ખબર હતી કે હેમને સાસરે ગમતું નથી. તેણે પૂછ્યું. " સાસરે જવું પડશે માટે દિલગીર થાય છે.?

આ વખતે હેમકુમારીનું હૃદય ફાટી જવા લાગ્યું. જેને પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઇ છે, તેનું અજ્ઞાન તેને સાલવા લાગ્યું. તેણે તરત જ આંસુ લૂછી નાખ્યાં. દીલ સખ્ત કરી, બધી હિંમત એકત્ર કરી તેણે રામપ્રસાદનો હાથ પકડયો. ઉછળતાં હૃદયમાંથી શબ્દો નીકળ્યા, " હાય ! જો તું મારા મનની વાત સમજી શકતો હોત તો કેવું સારૂં થાત ! તારા સિવાય હું ત્રણ ચાર માસ કેવી રીતે ગાળીશ ? હું......"

હેમ વધારે બોલી શકી નહિ, તેણે પોતાનું મોં ઢાંકી દીધું. તેનું મોં શરમથી લાલચોળ થઇ ગયું. રામપ્રસાદ કંપવા લાગ્યો. કોણ જાણે કયો ભય તેના હૃદયમાં પેસી ગયો. તે દિગ્મૂઢ બની અર્થશૂન્ય દૃષ્ટિવડે હેમ તરફ જોઇ રહ્યો. તેનાં સરળ હૃદયમાં આજે ઘોડાપૂર આવ્યું હતું, તેનું માનસસર હિલોળે ચઢયું હતું !

થોડીવાર બંને મુંગાં રહ્યાં. કંઇ બોલવું તો જોઇએ જ એવા માન્યતાથી રામપ્રસાદ બોલ્યો, " કેમ, સાસરે તો બધાં જાય છે, તે માટે આટલી બધી દુઃખી કેમ થાય છે ? "

હેમ-બધાં જાય છે, ખરી વાત ! પણ મારી ને તેની વચ્ચે કેટલો તફાવત છે ? "

રામ-" શો તફાવત ? તારે સાસરે શું સુખનો તોટો છે ?"

હેમ-" મારૂં શરીર સાસરે જાય છે, પણ મારો પ્રાણ તો અહીંજ પડ્યો રહે છે. સાસરૂં મારૂં કેદખાનું છે. "

રામ-એમ કેમ માને છે ? તેઓ શું તને ચાહતાં નથી ?

હેમ-ચાહે છે.

રામ-ત્યારે ત્યાં તું શામાટે જવા ઇચ્છતી નથી ?

હેમ-ત્યાં જવાથી તારો ચહેરો ગુમ થાય છે તેથી-તારા વિના મારો જીવ ફાટી જાય છે. " હેમકુમારી અવશ થતી જતી હતી, કંઇક સાહસ કરવા જતી હતી. રામપ્રસાદને આજે નવો અનુભવ મળવાનો હતો.

રામપ્રસાદે કહ્યું, " છી છી ! એવી વાત ન બોલ ! સ્ત્રીઓએ સ્વામી કરતાં વધારે પ્રિય વસ્તુ એક પણ ન ગણવી જોઇએ.

રામપ્રસાદનાં હૃદયમાં બધો પ્રકાશ એકી સામટો પડ્યો. આટલા દિવસ હેમ તેના તરફ આતુર દૃષ્ટિથી કેમ જોઇ રહેતી હતી, તેના તરફ જોઇ શામાટે નિશ્વાસ નાખતી હતી. શા માટે પડખામાં ભરાઇ બેસતી હતી, તે બધું સમજાયું.

હેમ ધડકતે હૃદયે બોલી, " પાપપુણ્યમાં હું સમજતી નથી. તારા સિવાય મારી મુક્તિ નથી, એટલુંજ હું સમજી છું. જ્યાં તું ન હો ત્યાં સ્વર્ગની મજા પણ મારે કામની નથી. ત્યાં સ્વર્ગ છતાં નરક ભુધવી રહ્યું દેખું છું, વહાલા, પ્રાણ, મને હજુ તરસાવશે, ? " હેમ સાહસ કરી રામપ્રસાદને વળગી.

રામપ્રસાદ સોળ વર્ષની કાચી ઉમરનો છતાં પ્રભુ પર દૃઢ આસ્થાવાળો હતો, પાપ પુણ્યમાં સમજતો હતો. તે હેમની ભૂજલતામાંથી મહા

પ્રયત્ને છૂટયો, નીચે ઉતરી ગયો. નીચે આવ્યા બાદ બન્ને હાથ જોડી બોલી ઉઠયો, "ઓ ભગવાન! તું હજુ મારી શી પરીક્ષા કરવા ધારે છે? હું માબાપ વગરનો અનાથ છું, મારા પર શા માટે જુલમ કરે છે? મ્હારૂં રક્ષણ કર, ઓ દયામય, મારૂં રક્ષણ કર."

હેમની આશા આકાશકુસુમની માફક નિષ્ફળ ગઇ. આ બનાવ બન્યાને બે દિવસ થયા બાદ તેનો દિયર તેને તેડી ગયો. આ બે દિવસ રામપ્રસાદે બહુ સાવચેતીથી ગાળ્યા. હેમકુમારી સાથે એકાંતમાં બેસવા ઉઠવાનું છોડી દીધું. તે ગઈ એટલે તેણે પ્રભુનો આભાર માન્યો. પરંતુ ત્યારથી તેના દિલમાં જે અશાન્તિનાં વાદળાં ઘેરાવા લાગ્યાં, તે સેંકડો પ્રયત્ન કરતા છતાં વિખરાયાં નહિ જ.



## પ્રકરણ ૯ મું

### સાપણ ડસી.

અભાગિઆ જાઇશ માં અહિં રહેજે ભારમાં
તું પહોંચીશ રેલમાં તો હુંય પહોંચીશ તારમાં

આ વખતે ત્રણ ચાર માસ વીત્યા છતાં હેમકુમારી બાપને ઘેર આવી શકી નહિ. તેની સાસુ તેને પોતાની પાસે જ રાખવા માગતી હતી. પરંતુ આઠેક માસ વીત્યા બાદ કુંદનલાલ બહુ કાલાવાલા કરી હેમકુમારીને તેડી લાવ્યો. દીકરીનાં આગમનથી માબાપ તો બહુ ખુશી થયાં. દુઃખી થયો રામપ્રસાદ આઠ માસ સુધી તે નિશ્ચિંત હતો. આજે આઠ માસ પછી એ નિશ્ચિંતતા તૂટી. તેણે એક દિવસ કુંદનલાલને કહ્યું, "મોટાભાઇ, મને તમારી સાથે ઑફિસે લઇ જાઓને, મને કોઇક કામમાં જોડી દો. પગાર નહિ મળે તો ચાલશે, કામ તો શીખાશે."

કુંદનલાલ હસ્યો. તે પણ ઘણા દિવસ થયાં એ જ વિચાર કરતો હતો. આજે એકાએક રામપ્રસાદની એવી જ મરજી થતાં તેણે તેનું કહેવું સ્વીકાર્યું. બીજે દિવસે તેને ઓફિસે લઇ ગયો, અને સાહેબને કહી ઉમેદવાર તરીકે નીમાવ્યો. આથી રામપ્રસાદને બે રીતનો ફાયદો થયો. કામ શીખાતું હતું અને હેમકુમારીથી દૂર રહેવાતું હતું.

હેમકુમારી પણ રામપ્રસાદની આ યુક્તિ સમજી ગઇ. પરંતુ તે તો રામપ્રસાદનાં દરેક કાર્યથી તેના તરફ વધારે ને વધારે આકર્ષાતી ગઇ. સ્નેહ એવો જ છે તેને જ્યાં વધારે હરકત પડે છે, ત્યાં પ્રબળ વેગે વધતો જાય છે, વિઘ્નને પોતાના પ્રબળ પ્રવાહમાં ઘસડી જાય છે. રામપ્રસાદ જેમ જેમ હેમકુમારીથી વધારે વધારે દૂર થતો ગયો તેમ તેમ હેમકુમારીની પ્રીતિ તેના તરફ વધતી ગઇ. નર્મદાશંકર તેનો પ્રેમ મેળવવા માથું ફૂટી મરી જતો હતો તેના તરફ નજર પણ ન નાખતાં જે તેની સદા ઉપેક્ષા કર્યા કરતો હતો તેનાં ચરણમાં આત્મ-સમર્પણ કરવા તે તૈયાર થઇ ઇચ્છાની અતૃપ્તિમાં આવું જ બને છે. આવી જ રીતે એક જાતનો આસુરી હવસ પેદા થાય છે.

સવાર સાંજ રામપ્રસાદ ઘેર રહેતો, તે દરમિઆન હેમકુમારી સાથે એકાંતમાં રહી જવાય નહિ તેની ખાસ કાળજી રાખતો. પહેલાંની માફક હવે તો રામપ્રસાદ સાથે બોલાતું નહિ, હસાતું નહિ, તેની સાથે અઢેલીને બેસાતું પણ નહિ. આથી હેમકુમારી દહાડે દહાડે ઉન્મા-દિની બનવા લાગી. રામપ્રસાદને મેળવવા માટે તેના હૃદયમાં પ્રબળ વાસના જન્મી. પ્રબળ વાસનાની આગમાં બળતી બળતી તે હિતા-હિત જ્ઞાનશૂન્ય બની ગઇ. રામપ્રસાદને જોતાં જ તે નયનો નચાવતી, દૃષ્ટિ મળતાં જ પોતાનો ઇરાદો બતાવતી, તેનાં આવેશમય કટાક્ષ તરફ

જોતાં જ રામપ્રસાદનું લોહી સુકાઇ જતું. અમે એ પાપનું ચિત્ર અધિક કાળાશમાં ચીતરી વાચકોને હેરાન કરવા માગતા નથી. જેમ બને તેમ જલદી આ ચિત્રપર પડદો પાડવો એજ શ્રેયસ્કર છે.

બધા પ્રયત્નો, બધી યુક્તિઓ વ્યર્થ જતાં હેમકુમારી બહુ મુંઝાઈ. પાપનો સ્વભાવ એવો જ છે. પાપી પોતાની વાસના તૃપ્ત કરી ન શકે તો ઉન્માદી બની જાય છે અને ગમે તે રીતે વાસનાની તૃપ્તી કરી લેવાના પિશાચી પ્રયાસ કરે છે. આ વખતે સાસરેથી આવ્યા બાદ રામપ્રસાદ સાથે મળાયું નહોતું. હેમકુમારીએ એકાંતમાં મળવા માટે બહુ પ્રયાસ કર્યા હતા પણ રામપ્રસાદની અનિચ્છાથી એવી તક મળી જ નહોતી. પરંતુ દુનિઆનો નિયમ છે કે પુષ્કળ પ્રયત્ન કરનારને ન મળે તેવું કશું હોતું નથી. હેમકુમારી પણ ખાઇ પીને જે કાર્ય સાધવા ઇચ્છતી હતી તેનો સમય એક દિવસ અણધાર્યો મળી ગયો.

રવિવાર હતો. કુંદનલાલને એક મિત્રને ત્યાં વિવાહ પ્રસંગ હોવાથી આમંત્રણ મળ્યું હતું. રામદીન ચાર પાંચ દિવસ થયાં પંદર દિવસની રજા લઇ દેશમાં ગયો હતો. કુંદનલાલે નક્કી કર્યું કે રામપ્રસાદ ઘેર રહેશે અને હેમ તથા વિનોદિની સાથે પોતે વિવાહ પ્રસંગે મિત્રને ત્યાં જશે.

હેમકુમારીને એકાએક પેટમાં દુખાવો ઉપડયો, બે ત્રણ વખત પાયખાનાની મુલાકાત થઈ, છેવટે તેણે કહ્યું, " આજે મારે વારંવાર ઝાડે જવું પડતું હોવાથી હું ત્યાં આવી શકીશ નહિ."

વિનોદિની હેમકુમારીને એકલી ઘેર રાખી વિવાહમાં મજા કરવા જવા ઇચ્છતી નહોતી. પણ કુંદનલાલે કહ્યું કે " એમ ન ચાલે, તેઓએ આપણને આગ્રહપૂર્વક આમંત્રણ આપ્યું છે તો આપણે

બંનેએ જવું જ જોઇએ. હેમને ઠીક ન હોય તો ભલે ઘેર રહી. રામપ્રસાદ ઘેર છે, એટલે કશી ફિકર નથી."

વિનોદિનીએ સ્વામીના અતિ આગ્રહથી પોતાની હઠ મૂકી. છોકરીને સાવચેત રહેવાનું જણાવી ગાડી કરી બંને જણા વિવાહનું આમંત્રણ રાખવા ગયાં.

હેમકુમારી અત્યાર સુધી સૂતી હતી. માબાપ ગયા બાદ તે ઉઠી રામપ્રસાદ પાસે આવી બેઠી. રામપ્રસાદ બધું સમજી ગયો, કાંપવા લાગ્યો. હેમકુમારી નિર્લજ્જ બની હતી, તેણે હસતાં હસતાં કહ્યું, "હું વાઘ નથી મને જોઇ આટલો બધો કંપે છે? મારાથી શું તારૂં મન ધરાતું નથી?"

રામપ્રસાદ શો જવાબ આપે? તે તો દિઙ્મૂઢ થઇ ઉભો રહ્યો. હેમકુમારીએ તેના હાથ પકડી પલંગ પર બેસાડયો. હેમકુમારીના મૃણાલ જેવા હાથો જોતજોતામાં રામપ્રસાદનાં ગળાં પર વિટળાઇ વળ્યા. તેણે રામપ્રસાદ સામું જોઇ પૂછ્યું, "નિષ્ઠુર! મને શા માટે બાળે છે? હું તારે માટે ગાંડી થઈ છું. મારા પ્રભુ! મારા પર કંઇક પ્રસન્ન થા!"

રામપ્રસાદ રડી પડયો. હેમકુમારીના હાથમાંથી છૂટી દૂર જઇ ઉભો. તેણે દૃઢતાથી જણાવ્યું, "હેમ! તું શામાટે મને પાપમાં ડુબાડવા તૈયાર થઇ છે? હું અનાથ છું, નિરાશ્રિત છું–મારાપર આ જુલમ શામાટે કરે છે? મને ક્ષમા કર!"

હેમકુમારીનું સ્ત્રીસુલભ હૃદય ગળી ગયું. પ્રેમપાત્રને કરગરતો જોઇ તે અતિશય મૃદુ વાણીથી બોલી, "વ્હાલા, હું તારી કૃપાની

ભિખારણ છું, તું મારાથી વિમુખ કેમ થાય છે? મેં તારા માટે પતિના પ્રેમને લાત મારી છે, તને મેળવવા માટે હિતાહિતનું જ્ઞાન તજ્યું છે, મારા પર કૃપા કર, આ ભિખારણ પર પ્રસન્ન થા, મને સુખી કર."

રામપ્રસાદે તેને ઘણું સમજાવ્યું. તેના હાથમાંથી છૂટવા માટે ઘણા કાલાવાલા કર્યા, પરંતુ પત્થર પર પાણી! વારંવાર સમજાવવા છતાં જ્યારે ન સમજી ત્યારે રામપ્રસાદે આ પ્રસંગ ટાળવા બહુ યુક્તિઓ કરી પણ ચતુર હેમકુમારી આગળ તેની એક પણ યુક્તિ પાર પડી નહિ. હેમકુમારીએ પોતાનાં બધાં શસ્ત્રો અજમાવ્યાં છતાં રામપ્રસાદ ન પીગળ્યો ત્યારે તે આંસુ સારતી સારતી બોલી, "વ્હાલા, તારે મારી ઇચ્છા તૃપ્ત કરવાનો વિચાર નહોતો જ તો પછી મારી નજર સમિપ શા માટે ખડો થયો? મારા શાંતિમય સરળ પ્રાણને વિષે અશાંતિની જ્વાળા શા માટે જગટાવી? મને બાળી તું સુખી થવા ઇચ્છે છે! મારામાં શું નથી, મારા માંસલ સુગોલ બાહુ શું તને ખૂંચે છે? મારા ગુલાબને લજવે તેવા ગાલ તને ડંખે છે? મારા પ્રવાલ સરખા હોઠ તને કરડે છે? ચેત, વ્હાલા ચેત, પાછળથી પસ્તાશે. મને શાંત કરવાથી જ તારૂં કલ્યાણ છે, નહિ તો તું કદી સુખી થવાનો નથી. તું મને તરછોડશે તો યાદ રાખજે કે સ્ત્રીનો અનુરાગ જ્યારે પ્રબળ ગુસ્સાના રૂપમાં ફેરવાઇ જાય છે ત્યારે એ ગુસ્સા આગળ દેવો પણ ખડા રહી શકતા નથી. હું તને ડંખીશ, આ પ્રવાલ સરખા હોઠ સાપણ બની તને ડંખશે, મારો નાગ સમાન લાંબો ચોટલો તને ફાંસો ઘાલશે, મારા ઝેરથી તું બળી મરીશ, જીવતો બળી મરીશ. હજુ કહું છું કે તું મારા પર કૃપા કર, આ અભાગિનીને અધરામૃત પા, નહિ તો તારૂં ભવિષ્ય અતિશય અંધકારમય છે."

રામપ્રસાદ દૃઢતાથી બોલ્યો, "હું કૃતઘ્ન થઇ શકતો નથી, તું પાપિષ્ઠા છે! મારી નજર આગળથી જતી રહે! તારૂં મોં જોવાથી પણ પાપી થવાય છે!

હેમકુમારીથી સહન ન થયું. રામપ્રસાદ પર તેને બહુ ગુસ્સો આવ્યો. પોતાના બાપનાં અન્નથી પોષાયલો, અનાથ બાળક પોતાને પાપિષ્ઠા કહે એ વાત તેને હાડોહાડ ઉતરી ગઇ. તેણે ધાર્યું હતું કે રામપ્રસાદ બાળક છે, ગરીબ છે, નાદાન છે, મારા જેવી ચતુર અને સ્વરૂપવાન સ્ત્રી આગળ તેની દૃઢતા ક્યાં સુધી ટકી રહેવાની હતી, તેને ફોસલાવી મારૂં કામ પાર પાડીશ. બિચારો શરમાળ છે, એટલે મારા સામું જોઇ શકતો નથી. આજે તેની શરમ ઉડાડી દેતાં જ તે મારો ગુલામ બની રહેશે. પરંતુ આવી રીતે પોતાને ધિક્કારશે, એવું તો તેણે કદી ધાર્યું નહોતું, એટલું જ નહિ પણ પાપિષ્ઠા કહી ગાળો દેશે એમ તો તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું.

હેમકુમારી ગર્જી ઉઠી, પલંગ પરથી ઉઠી ઉભી થઇ, ગુસ્સાથી તેનું આખું શરીર કંપતું હતું. તેની બંને આંખો ચમકતી હતી, હોઠો ફરકતા હતા, છાતી ઉછળતી હતી અને કપાળ પરની નસો ફુલી રહી હતી. પગ તળે કચરાયલી નાગણ જેમ માથું ઉંચું કરી કચરનારને ડંખવા તૈયાર થાય તેમ હેમકુમારી આ વખતે રામપ્રસાદનું સત્યાનાશ વાળવા તૈયાર થઇ. તેના શ્વાસોચ્છ્વાસમાં હળાહળ પ્રકટ થવા લાગ્યું, તેની ચમકતી આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા. તેનાં ભયંકર રૂપ તરફ જોતાં જ રામપ્રસાદની આંખો મીચાઇ ગઇ.

હેમકુમારી ગર્જના કરતી બોલી, "હું પાપિષ્ઠા છું. મારૂં મોં જોવાથી તને પાપ લાગે છે, ઠીક છે. હવે તારે મારૂં મોં ન જોવું પડે

તેવી વ્યવસ્થા કરૂં છું! તને હું એવી ડંખીશ કે તું મારા ડંખની જવાળામાં ને જવાળામાં તરફડી મરશે! તરછોડેલી સ્ત્રી નાગણ કરતાં પણ ભયંકર છે એ વાત તને બરાબર સમજાવી દઇશ. યાદ રાખજે કે આજથી મેં તને જેવી રીતે જેટલો ચાહ્યો છે, તેવી જ રીતે તેટલો હું તને તિરસ્કારીશ. તારૂં સત્યાનાશ વાળીશ, તને રસ્તામાં ભટકતો ભિખારી બનાવીશ."

હેમકુમારી રામપ્રસાદ તરફ એક કાતીલ કટાક્ષ ફેંકી ચાલી ગઇ.

રામપ્રસાદ દિગ્મૂઢ થઇ ઉભો. પોતે સારૂં કર્યું કે નરસું તે સમજવાની શક્તિ તેનામાંથી ગુમ થઇ ગઇ. તોપણ તેને પોતાના સંબંધમાં કોઇપણ પ્રકારની દીલગીરી કે પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો નહિ. જેને પોતે બેન તરીકે ચાહતો હતો, તેની આવી અધઃપતિત દશા જોઇ તે દીલગીર થયો. કુંદનલાલ જેવા સજ્જનને ત્યાં, વિનોદિની જેવી લક્ષ્મી જેવી સ્ત્રીને પેટે આવી કુલટા દીકરી ક્યાંથી જન્મી? તેને આવી કુબુદ્ધિ કેમ સૂઝી? વગેરે પ્રશ્નો વિષે બહુ વિચાર કરતાં છતાં નિર્ણય ન થઇ શક્યો.

તે વિચારવા લાગ્યોઃ હેમકુમારીએ કહ્યું કે " તારે લીધે જ મારી આ દશા થઇ છે, તેં આવું ધાર્યું હતું તો પછી મારી આકાંક્ષાને ઉશ્કેરવાથી તને શો લાભ?" ખરેખર શું મેં જ તેની આવી દશા કરી? મેં તો તેના તરફ એકાદી વાર પણ કુદૃષ્ટિ કરી નથી, તેને પાપને માર્ગે ધસડવાની પેરવી કરી નથી. તો પછી હેમ એવાં વચનો કેમ બોલી? રામપ્રસાદ ભારે વિચારમાં પડયો. પોતાના અપરાધ ખોળવા લાગ્યો. છેવટે તેણે નિશ્ચય કર્યો કે જરૂર હું જ દોષી છું. હેમ ખરી છે, મેં આ સુખી કુટુંબમાં પ્રવેશ કરી વિષવૃક્ષ રોપ્યું છે. મારા દોષથી કુંદનલાલ જેવા દેવની પવિત્ર પુત્રી નારકીજીવ બની છે.!

હેમકુમારી પોતાનું અનિષ્ટ કરશે, એવો શક પણ તેના હૃદયમાં પેઠો નહોતો. તે એટલું જ સમજ્યો કે પોતાની ઇચ્છા પૂરી ન થઇ તેથી હેમ ગુસ્સામાં ને ગુસ્સામાં મને પાયમાલ કરવાનાં વચનો બોલી ગઇ છે. મને હેરાન કરવાથી તેને શો ફાયદો ? રામપ્રસાદે પોતાના ત્રાજવે હેમની તુલના કરી એ ધમકીની અસર પોતાના હૃદયને થવા ન દીધી. તો પણ તેના અંતરમાં આ બનાવને લીધે થોડી ઘણી અશાન્તિ ફેલાઈ રહી. તે બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. અંધારૂં થઇ ગયું હતું, છતાં તેને એ બાબતનું ધ્યાન ન રહ્યું. અચાનક તે વિચારમાંથી જાગ્યો, ઉઠયો, દીવો સળગાવ્યો, ત્યારબાદ પુસ્તક લઇ વાંચવા બેઠો. પણ પુસ્તકમાં મન ન ખૂંચ્યું.

રાતના દસેક વાગે કુંદનલાલ અને તેની સ્ત્રી પાછાં ફર્યાં. વિનોદિનીએ પૂછ્યું, "હેમને ઠીક છે ને ?"

"ઠીક છે" કહી રામપ્રસાદ દૂર જતો રહ્યો. વિનોદિનીએ પોતાની સાથે આણેલા નાસ્તામાંથી થોડો રામપ્રસાદને આપ્યો ને બાકીનો હેમકુમારી માટે રાખી મૂક્યો. રામપ્રસાદનું મન ચિંતાતુર હતું છતાં તેણે વાતચીત કરતાં કરતાં એ નાસ્તો ખાધો. અભાગી માણસ એટલું પણ સમજતો નહોતો કે મારે માટે, મને પાયમાલ કરવા માટે કેવું ભયંકર હથિઆર સજ્જ થાય છે ! તે નાસ્તો કરી બેઠક ખાનામાં જઇ સૂતો. તે વિચારતો હતો કે હેમકુમારી આજે ગુસ્સામાં ને ગુસ્સામાં ન બોલવાનું બોલી ગઇ છે, પણ કાલે જરૂર મારી ક્ષમા માગશે.

વિનોદિની પુત્રીની સંભાળ લેવા તેના ઓરડામાં ગઇ, હેમકુમારી પથારીમાં પડી પડી રડતી હતી, તેની આંખોમાંથી આંસુની ધાર વહેતી હતી. આખું ઓશીકું પલળી ગયું હતું. આંખો રડી રડીને

લાલચોળ થઇ ગઇ હતી. વિનોદિનીએ જાણ્યું કે પેટના દુખાવાને લીધે આ બધું થતું હશે. તેણે પાસે આવી પૂછ્યું, વારંવાર પૂછ્યું છતાં જવાબ ન મળ્યો. પેટ તપાસવા હાથ ઉંચક્યો પણ હાથ હેમનાં શરીરને અડકે તે પહેલાં તો તેણે તેનો હાથ હડસેલી મૂક્યો. હેમ વધારે ડૂસકાં ભરવા લાગી, નિસાસા મૂકી મૂકી રડવા લાગી.

વિનોદિની જરા ગુસ્સે થઇ બોલી, "શું થાય છે તે તો કહે!"

હેમકુમારીએ અતિશય ગુસ્સે થઇ કહ્યું, "શું કહું મારૂં કપાળ! મને કાલે જ સાસરે મોકલી દે, હું અહીં એક દિવસ પણ રહેવા માગતી નથી.

વિનોદિની નવાઇ પામી પૂછવા લાગી, "કેમ બેટા! અહીં તને શું દુઃખ છે?"

માના ખોળામાં માથું રાખી હેમ બોલી, "એ દુઃખ તને કહેવાય તેવું નથી."

માએ કહ્યું, "હું તારી મા છું, મને ન કહેવાય એવી શી વાત છે બેટા!"

હેમકુમારીએ પોતાના માંસલ હાથ વિનોદિની તરફ લંબાવ્યા. હાથપર નખના ઘા સ્પષ્ટ જણાતા હતા. વિનોદિની થરથરી ગઇ. તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી હેમનાં મોં સામું જોયું, ગાલપર પણ એવા જ ઘા જણાયા. હેમ રડતી રડતી બોલી, "મા, તે દૂધ પાઇ સાપ ઉછેર્યો છે, તેનું ફળ મળ્યું છે?"

વિનોદિની તીરવેગે ઉઠી ઉભી થઇ ગઇ. હેમે કહ્યું, "રામપ્રસાદ આજે બાજરા તૈયાર થયો હતો-પરંતુ મેં માંડ માંડ ઘરમાં પેસી અં-

ડરની સાંકળ વાસી દીધી. તેમ ન કર્યું હોત તો આજે મારૂં આવી બન્યું હોત."

વિનોદિનીએ ઘણી વાર સુધી દીકરી તરફ ટકટક જોયા કર્યું. કુંદનલાલને આ સંબંધમાં કંઇ કહેવું કે નહિ એ બાબતનો વિચાર કર્યો. દીકરીને સમજાવી નાસ્તો ખવરાવ્યો, પછી પોતે શયનગૃહમાં ગઇ. આડીઅવળી વાતચીત કર્યા બાદ તેણે કુંદનલાલને કહ્યું, "એક વાત કહી તમને ચેતવવા માગું છું. હવે રામપ્રસાદને આપણે ત્યાં રાખવો એ ઠીક નથી. છોકરી જુવાન છે, તે પણ જુવાન છે, કદાચ કંઇ આડું વેતરાઇ જાય તો અપયશનો પોટલો આપણે માથે આવી પડશે."

કંઇક નવાઇ પામી કુંદનલાલે કહ્યું, "આજે એકાએક આવી ચેતવણી આપવાનું કારણ શું? રામપ્રસાદ જેવા સદ્ગુણી છોકરા થોડા જ હોય છે. તેની બદચાલ મારા જાણવામાં આવી હોત તો હું પોતે તેને આશ્રય ન આપત."

થોડીવાર વિચાર કર્યા બાદ વિનોદિનીએ બધી વાત કુંદનલાલને કહી. કુંદનલાલ તો આ વાત સાંભળી આભો બની ગયો. પાંચેક મિનિટ તો શું કરવું ને શું ન કરવું તેનો વિચાર કરી રહ્યો. દસેક મિનિટબાદ કુંદનલાલે કહ્યું, "શું ખરી વાત છે? આ વાતની મને ખાત્રી થતી નથી!"

વિનોદિનીએ જરા કંટાળી કહ્યું, "મેં ખાસ તપાસ કર્યા પહેલાં આ વાત તમને કહેવાની હિંમત કરી ન હોત. તેના બળાત્કારનાં ચિન્હો મેં નજરોનજર જોયાં છે. છોકરી રડી રડીને લોથ થઇ ગઇ છે, તે કહે છે કે મને કાલે જ સાસરે મોકલી દો!"

કુંદનલાલ ઉભો થયો. વિનોદિનીએ તેનો હાથ પકડી પાછો બેસાડ્યો. થોડી વાર પછી તેણે કહ્યું, "નકામા લોકોને શા માટે

જણાવવા તૈયાર થયા છો ? અત્યારે તમે ગુસ્સામાં કંઈનું કંઇ કરી બેસશો. કાલે સવારે તેને ઘરમાંથી રજા આપશો એટલે બધું પતી જશે. કળિયુગ છે ને આવા રૂડા રૂપાળાના પેટમાં આવું હશે એમ કોણ જાણી શકે ?"

કુંદનલાલ સમજી ગયો. રાતે તો બધું શાંત થઇ ગયું. બીજે દિવસે પરોઢિઆમાં કુંદનલાલે રામપ્રસાદને બોલાવ્યો.

રામપ્રસાદ બહુ વહેલો ઉઠતો હતો. તે આજે પણ વહેલો ઉઠયો હતો, તે કુંદનલાલ સમક્ષ હાજર થયો. કુંદનલાલે કઠોર અવાજે કહ્યું, "તું તારાં કપડાં અને છતરી લઇ આવ."

લગભગ ચાર વરસ થયાં રામપ્રસાદ કુંદનલાલનાં ઘરમાં રહ્યો હતો, છતાં આવો કઠોર સ્વર તેણે કદી સાંભળ્યો નહોતો. આવી આજ્ઞાનું કારણ તેના ધ્યાનમાં ન ઉતર્યું, છતાં આજે તે સામો જવાબ આપવાનું સાહસ કરી શકયો નહિ. તે મુંગો મુંગો પોતાનાં કપડાં, છત્રી પગરખાં વગેરે લઇ કુંદનલાલ પાસે આવ્યો. કુંદનલાલે કહ્યું, "એ બધું બાંધી લે, અને મારા ઘરમાંથી અત્યારે ને અત્યારે ચાલ્યો જા ! તારા જેવા કૃતઘ્ન, ચંડાળ અને દુરાચારીને મારા ઘરમાં આશરો મળશે નહિ !"

રામપ્રસાદ દિગ્મૂઢ બની ગયો. પોતાના પર વજ્રઘાત થયો હોય તેમ તે ચમકી ઉભો. તેણે કશું પાપ કર્યું નહોતું તેથી તેનું ચિત્ત શાંત હતું. તેણે નમ્રતાપૂર્વક છતાં દઢતાથી જણાવ્યું, "મોટાભાઇ ! અન્યાય કરશો નહિ, હું દુરાચારી નથી."

વિનોદિની તે વખતે ત્યાં આવી પહોંચી. તેણે જવાબ આપ્યો, "હવે સદાચારીનું પ્રમાણપત્ર આપવાની જરા પણ જરૂર નથી. તારૂં

પ્રમાણપત્ર અમે વાંચી લીધું છે. કાલે તું જે કામ કરવા તૈયાર થયો હતો, તે અમને હમેશાં યાદ રહેશે! અજાણ્યા માણસને ઘરમાં આશરો આપવાથી આવું જ પરિણામ આવે છે."

રામપ્રસાદ સમજી ગયો કે હેમકુમારીએ જે ધમકી આપી હતી, તે તેણે અક્ષરે અક્ષર ખરી પાડી બતાવી છે. એ કાળી નાગણ મને ડંખી છે, મારો હવે છૂટકો નથી. મારૂં કોઇ માનવાનું નથી. હેમ તેમની દીકરી છે, તેથી તેની વાત જેટલી ખરી મનાય તેટલી મારી ન મનાય એ સ્વાભાવિક છે. મારી વાત કોણ સાંભળે? હવે મારે અહીં રહેવાની જરૂર નથી, રહેવાથી ફાયદો નથી, મારે મારૂં ફોડી લેવું જોઇએ.

કુંદનલાલે કહ્યું, "જા, ચાલ્યો જા–ઉભો ઉભો શું વિચારે છે?"

રામપ્રસાદે ગળગળા થઇ કહ્યું, "આપ જ્યારે આશરો આપવાની ના પાડો છો, ત્યારે મારે જવું જ પડશે, પરંતુ હું હજુ કહું છું કે હું નિષ્પાપ છું, મારો કશો અપરાધ નથી."

"જા જા, હવે ઝાઝો દંભ બતાવવાની કશી જરૂર નથી." એમ કહી કુંદનલાલ ચાલ્યો ગયો. રામપ્રસાદે વિનોદિનીને પ્રણામ કરી કહ્યું, "મોટાં ભાભી! હું જાઉં છું! પરંતુ આપને એક દિવસ આ કૃત્ય માટે જરૂર પસ્તાવું પડશે."

કપડાં લત્તાં પડયાં મૂકયાં–પહેરેલાં લુગડાં સાથે રામપ્રસાદે ઘર છોડયું. ચાર વર્ષ પહેલાં આવે જ વેષે તેણે મોહનપુર તજ્યું હતું. ભાગ્યદેવતાની ખફા મરજીથી વળી તે નિરાશ્રિત થયો.

## પ્રકરણ ૧૦ મું

### નવો આશરો.

દુનિયા અજબ બાજાર હૈ કુછ જિન્સ યાંકી સાથ લે,
નેકીકા બદલા નેક હૈ બદસે બદીકી બાત લે,
× × × ×
કલજુગ નહિ કરજુગ હૈ યાં દિનકો દે ઔર રાત લે,
ક્યા ખૂબ સૌદા નક્દ હૈ ઇસ હાથ દે ઉસ હાથ લે,
—નજીર.

---

રામપ્રસાદ જ્યારે રસ્તામાં આવી ઉભો ત્યારે ૭ વાગવાનો સમય થયો હતો. અજવાળું થયું હતું, સૂર્યોદય થયો હતો, રતનપોળના રાજમાર્ગપર માણસોની આવરજવર શરૂ થઇ હતી. ક્યાં જવું ? તેની સમક્ષ બીષણ સંસારની બીષણ યાતના અવનવાં રૂપો ગોઠવવા લાગી. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં, મકાનો ફરવા લાગ્યાં. સાથે

આખું જગત જાણે ફેરફુદડી ફરતું ન હોય તેવું જણાયું. તે એક દુકાનના ઓટલા પર બેઠો. આકાશમાં સૂર્યનાં કિરણો જાળ ગોઠવી રહ્યાં હતાં. તેણે ઉંચું જોઇ કહ્યું, "દયાળુ પિતા, જેવી તારી ઇચ્છા. ચાર વરસ પહેલાં મેં આજ રીતે મોહનપુર છોડયું હતું, છતાં તારી દયાથી મને રસ્તો મળ્યો હતો આજે પણ તારા પર આધાર રાખી ભયંકર જીવનસંગ્રામ ખેડું છું. તારી ઇચ્છા હશે તો વળી આશરો મળશે. તારી ઇચ્છા નહિ હોય તો ખાખ ભેગો ખાખ થઇ મળી જઇશ. મારી પાછળ કોઇ રડનાર નથી. હું જીવતાં સુખી થયો નથી, મરણ પછી કોણ જાણે છે કે શું થશે. તોપણ મને જીવવાનું પસંદ છે, તારી વિશ્વરચના જોવાની હજુ મને ઇચ્છા છે, હજુ મારી આકાંક્ષા તૃપ્ત થઇ નથી. વિચાર કરવાથી શો લાભ! મારૂં નસીબ મને જ્યાં લઇ જાય ત્યાં જવા તૈયાર છું. માણસમાત્ર અંધ છે. ભવિષ્યથી અજાણ છે, તેને માટે આંધળાની માફક નિયતિને વશ થઇ આ અસીમ વિશ્વને વિષે ભટકવાનું જ લખ્યું છે. પ્રભુ! હું વળી સંસારમાં મારૂં નાવ ઝુકાવું છું, મારી એટલી જ પ્રાર્થના છે કે તું મારો સુકાની થઇ મને લક્ષ્યભ્રષ્ટ થવા દઇશ નહિ. સુખમાં કે દુઃખમાં, સંપત્તિમાં કે વિપત્તિમાં હું તને ન ભલું એવી સન્મતિ આપજે."

રામપ્રસાદ ઉઠયો. ચાલ્યો, ક્યાં? રસ્તો લઇ જાય ત્યાં. સાડાસાતેક વાગ્યાને સુમારે તે દિલ્હી દરવાજા બહાર શાહી બાગ તરફ જતી સડક પર ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં તે એવે સ્થાને આવી પહોંચ્યો હતો કે તે સ્થળ તેણે કદી જોયું નહોતું. આજુબાજુ મીલોનાં ભૂંગળાં દેખાતાં હતાં. હજારો મજુરો ઉતાવળા ઉતાવળા મીલ તરફ જતા હતા. રામપ્રસાદનું તે તરફ લક્ષ નહોતું. તે તો પોતાના વિચારમાં ને

વિચારમાં ચાલ્યો જતો હતો. રસ્તા પર મોટર ગાડીઓ અને વિક્ટોરિઆની પણ ધમાલ જામી હતી. બળદગાડાંઓ ધીમી ચાલે ચાલ્યાં જતાં હતાં, બધાં પોતપોતાના સ્થાને જવા દોડે છે. મજૂરો, મોટરો, ઘોડાગાડીઓ, બળદગાડીઓ, કારકુનો-સર્વ પોતપોતાને સ્થાને જવા તત્પર છે, કેવળ રામપ્રસાદ લક્ષ્યભ્રષ્ટ થઇ ધીમી ચાલે નિસાસા મૂકતો મૂકતો, અનેક માણસોના ધક્કા ખાતો, અનેક ગાડીવાળાની ગાળો ખાતો ચાલ્યો જાય છે.

રામપ્રસાદ ચાલ્યો જતો હતો, તેવામાં અચાનક કોલાહલ સંભળાવા લાગ્યો, રામપ્રસાદ ચમક્યો, માણસો આમતેમ નાસતાં હતાં, બધાના મુખમાં ' નાસો, નાસો' શબ્દ ગાજી રહ્યો છે ! પરંતુ નાસવાનું કારણ શું તે રામપ્રસાદના સમજવામાં ન આવ્યું. થોડી વારમાં બધી વાત સમજાઇ. એક બે ઘોડાની ગાડી તીરવેગે દોડી આવે છે, ગાડી પર કોચમેન નથી, કેવળ બે અંગ્રેજ સ્ત્રીઓ બેઠી છે. તેઓ બંને ગાડીને વળગી રહી છે. આજુબાજુના લોકોની કરુણ સુરે મદદ માગે છે, પરંતુ પોતાનું જીવન સંકટમાં નાખી પરોપકાર કરનાર દુનિઆમાં કેટલા છે ? ઘોડાઓ કદાવર ને તેજી હતા, તેમનાં શરીર પર પરસેવાનાં ટીપાં બાઝયાં હતાં. કોણ જાણે શાથી બંને ઘોડા ચમક્યા હતા. ગાડીવાને બહુ પ્રયત્ને લગામ હાથમાં રાખી હતી, પણ ચમકેલા ઘોડા ઉંચા ઉછળવા લાગ્યા. પાછલા પગની જબરી લાતે ગાડીવાનને જમીનપર પાડયો. અંદર બેઠેલી બંને સ્ત્રીઓ પણ મરવાની અણીપર હતી, ગાડી કયારે ઉંધી વળશે તેની ખાત્રી નહોતી, ગાડી એટલા જોરથી જતી હતી. કે કૂદી પડાય એવું પણ નહોતું. તેથી તેઓ બીકની મારી ગાડીને વળગી બેઠી રહી હતી,

લોકોને ઘોડાને પકડવા વિનવી રહી હતી. પણ ભીમ, અર્જુન ને પરશુરામના દેશમાં ચમકેલા ઘોડાની લગામ પકડવા જેટલી પણ કોઇને હિંમત નહોતી; લોકો તો ઠીક પણ પોલીસ પણ દિગ્મૂઢ થઇ ઉભી હતી. લોકોને દૂર હઠી જવાની સૂચના આપ્યા સિવાય તેઓથી કંઇ થાય તેમ નહોતું. ગાડી પાછળ હજારો માણસનું ટોળું મજાક કરતું કરતું દોડતું હતું.

છેવટે ત્રણ ચાર માણસોએ ઘોડાને અટકાવવા પ્રયત્ન કર્યો, પણ એકેક લાત ખાઇ તેઓ દૂર જઈ પડયા. આથી કોઈ પણ માણસ ઘોડાઓ પાસે જવાની હિંમત કરી શકયું નહિ. લોકોના કોલાહલથી ઘોડાઓ વધારે ચમકવા લાગ્યા, ગાડી દોડતી દોડતી દિલ્હી દરવાજાથી શાહીબાગ જતી સડક પર આવી ચઢી. રામપ્રસાદ તે જગાએ ઉભો હતો. બંને સ્ત્રીઓની અવસ્થા જોઇ તે કાંપવા લાગ્યો! હાય! આ બે સ્ત્રીઓનો બચાવ કરવાનો કંઇ ઉપાય નથી? વિચાર કરવા જેટલો સમય નથી, જોતજોતામાં ગાડી રામપ્રસાદ પાસેથી પસાર થઇ જવાની હતી. રામપ્રસાદ ઉભો હતો, ત્યાંથી ગાડી નીકળી. અંદરથી સ્ત્રીઓએ મદદ માટે બૂમ પાડી.

એ બૂમ રામપ્રસાદના કાનમાં પેઠી, રામપ્રસાદનું આખું શરીર કોઈ અવનવા તેજથી ચમકવા લાગ્યું. ત્યારપછી તેણે શું કર્યું તેનું તેને ભાન રહ્યું નહિ. ભાનમાં હોત તો તે કદી એવું સાહસ કરત નહિ. ગાડી તેની આગળથી પસાર થતી હતી, રામપ્રસાદ એક છલાંગ મારી ઘોડા પર ચઢી ગયો, તેણે પોતામાં હતું તેટલું જોર તેઓની કેશવાળી ખેંચવામાં કાઢયું. બંને ઘોડાઓ એક ક્ષણમાં ઉભા રહી ગયા. એક ઘોડો ગતિ રોકી ન શકવાથી ભોંયપર પડયો.

એક બાળકનું આવું સાહસ જોઇ બધા લોકો શાબાશીના અવાજ કરવા લાગ્યા. ઘણા લોકો રામપ્રસાદનાં સાહસથી ઉશ્કેરાઇ તેની મદદે આવ્યા, ઘોડાની લગામ પકડવામાં આવી, બંને સ્ત્રીઓને ગાડીમાંથી ઉતારી લીધી. રામપ્રસાદ ઘોડા પરથી ઉતરવા જતો હતો, તેવામાં પડી ગયેલો ઘોડો ઉઠવા ગયો, તેનો ધક્કો લાગવાથી તે પાંચેક હાથ દૂર ગબડી પડયો. બધા લોકો તેને ઉપાડી બાજુએ લઇ ગયા. તે બેભાન બની ગયો હતો.

પોલિસે લોકોને દૂર હડસેલી તેને ઇસ્પિતાલમાં મોકલ્યો.

બંને અંગ્રેજ સ્ત્રીઓ ગાડીમાંથી ઉતરી પાસે આવેલી મીલમાં ગઇ. મોટી જણાતી સ્ત્રીએ ત્યાંથી પોતાના પતિને બધી વિગત જણાવી ઘટના સ્થળે આવવાનું જણાવ્યું. ત્યારબાદ તેઓ બંને પોતાને મદદ કરનારને જોવા માટે બહાર આવી. પણ બહાર આવ્યા બાદ તેઓએ સાંભળ્યું કે તે તો ઘોડાનો ધક્કો ન સમાલી શકવાથી દૂર જઇ પડયો હતો અને અત્યારે તેને પોલિસ ઇસ્પિતાલમાં લઇ ગઇ છે.

બંને સ્ત્રીઓ બહુ દીલગીર થઇ. જે માયાળુ બાળકે તેઓનો જીવ બચાવવાં પોતાના જીવને જોખમમાં નાખ્યો હતો તેની આવી દશા થએલી જોઇ તેઓનાં હૃદયમાં ધ્રુજારી છૂટી. મોટી ઉમરની સ્ત્રીએ પોતાની સહચરીને કહ્યું "આપણે એ છોકરાને જોઇ આવીએ તો કેમ ?" યુવતીએ જણાવ્યું, " પિતાજી હમણાં આવશે, એટલે આપણે ત્રણે સાથે જઇશું ! અરેરે ! તે બિચારો ગરીબ જણાતો હતો, છતાં તેનું હૃદય કેવું ઉદાર હતું, તેનાં સાહસથી જ આપણે અત્યારે જીવતાં છીએ ! "

થોડી વારમાં ટૉમ્સન સાહેબ આવી પહોંચ્યા. તેઓ અમદાવાદની એક પ્રખ્યાત મીલના માલેક હતા. અમદાવાદ અને મુંબઇમાં તેમની પેઢીઓ ચાલતી. સાહેબ બહુ માયાળુ હતા. આ બે સ્ત્રીઓમાંની મોટી સ્ત્રી તે તેમની પત્ની હતી અને નાની તેમની દીકરી હતી. તેઓ બંને સવારમાં ફરવા નીકળી હતી. રસ્તામાં આ ઘટના બની હતી.

ટૉમ્સન સાહેબે પોતાની પત્ની અને કન્યાને સાજીતાજી જોઈ પ્રભુનો આભાર માન્યો. કન્યાએ કહ્યું, " પિતાજી ! જે દયાળુ બાળકની અનુકંપાથી અમે આજે બચ્યાં છીએ તે બાળકને હસ્પિતાલમાં લઇ ગયા છે, આપણે ત્યાં તેને જોવા જઈશું ? "

" હસ્પિતાલમાં ! " કહી ટૉમ્સન સાહેબ દીકરાના મોં સામું જોઇ રહ્યા. તેમની પત્નીએ કહ્યું, " હા હસ્પિતાલમાં, તે બિચારો ઘોડાપરથી ઉતરતો હતો, એ વખતે ધકો વાગવાથી દૂર ફેંકાયો અને બેભાન બની ગયો. મને લાગે છે કે તેને માથાપર બહુ ઇજા થઇ હશે. "

" બહુ દીલગીરીની વાત ! " એમ કહી તેમણે બંનેને ગાડીપર બેસાડી પોતે પોતાની જગા લીધી. એ દરમિઆન કોચમેન પણ આવી પહોંચ્યો હતો. ગાડી હસ્પિતાલ તરફ ચાલી. ગાડીને બહુ નુકસાન થયું નહોતું.

હસ્પિતાલમાં આવી બાળકની અવસ્થા જોતાં સાહેબ બહુ ચિંતાતુર બની ગયા. ડાકટરે કહ્યું, ઘા બહુ ઉંડો છે. જો તાવ નહિ આવે તો બીક રાખવાનું કંઇ કારણ નથી. "

ટૉમ્સન સાહેબે ડાકટરને ખાસ ભલામણ કરી કહ્યું, " તેની

સારવારમાં કંઇ ખામી ન આવે તે પર ખાસ ધ્યાન રાખશો. આ બાળકે આજે અમારા પર મોટો ઉપકાર કર્યો છે ! ”

ડાક્ટરે કહ્યું, “ મેં બધું સાંભળ્યું છે. સારવારમાં કશું કહેવાપણું નહિ રહે.”

ટૉમ્સન સાહેબ ચાલ્યા ગયા. બેએક વાગ્યાને સુમારે તેમણે ઓફિસમાંથી ઇસ્પિતાલમાં ટેલિફોન કર્યો. પણ જવાબ મળ્યો કે હજુ ભાન આવ્યું નથી. સંધ્યા વખતે શ્રીમતિ ટૉમ્સન કન્યા સાથે ફરીથી ઇસ્પતાલમાં આવ્યાં. તે વખતે રામપ્રસાદને ભાન આવ્યું નહોતું છતાં અવસ્થા સુધરતી જતી હતી.

બીજે દિવસે આઠેક વાગ્યાને શુમારે રામપ્રસાદને ભાન આવ્યું. તે સમયે મા દીકરી બંને તેને મળવા આવ્યાં. પણ રોગીને બોલવાની મનાઇ હોવાથી બંને જણાં વાતચીત કર્યા સિવાય ચાલ્યાં ગયાં. સાંજરે વિવિધ પ્રકારનાં ફળો અને મેવો લઇ મા દીકરી બંને આવી પહોંચ્યાં અને ડૉક્ટર પાસે જઇ તેની બાતમી મેળવી ચાલ્યાં ગયાં.

ધીમે ધીમે રામપ્રસાદ સાજો થતો ગયો. કાલે સવારમાં તેને ઇસ્પિતાલ છોડવાની હતી. તે રાત્રે પથારીમાં સૂતો સૂતો વિચારતો હતો કે ગમે તે રીતે આશરો તો મળ્યો હતો, હવે કાલે શું કરવું ? કાલે વળી કોણ જાણે ક્યાં રખડતો હોઇશ !

રામપ્રસાદ સવારમાં ઉઠી બેઠો હતો. થોડીવાર પછી ડાક્ટર સાહેબ આવી તેને રજા આપવાના હતા. રજા આપતાં જ તેને ઇસ્પિતાલ છોડી રસ્તાપર ભટકવાનું હતું. કોઇ તેને ઘેર લઇ જઈ જમાડે તેમ નહોતું.

બરાબર તે જ સમયે ટૉમ્સન સાહેબ પોતાની પત્ની તથા દીકરી સાથે આવી પહોંચ્યા. રામપ્રસાદે ઉઠી તેઓને સલામ કરી.

સાહેબે કહ્યું, "આજે તું હસ્પિતાલ છોડી જવાનો છે તેથી અમે તને મળવા આવ્યાં છીએ. તેં તે દિવસે અમારાપર મોટો ઉપકાર કર્યો છે, તે માટે અમે તારો આભાર માનીએ છીએ. તેં સાહસ કરી જિંદગીને તુચ્છ ગણી ઘોડાને ન અટકાવ્યા હોત તો આજે મારી સ્ત્રી કે કન્યા હયાત ન હોત. તેં જે ઉપકાર કર્યો છે તેની તુલનામાં આ અતિ સામાન્ય–"

એટલું કહી તેમણે ખીસામાંથી નોટોનું એક બંડલ કાઢ્યું. તે બંડલ રામપ્રસાદને આપવા જતાં તેમણે કહ્યું, "આ અતિ સામાન્ય ઇનામ છે! હું તને આ હજાર રૂપીઆ આપું છું, તે સ્વીકાર."

રામપ્રસાદ બે ડગલાં પાછળ હઠી ગયો. હજાર રૂપીઆનું નામ સાંભળી તેની આંખો ફાટી ગઇ. હમણાં જ તે પોતાને કોડી વગરનો ગરીબ માનતો હતો, હમણાં શું ખાવું, કયાં જવું તેના વિચારમાં તે મુંઝાતો હતો, તેની આગળ હજાર રૂપીઆ!! રામપ્રસાદને આ વાત નવાઇ ભરેલી લાગી.

તેને દૂર હઠી જતો જોઇ સાહેબે ધાર્યું, કે તેને પૈસા લેવાની મરજી નથી. કદાચ તેને આ ઇનામ ઓછું પડયું હોય–તે પોતાની જિંદગીની કિંમત ફક્ત હજાર રૂપીઆની ન ગણતો હોય! એ વાત ખરી છે કે જિંદગીની સાથે મુકાબલો કરતાં આ ઇનામ તુચ્છ છે. સાહેબ પોતે લક્ષાધિપતિ હોવાથી હજાર રૂપીઆ તેને મન તુચ્છ હતા. પણ રામપ્રસાદ સમક્ષ એ રૂપીઆ અતિ ઘણા હતા એવી ધારણા

તેઓ કરી શક્યા નહિ. તેથી તેમણે હજાર રૂપીઆમાં બીજા પાંચસો રૂપીઆ ઉમેરી કહ્યું, " હે ભાઇ ! આટલાથી તો સંતોષ પામીશ ને ? "

રામપ્રસાદે રૂપીઆ ન લેતાં કહ્યું, " સાહેબ, મને માફ કરશો. હું પૈસા લેવાનો નથી. ઇનામના લોભથી મેં તે દિવસે મારી જિંદગી જોખમમાં નાખી નથી. "

સાહેબ આ ગરીબ જણાતા બાળકનાં હૃદયનું મહત્વ જાણી મુગ્ધ બની ગયા. તેણે નવાઇ પામી. રામપ્રસાદ સામું જોઇ કહ્યું. તરુણ યુવક ! તું કેવળ સાહસિક જ નથી સાહસની સાથે તારૂં હૃદય પણ અતિ મહાન છે. હું તને ઉત્સાહ આપવા માટે જ ઇનામ આપવા તૈયાર થયો હતો. મારા મત મુજબ આ રૂપીઆ તને ઘણા કામમાં આવશે, તેથી તને ઘણી સગવડ મળશે. તેથી તારૂં મહત્વ ઘટશે નહિ, ઉલટો હું મને ભાગ્યશાળી ગણીશ.

મડમે પણ વારંવાર પ્રાર્થના કરી પણ રામપ્રસાદ ઇનામ લેવા તૈયાર ન થયો. તેણે પૂછયું, " મેં એવું શું કર્યું છે, કે તમે મને આટલા બધા રૂપીઆ આપવા તૈયાર થયાં છો ? "

સાહેબ—બીજું કોઇ ન કરી શકે એવું તેં કર્યું છે. હજારો લોકો હાજર હતા, કોઇએ સાહસ ન કર્યું. તેં જિંદગી જોખમમાં નાંખી, 'આટલા દિવસ તારૂં કામ ખોટી થયું, તને નુકસાન થયું, તે ભરી આપવું એ મારૂં કર્ત્તવ્ય છે. તે માટે હું ફરીથી તને આ રૂપીઆ લેવાની પ્રાર્થના કરૂં છું.

રામપ્રસાદ—દુઃખમાં આવી પડેલાંને મદદ કરવી, એ દરેકનું કર્ત્તવ્ય છે. મેં જે કર્ત્તવ્ય ધાર્યું, તે કર્યું તેમાં વળી ઇનામ શું ? ના સાહેબ, આપ વારંવાર ઇનામનું નામ લઈ મને શરમાવશો નહિ.

સાહેબે મડમ સામું જોયું; મડમ નોટનું બંડલ રામપ્રસાદના હાથમાં આપવા તૈયાર થઇ. રામપ્રસાદ ગળગળો થઈ બોલ્યો, " આપ મારી મા છો, છોકરાં શું માને દુ:ખમાંથી ન બચાવે ? માને દુ:ખમાંથી બચાવી ઇનામ માગે એવાં છોકરા દુનિઆમાં ન હોય તો સારૂં ? મા, હું ઇનામ લેવાનો નથી. "

મડમ પણ રડવા લાગી. તે રામપ્રસાદને ભેટી પડી બોલી, " તારા જેવા સંતાનની જનની થવું એ ભાગ્યની વાત છે ! ઇશ્વર પાસે પ્રાર્થના કરું છું કે તું સુખી રહે, ચિરંજીવ રહે ! તું જ્યારે પૈસા લેવા નથી ઇચ્છતો, ત્યારે અમે શું કરીએ ? ચાલ અમે તને તારે ઘેર મૂકી આવીએ. "

ઘરનું નામ સાંભળી રામપ્રસાદે કહ્યું, " મા ! મારે ઘરબાર નથી. હું નિરાશ્રિત છું, ભિખારી છું. "

મડમ–તારે ઘર નથી ! નવાઇની વાત !

રામ–ના મા ! મારે રહેવાનું સ્થાન નથી. અહીંથી બહાર જતાં જ મારે રસ્તાપર પડયું રહેવું પડશે.

મડમ–તું રસ્તા પર ભટકતો હતો ? આ પહેલાં કયાં હતો ?

રામ–મને નિરાશ્રિત ધારી એક ગૃહસ્થે આશરો આપ્યો હતો, પરંતુ મારાં દુર્ભાગ્યે એ આશ્રય ગયો.

મડમ–તું બહુ અદ્ભુત બાળક છે ! તારે વસવાનું સ્થાન નથી, ગરીબ છે છતાં દોઢ હજાર રૂપીઆ લેવાને ના પાડે છે ! તેં મને મા કહી છે તો કહે ભાઈ ! તું અમારી પાસે શું માગે છે ?

રામ–જો આપ મારા પર ખુશી થયાં હો તો મને આશ્રય આપો.

હું થોડું ઘણું વાંચતા લખતાં જાણું છું. જો મને એકાદ નોકરી મેળવી આપો તો હું બહુ આભારી થાઉં.

મડમે સાહેબ તરફ નજર કરી. સાહેબે કહ્યું, "તું મારી સાથે મુંબાઇ આવી શકશે?

રામ–તમે કહેશો ત્યાં આવવા તૈયાર છું. સાહેબ, મુંબઇ અમદાવાદ કે કલકત્તા બધું મારે માટે સમાન છે.

સાહેબ–તારે કોઇ સગું વહાલું નથી?

રામ–ઘેર મોટો ભાઇ છે. પણ તે મારી કશી સંભાળ લેતો નથી. ભાઇ ભાભીના જૂલમથી મેં ગામ છોડયું છે. અમદાવાદમાં એક સજ્જને મને ચાર વર્ષ આશરો આપ્યો હતો. તે દિવસે સવારે જ મને ત્યાંથી હાંકી કહાડવામાં આવ્યો હતો. હું રસ્તામાં ભટકતો હતો, તેવામાં આ બનાવ બન્યો.

સાહેબ રામપ્રસાદનું જીવનચરિત્ર સાંભળી બહુ જ દીલગીર થયો. આટલું બધું દુઃખ પડયા છતાં, પાસે એક કોડી પણ નહોતી છતાં દોઢ હજાર રૂપીઆનું ઇનામ લેવાની ના પાડતા આ યુવકનાં હૃદયની ઉદારતા જોઇ તે મુગ્ધ થઇ ગયો. આ નિઃસ્વાર્થી, પરોપકારી, ઉદાર યુવક પર કંઇક ઉપકાર કરવો એવો દૃઢ સંકલ્પ કરી તેણે કહ્યું, "આજથી તારૂં ભવિષ્ય સુધારવું એ મારા હાથમાં છે. હું તારાપર થોડો ઘણો ઉપકાર કરી ભાગ્યશાળી બનીશ."

રામ–મને મુંબઇ કયારે લઇ જવાના છો?

સાહેબ–આજે જ. તું તૈયાર થા.

રામ–મારે વળી તૈયાર થવાનું શું હોય, હું સર્વદા તૈયાર જ છું.

સાહેબ–તારાં કપડાં લત્તાં કે બિછાનું કયાં છે?

રામ—એમાંનું કશું નથી. કપડાંમાં મેં જે પહેર્યાં તે જ છે.

સાહેબે—વારૂ. તું મારી સાથે ચાલ.

એ વખતે ડાક્ટરે ઓરડામાં પ્રવેશ કર્યો. તે અત્યાર સુધી બહાર ઉભો હતો. બહારથી તેણે બધી વાત સાંભળી હતી. સાહેબે ડાક્ટરને કહ્યું, "હું આને લઇ જવા માગું છું."

ડાક્ટરે કહ્યું. "એમાં મને કશી અડચણ નથી. મેં બહાર ઉભા રહી આપની બધી વાતચીત સાંભળી છે. આવો નિસ્વાર્થી બાળક મેં કદી જોયો નથી. આટલો ગરીબ છતાં આટલો નિર્લોભી, આટલો ઉદાર માણસ મને લાગે છે કે મારા જોવામાં કદી નહિ આવે. ખરેખર આવા માણસપર ઉપકાર કરવાનો પ્રસંગ મળવો એ પણ ભાગ્યની વાત છે!"

સાહેબની ગાડી કમ્પાઉન્ડમાં ઉભી હતી. સાહેબ, તેમનાં પત્ની તથા દીકરી ગાડી પર ચઢયાં અને રામપ્રસાદને પણ ગાડીમાં આવવાનું જણાવ્યું. રામપ્રસાદ કોચમેન પાસે બેસવાનો વિચાર કરતો હતો, પણ સાહેબે તેનો હાથ પકડી ઉપર ખેંચી લીધો.

યોગ્ય વખતે ગાડી બંગલે આવી પહોંચી. સાહેબે પોતાના હિંદુસ્તાની દરવાનને બોલાવી કહ્યું, "આ ભાઇને ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપ."

દરવાન "જેવો હુકમ" કહી બોલ્યો, "મેનેજર સાહેબ આપની રાહ જોતા બેઠા છે."

સારૂં થયું—કહી સાહેબ રામપ્રસાદ સાથે બેઠકમાં ગયા. શામલાલ સાહેબની અમદાવાદની ઓફિસના મેનેજર હતા. આજે સાહેબ મુંબાઇ જવાના હોવાથી ખાસ ભલામણો સાંભળવા માટે મળવા આવ્યા હતા. સાહેબને જોતાં જ તેઓ ઉભા થયા. વાતચીત પૂરી થયા બાદ સાહેબે

તેના હાથમાં બે નોટો આપી કહ્યું, " આપને મારૂં એક કામ કરવું પડશે. આ બાઇને સાથે લઇ જઇ તેનાં ખપપુરતાં લુગડાંલત્તાં બજારમાંથી ખરીદી આપો. મારી ગાડી બહાર ઉભી છે–તેમાં બેસીને જજો. નહિ તો વાર લાગશે. "

શામલાલ રામપ્રસાદ સાથે બહાર નીકળ્યો અને તેણે જેમ બને તેમ જલદી બજારમાં જઇ પહેરવાનાં લુગડાં, છત્રી પગરખાં વગેરે ખરીદી આપ્યું. તેઓ બંને બંગલે પાછા આવ્યા તે દરમિઆન દરવાને બજારમાંથી ખાવાનો નાસ્તો આણી મૂકેલો હતો. રામપ્રસાદે નાહી જમી લીધું.

સાહેબે પણ બધી તૈયારી કરી લીધી. તેઓ એકલા મુંબાઇ જવાના હતા. રામપ્રસાદ મડમ પાસે જઇ તેની રજા લઇ ગાડીપર ચઢયો.

તેઓ મુંબઇ પહોંચ્યા, સાહેબે ત્યાંની પોતાની ઓફિસના મેનેજર હરિલાલને બોલાવી રામપ્રસાદની બધી હકીકત કહી. છેવટે કહ્યું કે " આ ભાઇને હું આપના હાથમાં સોંપું છું. તેને માટે રહેવાની તથા ખાવા પીવાની બધી સોઇ તમારે કરી આપવાની છે. વળી ખાસ ધ્યાન આપી ઓફિસનાં કામથી તેને માહિતગાર કરવાનું કામ પણ તમારૂં છે. હાલમાં તો તેને માસિક પચાસ રૂપીઆ પગાર તરીકે આપવા. આગળ જતાં જોયું જશે. "

સાધન વિનાનો ભિખારી રામપ્રસાદ સાહેબનો કેવી રીતે આભાર માનવો તે નક્કી ન કરી શકવાથી સાહેબ સામો હાથ જોડી ઉભો, તેની બંને આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. તેની આ દશા જોઇ સાહેબ તેના મનની બધી વાત સમજી ગયા. તેઓએ કોમળ

અવાજે કહ્યું, " તારે બોલવા જેવું કશું નથી–તારૂં ભવિષ્ય સુધારવું એ મારી ફરજ છે, માટે હું જે કંઇ કરૂં તેમાં કશી અડચણ ન નાખતો. તારી સ્થિતિ સુધરે અને તારી નાત તને માન આપે એવું જોવાને હું હંમેશાં ઉત્સુક છું."

રામપ્રસાદ સાહેબને સલામ કરી હારલાલ સાથે ચાલ્યો ગયો.

આ પ્રકરણ પૂરૂં કર્યા પહેલાં હરિલાલનો થોડો ઘણો પરિચય આપવો એ અમારી ફરજ છે.

તેઓ મૂળ કાઠિઆવાડના. પણ તેમના પિતા ગુજરાનની આશાએ મુંબઈ આવ્યા તેની સાથે તેઓ બાળપણમાં જ મુંબઇવાસી થયા. તેમના પિતાને મુંબઇમાં સારી કમાણી થઇ, પૈસેટકે ઠીક થયો એટલે તેમણે મુંબઇનેજ પોતાનું કાયમી વતન બનાવ્યું, રહેવાનું મકાન બંધાવી મુંબઇ સાથે પોતાનું ભાગ્ય હંમેશ માટે જોડયું. તેવામાં હરિલાલના પિતાએ સ્વર્ગનો માર્ગ લીધો. હરિલાલ હજુ વયમાં આવ્યા નહોતા, તેથી તેમનાં માતુશ્રીએ માંડમાંડ ગુજરાન ચલાવ્યું. મુંબઇ જેવાં શહેરમાં સાધારણ પૈસેટકે સુખી લોકોને પણ કમાણી વગર ગુજરાન ચલાવવું એ કેટલું મુશ્કેલ છે તે મુંબઇવાસી સિવાય કોઇ સમજે તેમ નથી. હરિલાલ વયમાં આવ્યા એટલે ૨૦ રૂપીઆના પગારથી ટોમ્સન સાહેબની ઓફિસમાં કારકુન તરીકે રહ્યા. તેમની સત્યનિષ્ઠાથી અને ટોમ્સન સાહેબની કદરદાનીથી તેઓ અત્યારે ત્રણસો રૂપીઆનો પગાર ખાતા હતા. તેમનાં કુટુંબમાં તેમની પત્ની અને એક સાત વર્ષની દીકરી એ બે જ હતાં. દીકરીનું નામ હતું તરંગિણી અને પત્નીનું નામ હતું મનોરમા. તેમનો સંસાર એકંદર રીતે આનંદમાં ચાલ્યો જતો હતો.

હરિલાલને પગાર ઉપરાંત બીજી પણ આવક હતી. ત્રણ માણસને માટે એ બધી આવક બસ થતી, પગાર તો પડયો રહે તેમ હતું, છતાં હરિલાલનું મન એટલું તો દયાળુ હતું કે માસ આખરે દાનધર્મમાં ખરચાતી રકમ લગભગ પગાર જેવડી થઇ જતી. આથી પૈસેટકે હાલમાં ગણાના શાહુકારની તુલનામાં ઉભા રહી શકતા નહિ. છતાં ગરીબો સમક્ષ તો તેઓ બળીરાજાનો અવતાર ગણાતા. તેનાપર આધાર રાખી ઘણાં કુટુંબનું ભરણપોષણ થતું.

તેમની ઉમર લગભગ બેંતાલિશેક વર્ષની હતી. તેમનાં સુંદર મુખપર મંદમંદ હાસ્ય હમેશાં ફરકી રહેતું. તેમની પિછાણવાળા લોકોમાંના કોઇએ તેને ગુસ્સે થએલા જોયા નહોતા. તેઓ કોઇને કઠણ વચન કહેતાં બહુ જ અચકાતા.

તેમની સ્ત્રી મનોરમા પણ એવી જ હતી. હરિલાલ કરતાં તે દસ બાર વર્ષે નાની હતી. રંગે સહેજ શામળી પણ હૃષ્ટપુષ્ટ શરીરવાળી હતી. તેનાં ગળાંમાં એકાદ કંઠી હંમેશાં શોભી રહેતી, માથાપર સુંદર ચોટલો કોઇ વિલાસિની નહિ પણ વિરાગિનીનો ભાસ કરાવતો હતો. આખો દિવસ ગરીબોની સેવા કરવામાં, ઘરનું કામકાજ કરવામાં અને વાંચવા લખવામાં તે મશગુલ રહેતી. તેના મોં પર કંટાળાનું નામ નહોતું. તેના પરિચયમાં આવેલું કોઇ માણસ તેની ખોડ કાઢી શકે તેમ નહોતું. તે દીનની જનની, પીડાતુરની શાંતિદાતા દેવી હતી.

કન્યા તરંગિણીની ઉમર હજુ સાત જ વર્ષની હતી. તેનું મોં શરદ ઋતુમાં ખિલેલાં પદ્મ સમાન શોભતું હતું. આંખો શફરીની પેઠે ચમકતી હતી. તેનું મોં હમેશાં હાસ્યથી ઉજ્વળ થઇ રહ્યું હતું. તેનાં નાનાં, સુંદર કપાળ પર માથા પરના વાળની લટો લટકતી હતી, અને

પુષ્ટ નવધર કોમળ કપોલ પર આરામ લેવા પ્રયત્ન કર્યા કરતી હતી. તેનો અવાજ તેની મા જેવો જ હતો. આટલી નાની ઉમરમાં પણ એ મહેનતનું કામ કરતાં કંટાળતી નહોતી.

આવાં સુખી કુટુંબમાં રામપ્રસાદને આશ્રય મળ્યો. સાહેબે હરિલાલને એકાંતમાં લઇ જઈ રામપ્રસાદ સંબંધી બધી હકીકત કહી હતી. બધી હકીકત કહ્યા બાદ કહ્યું હતું કે "તેના તરફ તમારે બરાબર ધ્યાન આપવું, એ અનાથ બાળકને કશી વાતની અડચણ ન પડે તેવો બંદોબસ્ત કરી આપજો. જો જો, તેને કશી મુંઝવણ ન પડે !" આવી સૂચનાની હરિલાલને કશી જરૂર નહોતી, તે પોતે ગરીબોને આશ્રય આપવામાં પોતાનું અહોભાગ્ય માનતા.



## પ્રકરણ ૧૧ મું

### પાપને પંથે

ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો!
ભ્રષ્ટ થઇ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો!

ગોવર્દ્ધનરામ

રામપ્રસાદને ઘરમાંથી રજા આપ્યા બાદ કુંદનલાલ વિચારમાં પડ્યો. તેણે વિચાર કર્યો કે " મેં શું આ કામ સારૂં કર્યું? તેના મોં પર તો ગુનો કર્યો હોય તેવું કશું જણાયું નહિ? પાપની છાયાને બદલે સત્યતાની પ્રતીતિ તેના ચહેરા પર રમી રહી હતી. ખરેખર તે નિષ્પાપ હશે તો? જો તેમ જ હોય તો તેણે પોતાનો બચાવ કરવાનો કંઇ પ્રયત્ન કેમ ન કર્યો? શરમ લાગી હશે તેથી? હા હા, તેમ જ. પણ

ના, લંપટને તે વળી લાજ શું ને શરમ શું! જે પાપી પોતાના આ-શ્રયદાતાની કન્યા પર બળાત્કાર કરવા તૈયાર થાય, તે પાપીને વળી લજ્જા શું ને શરમ શું? પરંતુ આ ચાર વર્ષ દરમિઆન તો મેં તેને બદચાલ જાણ્યો નથી. તે નમ્ર હતો. ગુણોના સાગર જેવો હતો. તે એકાએક આવો રાક્ષસ કેમ થઇ ગયો? ખરેખર! જુવાની એ જિંદગીનો વિષમ કાળ છે. ઘણા નમ્ર બાળકો આ સમયે મર્યાદા ઓળંગી પાપીના સરદાર બની જાય છે. શું ત્યારે તે પણ જુવાનીના જોરમાં જાલિમ બન્યો હશે? તેની સરળ મર્મસ્પર્શી દૃષ્ટિ હજુ મારી આંખ આગળ તરવરે છે. તેણે જતી વખત શું કહ્યું? કેવળ એકજ શબ્દ! 'હું નિર્દોષ છું' એટલો જ. પણ દુનિઆનો નિયમ જ એવો છે. કેટલાક ખુનીઓ ન્યાયાધીશ સન્મુખ ઉભા રહી હું નિર્દોષ છું એવા શબ્દો લાગણીપૂર્વક ઉચ્ચારે છે, પણ તે તરફ ન્યાયાધીશ જરા પણ ધ્યાન આપતો નથી. મેં પણ તેમજ કર્યું છે, તેને સજા કરી છે. પણ મેં ન્યાયાધીશની માફક જુબાની લીધી છે? તેના વિરુદ્ધનાં પ્રમાણો તપાસ્યાં છે? તેનાં વિરુદ્ધ ફક્ત હેમકુમારીનાં વચનો જ છે. હેમ કદી જૂઠી હોય? કદી નહિ, કદી નહિ. એ પાપીએ તેના પર હુમલો ન કર્યો હોય તો તે પોતાની જનની સમક્ષ લાજ શરમ છોડી આવી વાત કહે કે? જવા દો એ વાત! વધુ વિચાર કરવાની કશી જરૂર નથી. મેં જે કર્યું છે તે ઠીક કર્યું છે! જેના ઘરમાં જુવાન દીકરીઓ હોય તેણે કદી પણ અજાણ્યા વિદેશીને ઘરમાં આશ્રય આપવો જોઇએ નહિ."

તે વખતસર જમી કરી ઑફિસે ગયો. બે ચાર દિવસ જરા દીલગીરી રહી, બે ચાર દિવસ સ્ત્રીપુરુષ વચ્ચે એ સંબંધી વાતચીત થઈ,

ત્યારપછી બધી વાત બંધ પડી ગઇ. ધીમે ધીમે રામપ્રસાદની સ્મૃતિ હૃદયમાંથી લોપાઇ ગઇ.

પણ આ બધાં કૃત્યની જવાબદાર હેમકુમારીનું શું થયું? તે પણ શું રામપ્રસાદને વિસરી ગઇ? જેણે પોતાનું બધું અમુક માણસને સમર્પણ કર્યું હોય, એવી સ્ત્રી શું પોતાના પ્રિયપાત્રને ભૂલી શકે?

રામપ્રસાદે તેની સાથે પાપ સંબંધ બાંધવાની ના પાડી, તેથી તે ગાંડી બની ગઇ હતી. ગુસ્સાને લીધે તે તેનું સત્યાનાશ વાળવા તૈયાર થઇ હતી. ઘણા દિવસોથી તે રામપ્રસાદનાં રૂપ રૂપી અગ્નિને વિષે સળગી રહી હતી. હવે જ્યારે તેણે જોઇ લીધું કે તેને પ્રાપ્ત કરવાનો કશો ઉપાય રહ્યો નથી, ત્યારે તે તેને પોતાની આંખ આગળથી દૂર કરવા તૈયાર થઇ. તેણે ધાર્યું હતું કે નિત્યદર્શનને લીધે ઉપજેલો પ્રેમ તે દૂર જતાં નાશ પામશે. તેને પ્રશ્ન થયો હતો કે જેને હૃદય સોંપ્યા છતા હૃદય શાંત કરી ન શકાય તેણે શામાટે નજર આગળ રહી મને હંમેશાં સળગાવવી જોઇએ?

હેમકુમારીએ ધાર્યું હતું કે રામપ્રસાદ નજર આગળથી દૂર થતાં મારા હૃદયનો કચવાટ દૂર થશે. માટે તેને અહીંથી કાઢવો જ જોઇએ. આવો વિચાર કરી તેણે ઘણો વિચાર કર્યા બાદ તેની વિરુદ્ધ એક ભયંકર કાવતરું રચ્યું. માબાપે તેની વાત માની, પરિણામ જે આવ્યું તે ગયા પ્રકરણમાં જણાવાયું છે.

પરંતુ હેમકુમારીનો ધારેલો અર્થ સર્યો? તે શું રામપ્રસાદને વિસરી શકી? ના, ઉલટી રામપ્રસાદની સ્મૃતિ તેને વીંછીના ડંખની પેઠે પીડવા લાગી, જતી વખતે તેના આખમાં આંસુ જોઇ તેનું અંતઃકરણ ફાટી ગયું હતું. તેના મનમાં પશ્ચાત્તાપનો અગ્નિ હુ હુ

કરતો સળગી ઉઠયો. તેણે વિચાર્યું:–"આ કામ મેં સારૂં કર્યું નથી. તે અતિ મહાન, અતિ ઉદાર હતો! મેં તેને નકામો કલંકિત કર્યો, છતાં તેણે મારા વિરુદ્ધ એક શબ્દ પણ ન કહ્યો. આવા ઉદાર યુવકને નકામો કલંકિત કરી આશ્રય કેમ તજાવ્યો? હાય હેમ! તારા જેવી પાપિણી કોણ હોય?" હેમકુમારીના હૃદયમાં રહેલો સુપ્ત વિવેક જાગૃત થયો. તેને પોતાનાં કૃત્યની ભીષણતા સ્પષ્ટ જણાવા લાગી.

પરંતુ થોડા દિવસમાં એ પશ્ચાત્તાપ કોણ જાણે ક્યાં છુપાઇ ગયો. કુમતિએ આવી તેને સમજાવી–" તું શામાટે લજવાય છે! પોતાની ઇચ્છા તૃપ્ત ન કરનારને સજા કરવી એ શું પાપ છે? હેમકુમારીએ આંસુ લૂછી નાખ્યાં. કુમતિની વાત તેને ન્યાયપુરઃસર લાગી. તેણે વિચાર્યું: મેં ઠીક કર્યું છે તેના પાપનો બદલો આપ્યો છે, મારૂં અપમાન, મારો તિરસ્કાર! હું તેની નજરે શું એટલી બધી હલકી જણાઇ, એટલી બધી બેડોળ જણાઇ કે તે મારાં અંગેઅંગ તરફ ધિક્કાર વર્ષાવવા લાગ્યો? મારા જેવી નવયૌવનાનો પ્રેમ–અયાચિત પ્રેમ ન સ્વીકારનારને એવી જ શિક્ષા ઘટે! મારાં આ અતુલનીય રૂપ તરફ નજર કરી, મારા કૃપા કટાક્ષ મેળવવા ખાતર કેટલાય યુવકો તલસતી આંખે મારા તરફ જોઈ રહ્યા છે, તેઓમાંના કેટલાય યુવક છે, ધનવાન છે, રંગીલા રસિક નાગર છે, છતાં તેમના તરફ જરા પણ લક્ષ ન આપતાં મેં એ મૂઢને મારૂં યૌવન લૂટવાનું સમજાવ્યું! પણ એ વાંદરાને રત્નની પરીક્ષા ક્યાંથી હોય? તે મૂર્ખ–મૂઢ બેવકુફ મારી મર્યાદા–મારી કિંમત શું સમજે! તે ગધેડો હતો, ગધેડો જ રહેવાનો! મારા જેવી રૂપવાન યુવતીનો પ્રેમ ન સ્વીકારનાર ગધેડાઓ આ જગતમાં હશે, એવી મને કલ્પના પણ નહોતી, નહિ તો એ મૂર્ખને

ચરણે મારૂં સર્વસ્વ સમર્પણ કરવાનો પ્રયત્ન કદી ન કરત."

આવા વિચારમાં તેના દિવસો જવા લાગ્યા. તેને દીલગીર જોઇ વિનોદિની વિચારવા લાગી, "અહા! મારી દીકરી કેવી પતિવ્રતા છે, પેલા દુષ્ટે બળાત્કાર કરી તેને ભ્રષ્ટ કરવાની તક સાધી, તેથી તેને કેટલી બધી દીલગીરી થાય છે, બિચારી સાસરે જશે એટલે બધું ધીમે ધીમે ભૂલી જશે."

આ પ્રમાણે બે ત્રણ માસ વીત્યા. વળી સાસરેથી તેડું આવ્યું. વિનોદિનીએ રડતાં રડતાં દીકરીને સાસરે વળાવી.

હેમકુમારીની અવસ્થા દહાડે દહાડે બગડતી ગઇ. પતિનાં આદર-આન તેને ઝેર જેવાં જણાવા લાગ્યાં. સાસુ સાથે વાત વાતમાં વચકું પડવા લાગ્યું. છેવટે સાસરામાં તે એટલી બધી અકારી થઇ પડી કે 'આવી વહુ અમારે કશા ખપની નહિ' એમ કહાવી તેમણે તેને પિયેર મોકલાવી દીધી. હેમકુમારી વળી સાસરાંનું ખરાબ સર્ટિફિકેટ લઇ ઘેર આવી, વિનોદિનીનું અંતઃકરણ ભરાઇ આવ્યું. પોતાની લાડવાઇ દીકરી પર પડતાં દુઃખોથી તેનો ચહેરો મલિન થઇ ગયો.

હેમકુમારી પિયર આવી ત્યારે તેનાં ઘરની પાસેનાં ઘરમાં એક નવીન ભાડુત આવી રહ્યો હતો. અમદાવાદનાં ઘરોની અગાસીઓ બનતાં સુધી એવી હોય છે કે એક અગાસીમાંથી બીજા ઘરની અગાસીમાં જતાં જરા પણ અડચણ ન થાય. એક અગાસીપર ઉભા રહી નજર કરતાં બીજાં સેંકડો ઘરની અગાસીમાં નજર જાય, અને અગાસીમાં થતી ક્રિયા સાંગોપાંગ દેખાય! હેમકુમારીનાં મકાનની બાજુએ આવેલાં ઘરોની સ્થિતિ આવી જ હતી પડખેનાં ઘરને પણ એક જ માળ હતો, બીજે માળે અગાસી હતી, કુંદનલાલનાં ઘરને

પણ એકજ માળ હતો અને બીજે માળે અગાસી હતી બંને અગાસીઓ વચ્ચે કમર સુધી ઉંચી દિવાલ હતી, પણ તે દિવાલ એક બીજી અગાસીમાં અવરજવર કરવા તેમ જ વાતચીત કરવામાં કશી અડચણ કરે તેમ નહોતું.

હેમ પિયેર આવી છે. અગાસી તેનું પ્રિય સ્થાન હતું. તેણે કેટલાય દિવસો રામપ્રસાદની બાજુએ–સોડમાં બેસી આ સ્થળે વીતાડયા હતા. મહાપ્રભુ મન્મથરાજે આ સ્થળેજ તેના પર મદનાસ્ત્રનો પ્રથમ પ્રયોગ કર્યો હતો. તે આ વખતે પણ વારંવાર અગાસીમાં જઇ બેસતી, કપડાં સુકવવાને બહાને ઉપર જઈ મિનિટોની મિનિટો આજુબાજુ જોતી બેસી રહેતી.

સાંજનો સમય હતો. હેમકુમારી પોતાનો સાલ્લો સુકવવા અગાસી પર ગઇ હતી. તે સમયે પાસેની અગાસી પર પેલો નવીન ભાડુત બેઠો હતો. તે યુવાન હતો. યુવાનીની લાલી તેના મુખ પર છવાઇ રહી હતી. નવી ફેશનથી હોળેલા વાળ તેના લલાટ પર સર્પાકૃતિ દર્શાવી રહ્યા હતા. તેનું ગૌર વદન અતિશય વિલાસની સાક્ષી આપતું હતું. તે ધીમે સૂરે ગણગણતો હતો. હેમકુમારીની નજર તેના તરફ પડી, પ્રથમ દૃષ્ટિએ જ યુવકે તેની આંખો ભરી દીધી. હેમે વિચાર્યું અહા! આવો યુવક મારો પતિ હોત તો તો! વિચાર મનમાં ઉઠયો, શમ્યો, રૂપનાં આકર્ષણે તેને તેના તરફ ખેંચી. તે પોતાની અગાસીમાં બંને અગાસીઓ વચ્ચે આવેલી દિવાલને ઓથે છૂપાઇ તેના તરફ જોવા લાગી.

યુવક વિલાસી હતો, યુવતીઓની નજર પારખવામાં કુશળ હતો, તેણે ઘડીના છઠ્ઠા ભાગમાં હેમકુમારીને ઓળખી લીધી, તે જાણી ગયો કે મને જોવા ખાતર તે અગાસીની દિવાલ પાસે છૂપાઇ છે. તેણે

પોતાનો સૂર જરા મોટો કર્યો, અવાજમાં વધુ કોમળતા આણી, તેણે સુકંઠ કંઠે ગાયન લલકાર્યું.

*દિલદારકી હર યાદમેં જોબન ગયા તો ક્યા હુવા ?
યે દિલ-બદન કિસ કામકા, દિલદારકી યારી વિના.
દિલદાર નહિ તો હમ નહિ, જોગન બની તો ક્યા હુવા ? દિલદાર.
હીરા મિલા, મોતી મિલા, સુરત મિલી, સબ કુછ મિલા,
દિલદાર આકે ના મિલા, જોબન મિલા તો ક્યા હુવા ? દિલદાર.
વો અશ્કકી લહજત બીના, ના ચમન દિલ પાવે કહીં.
જપતે જબાં પર નામકો, દમ ભી ગયા તો ક્યા હુવા. દિલદાર.

હેમના કાનમાં આ ગાયનના શબ્દે શબ્દ ગુંજવા લાગ્યા, કાન વાટે હૃદયમાં ઉતરી હૃદય-તંત્રી ડોલાવવા લાગ્યા. યુવક ગાયનની વારંવાર પુનરાવૃત્તિ કરવા લાગ્યો, એ સમયે કુંદનલાલે નીચેથી ઘાંટો પાડ્યો. હેમ સફાળી ઉઠી, ઉઠતાં ઉઠતાં યુવકની અને તેની નજર મળી. નજરો નજર મળતાં જ બંનેની આંખો નાચી, આંખોએ વાતો કરી, શું વાતો કરી, એ અમે પ્રેમ માર્ગના પથિક ન હોવાથી કહી શકતા નથી.

હેમ નીચે ગઇ, પણ તેના પ્રાણ રહ્યા ઉપર. તેણે ખાધું, પાણી પીધું પણ બધું બેભાન સ્થિતિમાં. વિનોદિની દીકરીની હાલત જોઇ ચમકી. તેણે પૂછ્યું, "કેમ બેટા ! કંઈ થયું છે ?" હેમ ચતુર હતી, તેણે વિચાર્યું કે માને કશો સંશય પડવા દેવો એ ઉચિત નથી. તેણે જવાબ આપ્યો, "આજે મારૂં માથું ચડયું છે." પુત્રીવત્સલ માતાએ દિલગીર થઇ કહ્યું, "જા બેટા સૂઇ રહે, ઉંઘ આવશે એટલે બધું શાંત થઇ જશે."

* રચનાર: જમન.

હેમ શયનગૃહમાં જઇ સૂતી, તેના માથામાં ગાયનના સૂર ગુંજતા હતા. તે વારંવાર ગાયનના શબ્દો બબડતી હતી. તેણે વિચાર–માળા શરુ કરીઃ "ખરી વાત! દિલદારની દરેક સ્મૃતિમાં જોબન બધું વીતી જાય તો પણ શું? પણ મારો દિલદાર કોણ? મારો પતિ? છી છી! એવો નિર્માલ્ય મારો પતિ થવા યોગ્ય છે? ત્યારે રામપ્રસાદ! હા, તે મારૂં જોબન લૂંટવા યોગ્ય હતો, પણ મૂર્ખ નીવડયો, કથીર નીવડયો, તે ગયો હવે મારે તેની આશા રાખવી વ્યર્થ છે. ત્યારે "યે દિલ બદન કિસ કામકા દિલદારકી યારી બિના?" મારો દિલ-દાર થવા યોગ્ય કોણ?" હેમ ચિંતામાં પડી, સામે દિવાલપર કબાટ હતો, તે કબાટના કમાડપર આયનો જડેલો હતો, તે પર તેની નજર પડી. આયનામાં પોતાનું પ્રતિબિંબ પડ્યું હતું. પ્રતિબિંબ જોઇ થોડીવાર ચુપ રહી. થોડીવાર બાદ બડબડી. "આવાં રુપને ભોગવનાર ભ્રમર ક્યાં? આ બિંબાધર મીઠાં ચુંબનો વિના ચણચણે છે. હાય એ ચેળ મટાડનાર કોણ? નર્મદાશંકર? તેનાં ચુંબનો તો મને ઝેરી નાગનાં ડંખ જેવા લાગે છે, ત્યારે. ત્યારે..." કંઇક ઝાંખો વિચાર સ્પષ્ટ થતો જણાયો, શરમથી તેનું મોં લાલ થઇ ગયું. "પેલો યુવક" તે મનમાં બડબડી, "હા તે જ, તે જ." હેમકુમારીને ગલીપચી થવા લાગી, હૃદયમાં તન્મનાટ થવા લાગ્યો. કલ્પનાને હિલોળે ચઢી, તે શા વિચાર કરતી હતી? અમે તે વિચારો પ્રદર્શિત કરી સભ્યતાનો ભંગ કરવા ઇચ્છતા નથી. વિલાસી સ્રીપુરુષોને એ વિચારની સૂક્ષ્મમીમાંસા કરતાં આવડે છે, એ વિચાર ઉકેલતાં આવડે છે. અમારી લેખણમાં હેમકુમારી જેટલી કલ્પના નથી, વિલાસ નથી, તન્મનાટ નથી, મદો-ન્મત્તતા નથી. અમે હેમકુમારીને વિચાર કરતી પડતી મૂકવામાં જ આનંદ માનીએ છીએ.

બીજે દિવસે સવારમાં ઉઠતાં જ તે અગાસી પર ગઈ. પેલો યુવક પણ આવી પહોંચ્યો હતો. બંનેની આંખો મળી, મોં મલક્યાં, બંનેએ બંનેનાં હૃદય વાંચી લીધાં. ત્યારથી તેઓ બંને વારંવાર ઉપર આવી બોલ્યા સિવાય, વિચારોનો વિનિમય કરવા લાગ્યાં. હેમકુમારી દિવસમાં પચીસ વખત અગાસી પર જવા લાગી. બપોરે વિનોદિની સૂતી એટલે તે અગાસી પર જઇ બેસતી, ધીમે ધીમે બંને વચ્ચે વાતચીત થવા લાગી, કાગળો લખાવા લાગ્યા. હેમકુમારીને ખાત્રી થઇ કે "આટલે દિવસે મને ખરો પ્રેમી મળ્યો છે, મારે લાયક તે જ છે એની આગળ રામપ્રસાદ તો પાણી ભરે! તેનામાં પ્રેમનો છાંટો નહોતો, તે અરસિક હતો, મૂર્ખને રસનું ભાન ક્યાંથી હોય, તેણે મારી ઉપેક્ષા કરી. કરે જ તો ખાખરાની ખિસકોલી સાકરનો સ્વાદ ક્યાંથી જાણે? સાકર ખાતાં ગધેડો તો મરી જ જાય. ઝવેરી વિના રત્ન કોણ પારખે? કામેશ્વર ઝવેરી છે, પાકો ઝવેરી છે, તે મારી કિંમત સમજ્યો છે. આ વખતે તેની સોબતમાં હું જરૂર સુખી થઇશ."

કામેશ્વરનો બાપ નવાનગરનો વતની હતો. નવાનગરમાં વેપાર કરતો, પણ વેપારમાં કંઇ સાર ન જણાતાં અમદાવાદ આવી રહ્યો હતો. અમદાવાદમાં કાળુપુર દરવાજા આગળ તેની ગાંધીઆણાની દુકાન સારી ચાલતી હતી. એ પૈસા પ્રાપ્ત થવાથી તે પોતાનાં છોકરાને પૈસો આપવામાં સંકોચ કરતો નહિ. જ્યારે તે અમદાવાદમાં આવ્યો ત્યારે તેને બે પુત્ર અને એક પુત્રી હતી, ત્યારબાદ કંઇ સંતાન ન થયું હોવાથી અત્યારે તેના ઘરમાં જૂના અતિથિનું સામ્રાજ્ય ફેલાયું હતું. કામેશ્વરની ઉમર અત્યારે બાવીશ વર્ષની હતી, તેને પરણાવેલો હતો, તેની વહુ સુંદરતાનો અવતાર હતી. પણ નવાનગર

પાસે એક નાનાં ગામડાની વતની હોવાથી બોલચાલમાં ગામડિયણ જેવી જણાતી. તેનામાં સ્ત્રીમાં જોઇએ તેવા બધા સદ્ગુણો હતા, પણ નવા જમાનામાં જે ફેશનની હિશિયારી સ્ત્રીઓનો અગત્યનો સદ્ગુણ થઇ પડેલ છે, તે ન હોવાથી છેલબટાઉ કામેશ્વરને તે બહુ અકારી લાગતી. તેનું નામ પણ ફેશનને અનુસરતુ નહોતું. કંઇ અર્થ વિનાનું નામ કામેશ્વરને જરા પણ પસંદ પડતું નહોતું. "જીવતી" કેવું ખરાબ નામ! કામેશ્વરને આ નામ સાંભળતા જ કંટાળો આવતો. જીવતીનું રૂપ એ કંટાળાને દૂર કરી શકતું નહિ. કામેશ્વર હાલના જમાનાના યુવકોનો નમુનો હતો. સિગાર, પાન, સોપારી, નાટક, સિનેમા અને અપશબ્દોના ઉચ્ચાર એ તેના નિત્યનાં સહચર હતાં. અંગ્રેજી પાંચ ધોરણ ભણી નિશાળ છોડી દીધેલ હોવા છતાં અંગ્રેજી બોલવામાં તેને મજા આવતી. ગુજરાતી સાથે અંગ્રેજી શબ્દો ભેળવવામાં તેને ઓર લહેજત આવતી. સરસ્વતીચંદ્રના ચારે ભાગનાં વિશેષ નામો તેને મોઢે હતાં. જમાલ અને અલકકિશોરીનો પ્રસંગ તેણે સેંકડો વખત વાંચ્યો હશે. પૃથ્વીવલ્લભ, ગુજરાતનો નાથ અને પાટણની પ્રભુતાનો તે ભક્ત હતો, પણ તે નવલકથાના પ્રેમપ્રસંગો તેને પ્રાણસમાન હોવાથી તેની પત્ની તરફ તેને ઓર તિરસ્કાર છૂટયો હતો. પ્રસન્ન, મંજરી, કુસુમ, કુમુદ જેવાં નામો તેને બહુ પ્રિય હતાં. 'જીવતી' નું નામ એ નામોની હારમાં શોભતું ન હોવાથી તેને બહુ જ વસવસો રહેતો. પોતે એક્રાદ મિલમાં પંદર રૂપીઆનો ગુમાસ્તો રહ્યો હતો, છતાં તેનું ખાનગી ખર્ચ ચાળીશેક રૂપીઆનું આવતું. તેની મા તથા બાપ તેની પાસેથી પગારનો હિસાબ માગતાં નહોતાં. કોઇ કોઇ વખતે દુકાને બેસતો ત્યારે પાંચ દસ રૂપીઆ છાની રીતે ઉઠાવતો હોવાથી સીધી રીતે

માબાપ પાસે કંઇ માગવું પડતું નહિ તેથી માબાપને તેનાં વર્ત્તન વિરુદ્ધ ફરિયાદ કરવાપણું રહેતું નહિ.

એવા દેવાંશી નરને હેમકુમારીનું નામ ને સૌંદર્ય અતિશય ગમી ગયાં, જો કે હેમકુમારી તેની પત્ની જીવતી કરતાં રૂપમાં ચઢે તેમ નહોતું છતાં હેમની વાળ હોળવાની ઢબ, ઉભા રહેવાની ઢબ, બોલવાની, ચાલવાની, નયનો નચાવવાની કળામાં તેને જોઇતું મળી રહ્યું હોવાથી કામેશ્વરે ધારી લીધું કે મારે લાયક જો કોઇ સ્ત્રી હોય તો તે હેમકુમારીજ.

બંને આ રીતે કેટલીય વાર છૂપી રીતે મળ્યાં હશે, ભેટયાં હશે, પણ યોગ્ય એકાંતને અભાવે તેઓનાથી જોઇએ તેટલી છૂટ લેવાતી નહિ.



## પ્રકરણ ૧૨ મું

# વિનિપાત

આ દરબાર દરવાજે ડંકા પ્રેમના બાજે
પરંતુ બેવફાઇના ઉપર નિશાન ફરકે છે.

—કલાપી

રામપ્રસાદને ઘરમાં રજા આપ્યાને છ માસ થયા છે, આજે પણ તેવી જ લીલા ભજવાઇ રહી છે. આજે પણ કુંદનલાલ વિનોદિની સાથે કોઇ મિત્રને ત્યાં વિવાહપ્રસંગે ગયો છે. આજે પણ હેમકુમારીને પેટમાં પીડા ઉપજેલી હોવાથી તેઓને તેને ઘેર રહેવાની રજા આપવી પડી છે. રામદીન નીચે ખાટપર સૂતો છે, ઉપર હેમકુમારીના શયનગૃહમાં જુદી જાતની લીલા ભજવાઈ રહી છે. રામપ્રસાદને લોભાવવા જતાં હેમકુમારીને જે પ્રયત્ન કરવો પડયો હતો, જે તીક્ષ્ણ હથીઆરો સજવાં પડયાં હતાં, તેવાં હથિઆરોનો આ વખતે તદ્દન અભાવ

જણાઇ આવતો હતો. હેમનું મોં આજે ખુશખુશાલ હતું, ચહેરા પર પાણીનો બહાર ખીલી નીકળ્યો હતો. તેનાં કુદરતી સૌંદર્ય સાથે બનાવટી સૌંદર્યે ઓર તાલ મચાવ્યો હતો. આઠેક વાગ્યાનો શુમાર થયો. હેમ ઉઠી, રામદીનને 'હું ઉંઘી જાઉં છું' કહી દાદર બંધ કરી ઉપર ચઢી, અગાસીપર ગઈ. કામેશ્વર તેની રાહ જોતો બેઠો હતો. આજે બંનેએ નિશ્ચિંતપણે મળવાનો નિશ્ચય કર્યો હતો. કંઇક નિકાલ કરવાનો નિશ્ચય કર્યો હતો. હંમેશને માટે એકઠાં રહેવાનો નિશ્ચય કરવાનો નિશ્ચય કર્યો હતો.

અગાસીપર કોઇની નજર પડે તે માટે બંને હેમનાં શયનગૃહમાં આવ્યાં. શયનગૃહનું બારણું બંધ થયું. અમે પણ અમારી લેખણને અંદરનું દશ્ય લખતાં અટકાવીએ છીએ. પ્રેમથી વિવશ બનેલું જોડું સારાસારનું ભાન ભુલી કોણ જાણે શુંએ તોફાન મચાવે એ અમારાથી ન જોઈ શકાય. વાચકોને પણ એવાં બિભત્સ ચિત્રને કલ્પનામાં લાવવું ન ઘટે.

બંને વચ્ચે કંઇક બંદોબસ્ત થયો, તે રાત્રે તો એ સિવાય બીજો કંઈ બનાવ ન બન્યો, કુંદનલાલ દસેક વાગે ઘેર આવ્યો. હેમની ખબરઅંતર પૂછી બંને પતિપત્ની સૂઇ રહ્યાં.

બીજે દિવસે રાત્રે હેમકુમારી કંઇ છૂપી તૈયારી કરતી જણાઇ. શું કરે છે, તે બાબત કોઇને સંશય ન પડયો. કામેશ્વર પણ તેવી જ તૈયારી કરી રહ્યો હતો. તેણે પોતાની માની પેટીમાંથી થોડા રૂપીઆ પણ ઉચાપત કરી લીધી. હેમકુમારીએ પણ પોતાના દાગીનાની નાની સરખી પોટલી બાંધી તૈયારી કરી રાખી.

મધરાતનો સમય થયો હતો, ઘડિઆળમાં એક વાગ્યાનો ટકોરો થયો. કામેશ્વર ધીરે ધીરે બહાર નીકળ્યો, બહાર આવી ધીમે રહી સીટી બજાવી. હેમકુમારી સંકેત સાંભળવા તલપી રહી છે, તે પણ પોતાની દાગીનાની પોટલી લઇ બહાર પડી. બંને રસ્તા પર આવી ઉભાં. રસ્તો જનમાનવહીન હતો. બંને એક બીજાંને ભેટયાં, રીચીરોડનો રસ્તો પકડયો, રીચીરોડ પરથી એક ગાડી સ્ટેશન તરફ જતી હતી, તેમાં ચઢી બેઠાં. સ્ટેશન પર ગયાં, સવારની પહેલી જ ટ્રેનમાં બંને મુંબાઇ તરફ રવાના થયાં.

કામેશ્વરે ગઇ રાત્રેજ પોતાની માને કહી રાખ્યું હતું કે હું કાલે પરોઢીઆમાં એક મિત્રને ત્યાં જવાનો છું, ત્યાંથી રાતના આઠેક વાગ્યે આવીશ. હેમકુમારીએ પણ એવો જ કંઈ બંદોબસ્ત કરી લીધો હતો કે રાત પડતાં સુધી પોતાનાં પલાયનની વાત કોઇના જાણવામાં ન આવે.

રાત વીતી, સવારે કુંદનલાલ ઉઠયો, જમ્યો, ઑફિસે ગયો. હેમ વિષે પૂછતાં વિનોદિનીએ કહ્યું કે કાલે તે સવારના પહોરમાં માલતીને ત્યાં જવાની હતી, માટે સાંજરે આવશે. કદાચ આપણા ઉઠયા પહેલાં ગઇ હશે.

કામેશ્વરની સ્ત્રી જીવતી સવારમાં પતિની પથારી ખાલી જોઇ વિચારમાં પડી. હિંદુ સ્ત્રીને મોઢે પરમેશ્વરે સવા મણનું તાળું મારેલું હોવાથી તેનાથી તે વિષે કશું પૂછાય તેમ નહોતું. વળી તે નવવધૂ હતી, પરણ્યે છ એક માસ જ થયા હતા. એટલે હજી મુગ્ધાવસ્થાની શરમ તેના હૃદયને આવરી રહી હતી. કામેશ્વરે માને કહી રાખ્યું હતું એટલે તે દિવસે તો તેની કશી તપાસ ન થઇ, રાત્રે પણ કામેશ્વરની

ઘેર મોડા આવવાની ટેવ હોવાથી કોઇએ કશી તપાસ ન કરી. પણ કુંમારીની વાત જુદી હતી. પુરુષ કરતાં સ્ત્રીની તપાસ વહેલી થાય છે, પુરુષ કરતાં સ્ત્રીપર શંકા પણ વહેલી જાય છે, તે નિયમ મુજબ હેમકુમારીની તપાસ રાતના સાતેક વાગ્યે શરુ થઇ. માલતીને ઘેર તપાસ થઇ, રામદીન સમાચાર લાવ્યો કે "ત્યાં તો હેમબ્હેન આખો દિવસ ડોકાયાં જ નથી." વિનોદિનીના પેટમાં ફાળ પડી, તેણે કુંદનલાલને બધી વાત જણાવી. તેની સખીઓને ત્યાં તપાસ થઇ, ક્યાંય પત્તો ન લાગ્યો. છેવટે વિનોદિની હેમનાં શયનગૃહમાં ગઇ. તેને કંઇક શંકા પડી હતી, તેની સાબીતિ મળે છે કે નહિ, તે જ શયનગૃહમાં જવાનો હેતુ હતો તેણે તેના ઓરડામાં બારીક તપાસ ચલાવી, ટ્રંક ઉઘાડતાં ઘરેણાંની પેટી ખાલી જણાઈ. હેમને ગમતી સાડીઓ ગૂમ થએલી જણાઇ. બીજો સામાન જેમનો તેમ પડ્યો રહેલો જણાયો. વિનોદિનીએ ધાર્યું કે કદાચ તે સાસરે ગઇ હોય. હાલમાં તેનું ચિત્ત વ્યગ્ર રહેતું, તેથી પોતાને મનપસંદ સાડીઓ વગેરે લઇ સાસરે ચાલી ગઇ હોય એ સંભવિત છે. તેણે તરત જ રામદીનને હેમને સાસરે દોડાવ્યો. રામદીને પંદર મિનિટમાં પાછા આવી સમાચાર આપ્યા કે ત્યાં પણ બ્હેન ગયાં નથી. વિનોદિની કપાળ પર હાથ ઠોકી નીચે બેસી ગઇ. તે સમજી ગઇ કે દીકરીએ કુળ બોળ્યું છે. કુંદનલાલ પણ બધી વાત સમજી ગયો. તેણે ગંભીર બની કહ્યું, "એ આપણી દીકરી નથી પણ રાક્ષસી છે. તેનું નામ લેતાં મને ત્રાસ થાય છે.

વિનોદિનીનું મન સહજમાં સમજે તેમ નહોતું, તે રડી પડી, મોટે સાદે રડી પડી, "હાય, મારૂં આવી રીતે નખ્ખોદ વાળ્યું કોણે!

મેં તેને કદી બદચાલની ધારી નથી! એ બિચારીને કોણે ભોળવી! ના, ના, તમે કહો છો તેમ ન જ હોય, તેને કોઇએ ભોળવી જ હશે.”

કુંદનલાલે ધમકાવી કહ્યું, “તું કોને માટે રડે છે, જે છોડીએ તારી કુખ લજવી તેને માટે? તે મરી ગઇ છે તેમ માન! આજે તેનું મુડદું પડયું હોત તો પણ હું આના કરતાં વધુ સુખી થાત.”

વિનોદિનીને પણ વાત ખરી લાગી, તેણે કહ્યું, “તમે બરાબર કહો છો. તે મરી ગઇ હોત તો સારૂં હતું. મેં એવી દુષ્ટાને શામાટે જન્મ આપ્યો! જવા દો એ વાત, હવે એ છોડીનું નામ કદી લેવાની નથી, હું ધારીશ કે મારે પેટ એ છોકરી જન્મી જ નથી. હું જન્મથી વાંઝણી છું, મારે સંતાન થયું જ નથી.”

ધીમે ધીમે વાત પોળમાં ફેલાઈ. બીજે દિવસે કામેશ્વરની તપાસ થઇ, તેની માએ તપાસ કરી. પેટીમાંથી પચાસેક રૂપીઆ ગયા જણાયા. કામેશ્વરનાં લુગડાંલત્તાં પણ ગયાં જણાયાં. બધાંએ નકી ધારી લીધું કે કામેશ્વર જ હેમકુમારીને લઇ નાસી ગયો છે. વાત કુંદનલાલને કાને આવી, તેણે વિચાર કર્યો, “હાય અંધ માણસ! તને શી દુર્મતિ સુઝી કે તેં દીકરીને સતી ધારી? મેં સ્નેહાંધ થઇ જે પાપ કર્યું હતું, તેનું ફળ આજ મળ્યું. તે ગરીબ, નિરાશ્રિત બાળકનું મોં હજી પણ મારી આંખ આગળ તરવરી રહ્યું છે. જતી વેળા તેણે ગળગળા અવાજે કહ્યું હતું કે “મોટાભાઇ, આ કૃત્ય માટે એક દિવસ આપને પશ્ચાત્તાપ કરવો પડશે હું નિરપરાધી છું,” પણ તે વખતે હું અંધ બની ગયો હતો, મને તેનાં વચનો પર વિશ્વાસ ન આવ્યો, કારણ કે તે પારકો છોકરો હતો. મેં મારી દીકરીનું કહ્યું વગર વિચાર્યે માની લીધું. અત્યારે મને સ્પષ્ટ જણાય છે કે એ પાપિણીએ જ તેને પાપને

માર્ગે ઘસડવા પ્રયત્ન કર્યો હશે. પણ એ દેવ જેવા મહાપુરુષે તેને તરછોડી નાખી હશે. તેનું વેર વાળવા ખાતર જ તેણે પોતાનાં શરીર પર પોતાને હાથે નખપાત કરી તેના પર બધો અપરાધ ઢોળી પાડ્યો હશે. અરેરે! ભાઇ રામપ્રસાદ! તું કયાં છો ? આવ, ભાઈ આવ. તારી પાસે ક્ષમા માગી હું કંઇક શાંતિ મેળવું. હું પિશાચ છું, તું દેવ છે, ખરેખર તું દેવ છે. એટલે બધો સંયમ દેવતા વિના કોનામાં હોઇ શકે? હાય હાય! તે દિવસે જો હું સાવધાન રહ્યો હોત, તો આજે આટલી લાંછના ભોગવવી ન પડત."

વિનોદિનીનું અંતઃકરણ પણ પશ્ચાત્તાપથી બળવા લાગ્યું. તેણે દીકરીને મરી ગએલી ધારી મન વાળ્યું.

તે દિવસથી તેઓએ હેમનું સ્નાન કરી નાખ્યું. વિનોદિની ઘરનું કામ કરતી, કુંદનલાલ ઓફિસે જતો, ઘેર આવી ધર્મના ગ્રંથો વાંચતો. જરૂર સિવાય કોઇની સાથે વાતચીત કરતો નહિ. બંનેની પ્રકૃતિ સ્થિર, શાંત જણાતી હતી, પણ બંનેનાં અંતઃકરણમાં જે આગ સળગતી હતી, તે કોઇ જાણી શકે? બંનેનાં મોંપર ફિકાશ ફરી વળી હતી. હાય સ્નેહ! મનુષ્ય ઇરાદાપૂર્વક શું તારી ગતિ રોધી શકે? મનુષ્યમાં જો એવી શક્તિ હોત તો કુંદનલાલ અને વિનોદિની આ રીતે સુકાઇ ન જાત.

ગરીબ બિચારી જીવતી! સ્વામીનો સ્નેહ મેળવવા મથતી જીવતી છતા ધણીએ રંડાપો પામી. પોળના લોકો તેના તરફ આંગળી કરી નાસેડુ કુલાંગારની પત્ની તરીકે ઓળખાવતા. કોઇ નધણિઆતી જાણી નયનો નચાવતા, કોઇ રસ્તામાં અડપલાં કરતા. તે જગબત્રી-સીએ ચડી હતી. બૈરાંઓમાં વાર્તાનો વિષય થઇ પડી હતી, સાસુ-

સસરાને અણગમતી થઇ પડી હતી, તેનામાં રૂપ હતું, પણ સ્વામીએ તે રૂપ તરફ નજર ન કરી એટલે સાસુસસરાએ તેને કુરૂપ ધારી લીધી. સ્ત્રીઓનાં રૂપનો આધાર પણ પતિની મનોવૃત્તિ પર હોય એવો કોઇ પણ દેશ દુનિઆમાં હોય તો તે હિંદ.

જીવતી અકળાઈ, ઘેર અપમાન, બહાર અપમાન, હૃદયમાં સળગતી હોળી, તે સહન ન કરી શકી. જુવાનીમાં દુઃખનો જુસ્સો પૂનેમના જુવાળ જેવો પ્રચંડ હોય છે. તે જુવાળને લીધે કેટલાંય યુવક યુવતીઓ સુકાન વિનાનાં વહાણની પેઠે સંસારસમુદ્રમાં ઝંપલાઈ પડે છે, આગળ પાછળનો વિચાર કરતાં નથી. જીવતીએ એક બીજો જ માર્ગ ગૃહણ કર્યો, સાસુસસરા તેને અપશુકનિઆળ ધારતાં, રાક્ષસી ધારતાં, ડાકણ ધારતાં, ધણીને ભરખી જવા આવેલી ગણતાં. જીવતીએ પોતાનો માર્ગ શોધ્યો, કામેશ્વરના પિતાને અફીણ ખાવાની ટેવ હતી, એકાદ રૂપીઆનું અફીણ ઘરમાં જ રહેતું. એક દિવસે જીવતીએ એ હસ્તગત કરી ખાધું. સવારના પહોરમાં જીવતીનો અમર આત્મા પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો. ખરેખર પ્રેમના ડંકા પર બેવફાઇનાં નિશાનોએ કેટલાના પ્રાણ લીધા હશે તે અચિંત્ય છે, અચિંત્ય રહેવાનું છે.

હેમકુમારી અને કામેશ્વર મુંબાઇ પહોંચ્યાં. ભૂલેશ્વરના લતામાં એક નાની સરખી ઓરડી ભાડે કરી બંને રહ્યાં. કામેશ્વરે એકાદ નોકરી શોધી લીધી. હાલમાં તો બંને પોતપોતાની પાપવાસના ચરિતાર્થ કરવામા મશગૂલ બની રહ્યાં, પણ આગળ ઉપર શું બનવાનું છે, એ અજ્ઞાન આદમી કેવી રીતે જાણી શકે?

---

## પ્રકરણ ૧૩ મું

### સ્વદેશમાં

રામપ્રસાદને મુંબઇ આવ્યે પાંચ વરસ થઇ ગયાં છે. એ દરમિઆન તેની સ્થિતિ સારી રીતે સુધરી ગઇ છે. થોડા દિવસમાં કામકાજમાં પાવરધો બની ગયો છે. તેના અક્ષર પણ બહુ સુંદર છે. સાહેબ તેની કર્મતત્પરતા જોઇ બહુ ખુશી થયા છે. થોડા માસમાં સો રૂપીઆનો પગાર કરી આપ્યો હતો, અને હાલ અઢીસો રૂપીઆનો પગાર કરી આપ્યો છે. ઓફિસના બધા માણસો તેના પર પ્રેમ રાખે છે.

રામપ્રસાદ હજુ હરિલાલ સાથે જ રહે છે. જુદા રહેવાનું જણાવતાં જ હરિલાલ દિલગીર થતો હોવાથી, તેની સ્ત્રી મનોરમાને અતિશય દુઃખ થતું હોવાથી તે જુદા થવાની વાત કહેતાં સદા અચકાતો. મનોરમા તેને કહેતી કે "બેટા ! જુદા રહેવાની વાત જ કરતો નહિ. તેં મને

મા કહીને બોલાવી છે, તો પછી મા કંઇ દીકરાને ઘરમાંથી હાંકી કહાડે ખરી? હું જ્યાં સુધી જીવતી છું, ત્યાં સુધી તું જુદા થવાની વાત જ કરતો નહિ.

આમ હોવાથી તે જુદા થવાની વાત ઉપાડી શકતો નહિ. હરિ ાલનાં કુટુંબમાં તેણે પોતાનું ખાસ સ્થાન મેળવી લીધું છે. હરિલાલ તેને પુત્રથી પણ વધારે ચાહે છે.

તરંગિણીની ઉંમર અત્યારે બાર વર્ષની થઇ છે, હજુ તેનો વિવાહ થયો નથી. હરિલાલ અને મનોરમા પણ તે માટે કશો પ્રયત્ન કરતાં નથી, એકાદ બે માગાં આવ્યાં હતાં પણ હરિલાલ અને મનોરમાંનું મન જોતાં માગાં કરનાર પાછા ગયા હતા. હરિલાલ દરેકને કહ્યા કરતો કે હજુ મારી દીકરી નાની છે, મોટી થયા બાદ પરણાવવાની વાત!

તરંગિણી રામપ્રસાદની મિત્ર થઇ પડી છે, તે સવાર સાંજ તેની પાસે બેઠી બેઠી વાર્તાઓ સાંભળતી. કોઇ દિવસ તેનું જીવનવૃત્તાંત સાંભળતી, દુઃખની વાતો સાંભળતાં સાંભળતાં રડી પડતી. બાલિકાનું કોમળ અંતઃકરણ રામપ્રસાદનું દુઃખ સાંભળી જર્જરિત થઇ જતું.

રામપ્રસાદ પાસે પૈસો થયા છતાં તેનો સ્વભાવ પહેલાં જેવો જ હતો. ગરીબાઇમાં ઉછર્યો હોવાથી ગરીબાઇનું દુઃખ તે બરાબર સમજતો હતો. દીન દરિદ્રી જોતાં જ તેનું અંતઃકરણ પીગળી જતું, તેનાં દુઃખ ફેડવાથી તેને બહુ સુખ ઉપજતું. આ પ્રમાણે મુંબાઇમાં તેના દિવસો જવા લાગ્યા.

દેશ છોડચે નવ વર્ષ થયાં હતાં, તેને એક વખત જન્મભૂમિનાં દર્શન કરવાની બહુ ઇચ્છા થઈ. દેશમાં પરિચિત સંબ

દશા કેવી હશે, તેઓ સુખી હશે કે દુઃખી ઇત્યાદિ પ્રશ્નપરંપરા તેનાં અગજને ઉશ્કેરી મૂકતી. મોટાભાઇ, મોટી ભાભી, સુધા વગેરેને તેણે ઘણા દહાડા થયાં જોયાં નહોતાં. પ્રભાવતીના પણ સમાચાર નહોતા. આજી, તારાચંદ ને સૌભાગ્યચંદના પણ સમાચાર નહોતા, તેઓ શું કરે છે તે નજરોનજર જોવાને તેનું અંતઃકરણ તલપી રહ્યું હતું.

છેવટે રામપ્રસાદે દેશમાં જવાનો નિશ્ચય કર્યો. સાહેબને આ નિશ્ચય જણાવી એક માસની રજા લીધી. સાહેબે પણ સહાનુભૂતિ દર્શાવી રજા આપી. રામપ્રસાદ હરિલાલ ને મનોરમાની રજા લઇ દેશ તરફ જવા નીકળ્યો. તરંગિણીને બહુ જ અણગમો ઉત્પન્ન થયો. રામપ્રસાદ તેને સમજાવી ગાડી પર ચઢ્યો. સાથે એક ટ્રંક તથા બિછાનું લીધું. ટ્રંકમાં જરૂરજોગાં કપડાં અને પાંચસો રૂપીઆ રોકડા હતા. તે સિવાય સુધા, પ્રભાવતી તથા તારાચંદની છોકી માટે જાતજાતનાં વસ્ત્રો ખરીદ્યાં હતાં, તે પણ ટ્રંકમાં હતાં.

ગાડી ઉપડી, થર્ડ કલાસમાં ભીડ રહેતી હોવાથી તેણે ઇન્ટર કલાસની ટિકિટ લીધી હતી. તેનાં કમ્પાર્ટમેંટમાં બહુ માણસો નહોતાં. તેમની સાથે વાતચીત કરતો કરતો તે વડોદરા સુધી સહીસલામત પહોંચ્યો. ત્યાર પછી તેની આંખ ઘેરાવા લાગી. અમદાવાદ આવ્યું એટલે તેની ઉંઘ ઉડી, તેણે જોયું તો જણાયું કે તેના સોબતીઓ જતા રહ્યા છે. અત્યારે તે કમ્પાર્ટમેન્ટમાં એકલો જ છે. કેટલા વાગ્યા છે તે જોવાને ઘડિઆળ કાઢવા ખીસામાં હાથ નાખ્યો, પણ ઘડિઆળ અછોડા સહિત ગૂમ થયેલી જણાઇ. શું તે પડી ગઇ હશે? ના, એ શું સંભવિત છે! ટ્રંક તરફ નજર કરતાં ટ્રંકનો પણ પત્તો ન મળે! સત્યાનાશ વળ્યું!! તેણે વિચાર કર્યો કે મારા સોબતીઓએ જ મને

લૂટ્યો છે. હવે ઉપાય શો ? તેની પાસે હવે વીસ જ રૂપીઆ રહ્યા હતા, રસ્તામાં વાપરવા માટે તેણે તેટલા રૂપીઆ કોટનાં અંદરનાં ખીસામાં મૂક્યા હતા, તે હજુ અકબંધ હતા.

રામપ્રસાદે વિચાર કર્યો: શું મુંબઇ પાછા જવું? આ એક જ લુગડે દેશમાં જઇ શું કરવું? પણ પાછો વિચાર કર્યો કે જ્યારે આટલે સુધી આવ્યો છું, તો પછી પાછા જવામાં શો ફાયદો ? દેશમાં જ જવું. રસ્તામાં કાંઇ ખર્ચ ન કરવું.

રામપ્રસાદે અમદાવાદનાં સ્ટેશને ઉતરી પોલીસને પોતાનો માલ ગુમ થયાની ખબર આપી. પોલિસે જે જવાબ આપ્યો, તે પરથી તેને જણાઇ ગયું કે ગયેલો માલ પાછો મળે તેમ નથી. તે તરત જ અમદાવાદ ન રોકાતાં વીરમગામ તરફની ગાડી પર ચઢી બેઠો.

સ્વદેશ પહોંચ્યો, સ્ટેશન ઉતરી મોહનપુરનો રસ્તો પકડયો. તેણે વિચાર કર્યો કે ગામમાં ઉતરવું કોને ત્યાં? હારપ્રસાદે તેના પર ગમે તેટલા જુલમો ગુજાર્યા છતાં તે તેનો મોટાભાઇ હતો. તેણે નિશ્ચય કર્યો કે જવું તો ત્યાં જ. પણ જો તે ઘરમાં ન પેસવા દે તો ? વાત ન કરે તો ? એ અપમાન સહન થશે ? કેમ, એ ઘર મારા બાપનું નહિ ? તેમાં પ્રવેશ કરવાનો પણ મારો અધિકાર નથી ? જરૂર, છે જ, પરંતુ ખાવું ક્યાં ? મોટી ભાભી વિમુખ થઇ બેસે તો ? ના, ના, ત્યાં તો ન જ જવું. માજીને ઘેર જ જવું. તેઓએ મને મરતાં બચાવ્યો છે, તે મારા સહોદર કરતાં હજાર ગણાં શ્રેષ્ઠ છે, તેઓ સગાં નથી છતાં તેમનાં કાર્યો સગાંને પણ ભુલાવે તેવાં છે. તેને ઘેરથી જ હું નાસી ગયો હતો, માટે પ્રથમ તેમને મળ્યા સિવાય બીજે જાઉં તો તેમાં મને લાજ આવવી જોઇએ. તેણે નિશ્ચય કર્યો કે માજીને ઘેર જ જવું.

સ્ટેશન પરથી ગામ તરફ જતાં રામપ્રસાદે આ નિશ્ચિય કરી લીધો. આજે નવ વર્ષ બાદ તે મોહનપુરમાં આવ્યો છે. ગામને પાદર આવતાં તેની છાતી ધડકવા લાગી. કોણ જાણે કેવાંય પરિવર્તનો આ નવ વર્ષ દરમિઆન મોહનપુરની પ્રત્યેક વસ્તુ પર પ્રવર્ત્તી ગયાં હશે?

પોતામાં પણ ઘણો ફેરફાર થયો હતો. તે તેર વર્ષની ઉમરે મોહનપુર તજી ગયો હતો, આજે બાવીશ વર્ષની ઉમરે પાછો અસલને સ્થાને આવ્યો છે. તે વખતે તેનાં લૂગડાં ફાટયાં, તૂટયાં હતાં, અંગ મલિન હતું. અત્યારે શરીર પુષ્ટ થયું છે, લૂગડાં પરથી સારી સ્થિતિ જણાઇ આવે છે. જાણે નવ વર્ષ પહેલાંનો રામપ્રસાદ આ ન હોય, એવું તેની બંને અવસ્થા જોનારને જણાઇ આવે.

તે ગામમાં પેઠો. કોઇએ તેને ઓળખ્યો પણ નહિ. કોઇ અજાણ્યો સદ્‌ગૃહસ્થ ગામમાં આવી ચઢયો છે, એમ માની ગામના લોકો તેને માર્ગ કરી આપવા લાગ્યાં.

રામપ્રસાદ તો ગામના ઘણાંખરાં માણસોને ઓળખતો હતો, છતાં આવી સ્થિતિ જોઇ તે ઓળખીતાં સાથે વાતચીત પણ કરી શકયો નહિ. ચાલતો ચાલતો પોતાનાં મકાન પાસે આવી ઉભો, કોઇની સાથે મુલાકાત ન થઇ. તે સીધો માજીને ઘેર ચાલ્યો. માજીનાં ઘરની અવસ્થા શોચનીય થઈ પડી હતી. વંડી પરનું છજું ખવાઇ બિસ્માર હાલતમાં આવી પડયું હતું. ઘરની અવસ્થા જોતાં તેમાં વસનારની ગરીબાઇનો ખ્યાલ આવી જતો હતો.

રામપ્રસાદ ખડકી બહાર ઉભો. ઘરમાં કોઇનો અવરજવર થતો ન જણાયો. તેણે વિચાર્યું કે શું ઘરમાંનાં બધાં માણસો બહાર ગયાં હશે? તેણે ખડકીમાં પ્રવેશ કરી આજુબાજુ જોયું, પણ કોઇ જણાયું

નહિ. તે ફળિઆમાં ઉભો ઉભો કંપિત કંઠે પોકારવા લાગ્યો, "ઓ કાકીમા, ઓ સૌભાગ્યભાઇ!

એક નાની ઓરડીમાંથી એક ઘરડી ડોસી બહાર આવી, તેની પાછળ એક મેલાં લૂગડાંવાળો યુવક ઉભો હતો. તેઓએ રામપ્રસાદ સામું જોયું, પણ કંઇ ઓળખાણ પડી જણાઇ નહિ. રામપ્રસાદે એ ડોસીને પ્રણામ કરી કહ્યું, "કાકીમા, આપ મને ઓળખો છો? હું રામપ્રસાદ!"

ડોસીની આંખમાં આનંદાશ્રુ ઉભરાયાં,–"હેં! તું જ રામપ્રસાદ! હજુ સાજોતાજો છે? આવ ભાઇ, આવ. અત્યાર સુધી ક્યાં છૂપાઈ રહ્યો હતો?"

ત્યારબાદ રામપ્રસાદે સૌભાગ્યચંદને પ્રણામ કરી પૂછ્યું, "ભાઇ! તમારો ચહેરો દીલગીર કેમ જણાય છે? તમને શું થયું છે?"

સૌભાગ્યચંદે પ્રેમપૂર્વક ભેટી જવાબ આપ્યો, "બધું કહું છું ભાઇ! પણ પ્રથમ બેસ, હાથ પગ ધો, જરા થાક ઉતાર, ત્યારબાદ અમારી દુર્દશાની કથની સાંભળજે."

એ વખતે તે જ ઓરડીમાંથી એક યુવક મહામહેનતે બહાર આવ્યો. તેનાં શરીર પર બહુ દિવસના મંદવાડનાં દરેક ચિહ્ન વિદ્યમાન હતાં. મૃત્યુની કરાલ કાયા તેનાં મુખ પર છવાઇ રહી હતી. તેના તરફ નજર કરતાં જ રામપ્રસાદ બોલી ઉઠયો, "આ શું! તારાચંદભાઇ? આ સ્થિતિમાં તો તમે તદ્દન બદલાઇ ગયા છો?"

તારાચંદે પોતાના સૂકાઇ ગયેલા હાથ ઉંચા કરી કહ્યું, "આવ ભાઇ, હવે તો મોત આવે તો છૂટું. આટલાં દુઃખમાં પણ તને ઘેર આવેલો જાણી મને અતિ આનંદ થાય છે."

એ દરમિયાન તારાચંદની સ્ત્રીએ એક પાણીનો લોટો અને ટુવાલ રામપ્રસાદ આગળ આણી મૂક્યાં. રામપ્રસાદે તેને પ્રણામ કરી પૂછ્યું, "મોટાં ભાભી આનંદમાં છોને?"

મોટી ભાભી આંખમાં આંસુ લાવી માથું હલાવી પ્રશ્નનો જવાબ આપી ચાલી ગઈ. રામપ્રસાદ હાથ પગ ધોઈ નિરાંતે બેઠો. માજી પાસે બેઠાં બેઠાં ધીમે ધીમે બધી વાત પૂછવા લાગ્યાં.

ત્યારબાદ માજીએ રામપ્રસાદ ગયા બાદ પોતા પર શાં શાં વીતક વીત્યાં તે બધાં કહી સંભળાવ્યાં, રામપ્રસાદ એ બધી કથા સાંભળતો સાંભળતો રડવા લાગ્યો.

એ બધી વાત અક્ષરશઃ લખવા કરતાં અમે એ બધાંનો સારાંશ જણાવીએ છીએ.

રામપ્રસાદ ગયા બાદ તેઓએ બહુ તપાસ ચલાવી હતી, પણ પત્તો ના લાગ્યો ત્યારે તેઓએ તેને મરણ પામેલો ધારી બધી આશા તજી હતી. હરિપ્રસાદ કે રમાસુંદરીએ રામપ્રસાદ વિષે જરા પણ તપાસ કરી નહોતી તેમ કોઇની આગળ આ બનાવ સંબંધી દીલગીરી જાહેર કરી નહોતી.

તારાચંદ અમદાવાદમાં નોકરી કરતો, સૌભાગ્યચંદ ઘેર રહી જર-જમીન સંભાળતો. મોટાભાઈ અમદાવાદથી જે કંઇ મોકલતો તેમાંથી બધાનું ખર્ચ નીકળી જતું, તે સિવાય જમીનની પણ કંઇક ઉપજ આવતી એથી તારાચંદમાં નોકરી કરવાની તાકાત હતી ત્યાંસુધી આ કુટુંબને ખાવાપીવાની અડચણ પડી નહોતી, તોપણ બચત રકમ હાથમાં રહેતી નહિ. તારાચંદને એક પુત્રી સાંપડી હતી, સૌભાગ્યચંદની વહુ હજુ નાની હતી, તેથી તે પિયેર રહેતી.

તારાચંદની દીકરી પરણાવવા જેવડી થઇ. તારાચંદ પરદેશમાં રહેતો, તેથી સૌભાગ્યચંદે તેને પરણાવવા માટે વર શોધવાનો પ્રયત્ન કર્યો. પાટીદાર કોમમાં વર મેળવવાનું કામ મુશ્કેલ છે. કન્યાવિક્રયને બદલે વરવિક્રયનો ભૂંડો ચાલ ગુજરાતની કેટલીક જ્ઞાતિઓમાં ઘર ઘાલી બેઠો છે. વર જેમ વધુ ભણેલો, તેમ તેની કિંમત પણ વધુ. આવી સ્થિતિમાં તારાચંદની દીકરી માટે ભણેલગણેલ વર મેળવવાની આશા રાખવી એ ફોકટ હતી. તેથી સૌભાગ્યચંદે મધ્યમ સ્થિતિના લોકોમાં તપાસ ચલાવવા માંડી પણ કોઇએ સાતસો આઠસો રૂપીઆથી ઓછું લેવાની ના પાડી, તે સિવાય પહેરામણી દાખલ બીજું ખર્ચ થાય તે જુદું. બહુ પ્રયત્ન કર્યા બાદ એક સ્થળે પાંચસો રૂપીઆ આવ્યાથી પતે તેમ જણાયું, પણ તે ઉપરાંત સાતસો આઠસો ખર્ચ મળી હજાર બારસો રૂપીઆની જોગવાઇ કરવાની જરૂર હતી. સૌભાગ્યચંદ બહુ મુંઝાયો, તેણે તારાચંદને એકાદ માસની રજા લઇ દેશમાં આવી જવા લખ્યું.

તારાચંદ દેશમાં આવ્યો. એક સ્થળે બધું નક્કી કરવામાં આવ્યું. વરનો પિતા સજ્જન હોવાથી પાંચસોમાં પત્યું. ખર્ચમાં કરકસર કરતાં ત્રણસો ખર્ચના મળી આ રીતે આઠસો રૂપીઆની જોગવાઇ કરવાની હતી. આઠસો રૂપીઆ કાઢવા કયાંથી ?

ઘેર આવ્યા બાદ તારાચંદને આ ચિંતા થઇ. દીકરીના વિવાહ માટે તેણે માંડ માંડ બસો રૂપીઆ એકત્ર કર્યા હતા. હજુ છસો રૂપીઆ જોઇએ. સૌભાગ્યચંદે કહ્યું, “ એક કામ કરીએ, બંને વહુ-ઓના દરદાગીના ગીરો મૂકીએ, તેથી ત્રણસો ચારસો રૂપીઆ મળશે. બાકીના રૂપીઆ જમીન પર લઇએ. ”

આ વાત સાંભળી તારાચંદે કહ્યું, "એ સિવાય બીજો રસ્તો નથી. પણ નાની વહુ હજુ બાળક છે, માટે તેના દાગીના પર હાથ ઉડાવવો યોગ્ય નથી. તારી ભાભીના દાગીના અને ખેતર પર છસો રૂપીઆ ઉપાઢીએ."

સૌભાગ્યચંદ કંઈ કહેવા જતો હતો, પણ તારાચંદે તેને બોલતો અટકાવી કહ્યું, "તું શું કહેવા માગે છે, તે હું જાણું છું, પણ નાની વહુ પિયેર છે, ત્યાંથી દાગીના લાવી શકાય તેમ નથી. વળી એ દાગીના ધરેણે મૂકીએ છતાં જમીન પર પૈસા લીધા સિવાય ચાલે તેમ નથી જ. તો પછી એવી રીતે શામાટે વાત જાહેરમાં ફેલાય તેમ કરવું?"

માજીએ પણ એ વાત સ્વીકારી. જમીન પર રૂપીઆ લેવાનું નક્કી થયું. તારાચંદ તે જ રાત્રે હરિપ્રસાદને મળ્યો, બધી વાત જણાવી. હરિપ્રસાદે કહ્યું, "ચાર પાંચ વીઘાં જમીનપર ચારસો રૂપીઆ કેવી રીતે મળે? જો જમીન સાથે ઘરબાર તથા ગામમાંની જમીન પણ ગીરો મૂકે તો તેટલા રૂપીઆ આપવાનું સાહસ કરૂં? વળી તેમાં કંઇ નુકસાન ભોગવવાનું નથી. કારણ કે એ બધું તારૂં જ છે, જ્યારે રૂપીઆ આપશે એટલે કંઇ હું એમાંનું કશું રાખી શકું તેમ છું?"

તારાચંદે એ શરત કબૂલ કરી. રૂપીઆ લીધા. દીકરીને પરણાવી. તેણે ધાર્યું હતું કે બંને ભાઇઓ જેમ બને તેમ જલદી એ બધું છોડવી લઇશું. આ વખતે તે અમદાવાદ ગયો ત્યારે સાથે સૌભાગ્યચંદને પણ લઇ ગયો. થોડા માસ બાદ સૌભાગ્યચંદને પંદર રૂપીઆના પગારથી એક દુકાનમાં નોકર રાખ્યો.

પરંતુ માણસ ધારે કંઇ ને બને કંઇ. તારાચંદ જે સ્થળે કામ કરતો હતો, તે પેઢી તૂટી. પેઢી તૂટી તે સાથે નોકરી પણ ગઇ. સૌભાગ્યચંદના પંદર રૂપીઆ પર બધો આધાર રહ્યો. પંદર રૂપીઆમાં તો અમદાવાદમાં બંને ભાઇઓનું પણ ખર્ચ પૂરૂં પડવા લાગ્યું નહિ. આવી સ્થિતિમાં ઘેર શું મોકલવું, દેવું પણ શી રીતે કરવું?

બે વરસ પ્રબળ પ્રયત્ન કર્યાં છતાં તારાચંદને નોકરી ન મળી. તેમાં વળી બે વરસ પુરતો વરસાદ ન થવાથી ખેતરમાં પણ કશું ન પાક્યું. કુટુંબ ભુખે મરવા લાગ્યું. તારાચંદને હરિપ્રસાદ પાસેથી બીજા બસો રૂપીઆ કરજે લેવાની જરૂર પડી. અત્યાર સુધીમાં તેણે એક પૈસો પણ વ્યાજ આપ્યું નહોતું. વ્યાજ તો વધતું ચાલ્યું. દેવાની રકમ વધતી ચાલી.

આ પ્રમાણે બીજાં ત્રણ વરસ વીત્યાં. તારાચંદ નોકરીની સગવડ કરી શક્યો નહિ. હરિપ્રસાદે મુદત વીત્યાની બીકે નવું ખત લખાવી રજીસ્ટર કરાવી લીધું હતું.

વિચારમાં ને વિચારમાં તારાચંદે અન્ન તજ્યું. તારાચંદની પ્રકૃતિ દહાડે દહાડે બગડવા લાગી. અમદાવાદમાં આવી સ્થિતિમાં રહેવું યોગ્ય ન લાગતાં સૌભાગ્યચંદ તારાચંદને લઇ દેશમાં આવ્યો. દેશમાં આવ્યા બાદ તારાચંદની માંદગી વધી. સૌભાગ્યચંદને ભાઇને ઘેર આવી સ્થિતિમાં મૂકી અમદાવાદ જવાનું ન ગમ્યું, તેથી તેની નોકરી પણ ગઈ. આ તરફ વ્યાજ સહિત હરિપ્રસાદે એક હજાર રૂપીઆ લેણા કાઢયા. તેણે તાકીદ કરી. સૌભાગ્યચંદે પોતાની સ્રીના દાગીના વેચી બસો રૂપીઆ હરિપ્રસાદને આપ્યા. તે થોડી મુદ્દત શાંત પડયો. દાગીનાના પૈસામાંથી હરિપ્રસાદને બસો રૂપીઆ આપતાં પચીસ રૂપીઆ બાકી રહ્યા હતા, તે પર નિર્વાહ

ચલાવવો શરૂ થયો. પણ પચીસ રૂપીઆ ક્યાં સુધી ચાલે? રૂપીઆ તો વપરાઇ ગયા, ધીમે ધીમે વાસણકુસણ વેચાવા લાગ્યાં.

એ દરમિઆન હરિપ્રસાદે દાવો માંડયો. માજીએ હરિપ્રસાદને ઘણો સમજાવ્યો. સૌભાગ્યચંદે ઘણા કાલાવાલા કર્યા, પણ હરિપ્રસાદ દાવો ખેંચી લેવા તયાર ન થયો. તેણે કહ્યું, "રૂપીઆ મેળવવા માટે આમ કરવું પડયું છે. રૂપીઆ કંઇ રસ્તા પરની ધૂળ નથી."

કોર્ટે હુકમનામું કરી આપ્યું. હુકમનામું બજાવવા માટે હરિપ્રસાદે એક માસની નોટિસ આપી, એ દરમિઆન રૂપીઆ ન પતે તો જર-જમીન હરરાજ કરી રૂપીઆ મેળવવાની ધમકી આપી.

એક માસ વીત્યો. તારાચંદ રૂપીઆ આપી શક્યો નહિ! ઘરમાંથી જણુસપત્ર ન સંતાડી શકે તે માટે હરિપ્રસાદે સીક્કા માર્યા. બે સિપાઇઓ બારણામાં ધામો નાખી પડયા. કાલે દશ વાગતાં બધી મિલ્કત હરરાજ થવાની છે. કાલે તારાચંદ અને સૌભાગ્યચંદને મા તથા વહુ સાથે ઘર બહાર ઝાડ નીચે રહેવાનું છે. સૌભાગ્યચંદની વહુ પિયેર હતી, તારાચંદની દીકરી સાસરે હતી. ઘરમાંનાં બીજાં બધાં આવતી કાલનો વિચાર કરે છે. બપોર થવા આવ્યા છે. પણ ચુલો ચેત્યો નથી. માજી રડે છે, તારાચંદ રડે છે, આંખમાંથી દડદડ કરતો અશ્રુપ્રવાહ લૂગડાં પલાળી રહ્યો છે. કેવળ સૌભાગ્યચંદની આંખમાં આંસુ નથી. તે બધાંને સમજાવે છેઃ "રડો છો શા માટે? હું હજુ સબળ છું, હું ભીખ માગીને તમને બધાંને ખવરાવીશ. દુનિઆમાં આવા બનાવો તો હંમેશાં બને છે; રાજાનાં રાજ્ય જાય છે, બાદશાહો ભિખારી થાય છે, તો આપણે તે કઇ વાડીના મૂળા! હું જીવું છું, ત્યાંસુધી તમારે કશો ભય રાખવાનો નથી!"

તારાચંદ પોતાના દુર્બળ હાથ ઉંચા કરી, સૌભાગ્યચંદને માથે મૂકી કહેવા લાગ્યો, "તારા જેવો ભાઈ છે, તો પછી મારે શી ચિંતા કરવાની? પરંતુ ભાઇ, આ મુઠી હાડકાં રાખવા જેટલી જગા, ઓછામાં ઓછો આ ઓરડો પણ રહ્યો હોત તો ગમે તે રીતે દિવસો ગુજારત. પણ એટલું પણ રહે તેમ નથી. કાલે ક્યાં જઇ રહેશું? માએ દુઃખ કેવી રીતે સહન કરી શકશે? તારી ભાભી પિયેર જવા તૈયાર થતી નથી, નહિ તો તેને ત્યાં મોકલી ચિંતામાંથી મુક્ત થાત! હું કોણ જાણે કેવા સમયમાં જન્મ્યો છું કે કોઇને સુખી કરી શક્યો નથી."

બધાં દીલગીર ચહેરે બેઠાં હતાં, એ દરમિઆન રામપ્રસાદના કંઠરવે તેમને જાગૃત કર્યાં. રામપ્રસાદ આ બધી વાતો સાંભળી રડવા લાગ્યો. માજીએ કહ્યું, "હવે શું થશે બેટા? અમે ક્યાં જઇશું?"

રામપ્રસાદે કહ્યું, "ક્યાં જશું? અહીં જ રહેજો કાકીમા, ભગવાન તમને કદી પણ આ ઘર બહાર જવાનો પ્રસંગ નહિ આપે."

તારાચંદે હતાશ થઇ કહ્યું, "ભગવાન જે કરે તે ખરૂં, હવે તો મારૂં મોત નીપજે તો સારૂં."

રામપ્રસાદે ઉભા થતાં કહ્યું, "એમ કેમ બોલો છો ભાઇ. ભગવાન પર વિશ્વાસ રાખો. આપ થોડી વાર થોભો, હું હમણાંજ આવું છું."

તેના મનની વાત સમજી જવાથી સૌભાગ્યચંદે કહ્યું, "એ મહેનત નકામી છે, એ પાષાણ પીગળે તેમ નથી, તોપણ મળવા જવું હોય તો જા, મળી આવ."

કંઈ પણ ન બોલતાં રામપ્રસાદ પાછો પોતાના ઘર તરફ જવા નીકળ્યો. બેઠકમાં હરિપ્રસાદ હાથમાં હુકો લઇ બેઠો હતો. રામપ્રસાદે તેને પ્રણામ કરી પૂછ્યું, ભાઇ કેમ છો?"

તેને જોતાં જ હરિપ્રસાદની આંખો સ્થિર થઈ ગઇ. તે થોડીવાર દિઙ્મૂઢ બની રામપ્રસાદ સામું જોઈ રહ્યો. ત્યારબાદ પોતાને સંભાળી લઇ બોલ્યો, "હા, ક્યારે આવ્યો ?"

રામ–હમણાંજ.

હરિ–સારૂં સારૂં!

રામ–આપને એક વિનંતિ કરવા આવ્યો છું.

હરિ–માજીના ઘર સંબંધમાં ને ?

રામ–હા જી. કાલે હરરાજી બંધ રાખો.

હરિ–તે તો કોર્ટની મરજી પર છે.

રામ–આપની સંમતિ હશે તો કોર્ટ હરરાજી થોભાવશે.

હરિ–તેમ બને તેમ નથી. તેઓ કાલે દસ વાગ્યાની અંદર રૂપીઆ આપે તોજ હરરાજી અટકે."

રામ–એક કુટુંબને પાયમાલ કરવું એ ઠીક નથી–

હરિ–એ સલાહ આપવી એ તારૂં કામ નથી.

રામપ્રસાદ સમજી ગયો કે આ પત્થર પીગળે તેમ નથી તે વિચારવા લાગ્યો. વખત નથી, અત્યારેજ મુંબાઇ જાઉં તોપણ કાલે તો પાછો ન જ આવી શકું. પરંતુ ગમે તે ઉપાયે એ કુટુંબનો બચાવતો થવો જ જોઇએ. શું કશો ઉપાય નથી ? તે વિચારવા લાગ્યો.

એ વખતે વિજયલાલે આવી હરિપ્રસાદને જમવા બોલાવ્યો. રામપ્રસાદે પૂછ્યું, "કેમ વિજય, સારો છે ને ? મને ઓળખે છે ?"

વિજય કંઇ પણ ન બોલતાં જરા હસી ચાલ્યો ગયો. હરિપ્રસાદ તેની પાછળ જતો રહ્યો. ખરે બપોરે ભૂખ્યો ભાઈ બહાર બેઠો છે. તેને જમવાનું કે ઘરમાં આવવાનું પણ ન કહેતાં તે બેઠકનું બારણું બંધ કરી ચાલ્યો ગયો.

રામપ્રસાદ તો દિગ્મૂઢ બની ગયો ! આ શું સહોદરભાઇનું આચરણ ? આજે નવ વર્ષે મેળાપ થયો છતાં ઘરમાં આવવાનો પણ આગ્રહ નહિ, ખાવાપીવાની તાણ નહિ ? આ ભાઇને મળવા માટે હું ઠેઠ મુંબઇથી અહીં આવ્યો, આ સહોદરને મળવા માટે મારૂં હૃદય તલપાપડ થઇ રહ્યું હતું, તેનું પ્રતિફળ શું આ ! આના કરતાં અજાણ્યાં સારાં કે બિચારાં થોડો ઘણો પણ વિવેક તો કરે ખરાં !

તે પાછો માજીને ઘેર આવ્યો. ઘણો વિચાર કર્યા બાદ તેણે નિશ્ચય કર્યો " મારે અત્યારે જ વીરમગામ પહોચવું જોઇએ. "

ઘેર આવ્યા બાદ તેણે આ નિશ્ચય સૌભાગ્યચંદને જણાવ્યો.

સૌભાગ્યચંદે કહ્યું, "એ શું અત્યારે જ ?"

રામ–હા, આ ક્ષણે જ.

સૌભાગ્યચંદ–એવું શું કામ છે ? કાલે નહિ જવાય ?

રામ–ના ભાઇ, અત્યારે નહિ જાઉં તો કાલે પાછો ફરી શકીશ નહિ.

સૌભાગ્યચંદ–હજુ તો તું જમ્યો પણ નથી.

રામ–રસ્તામાં નાસ્તો કરી લઇશ.

માજીએ કહ્યું, " જો જવાની ખાસ જરૂર હોય, તો વહુએ ભાત મૂક્યા છે, તે થયે ખાઇને જજે. "

રામપ્રસાદ કપડાં ઉતારતો ઉતારતો કહેવા લાગ્યો, " કેટલી વાર છે ?"

સૌભાગ્યચંદે તપાસ કરી કહ્યું, " થઈ રહેવા આવ્યા છે. તું નાહી લે ત્યાં ભાણું પીરસે છે. "

રામપ્રસાદે કહ્યું, "એક દુવાલ આપોને, કાલે દુવાલ પણ ચોરાઈ ગયો છે."

તારાચંદે પૂછ્યું, "ક્યારે, કેવી રીતે? બીજું તો કંઇ ગયું નથી ને?"

રામપ્રસાદે મ્લાન હાસ્ય કરી કહ્યું, "જુઓને, પહેરવાનાં લુગડાં સિવાય બીજું કંઇ છે? આઠ જોડ કપડાં, ચાર પાંચ જામા, ઘડિઆળ, અછોડો તથા પાંચસો રૂપીઆ રોકડા બધું ગયું."

બધાં એકી અવાજે બોલી ઉઠ્યાં, "શું કહે છે?"

રામપ્રસાદે નહાતાં નહાતાં બધી હકીકત જણાવી. બધાં બહુ દીલગીર થયાં. તારાચંદ મનમાં બોલ્યો, "આ પણ મારાં દુર્ભાગ્યની નિશાની છે, નહિ તો આ પળે ગમે તે રીતે મદદ કરત."

રામપ્રસાદે જેમ બને તેમ જલદી જમી દીધું. તરતજ તે વીરમગામ તરફ રવાના થયો શા માટે વીરમગામ જાય છે, તે વાત તેણે કોઇને ન કહી. ગામમાંથી એક ઘોડો ભાડે લઇ લીધો, ઘોડાપર મુસાફરી કરતાં વીરમગામ પાંચ છ વાગતાં પહોંચાય તેમ હતું, બહાર નીકળી ઘોડો મારી મૂક્યો.



## પ્રકરણ ૧૪ મું

### હુરરાજી

---

विद्या विवादाय धनं मदाय
शक्तिः परेषां परपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतत्
ज्ञानाय दानाय च रक्षणाय ॥

**सुभाषितम्**

રામપ્રસાદ જ્યારે વીરમગામ આવી પહોંચ્યો ત્યારે પાંચેક વાગ્યાનો સુમાર થયો હતો. તરતજ તે પોસ્ટ ઓફીસ તરફ ચાલ્યો. પોસ્ટ ઓફિસે આવી પોસ્ટમાસ્તરને પૂછ્યું, "સાહેબ, એક તાર લેશો કે?"

પોસ્ટ માસ્તરે હસતાં કહ્યું, "એ તો અમારૂં કામ જ છે,"

રામપ્રસાદે તારનું ફોરમ લઇ તેમાં હરિલાલને હજાર રૂપીઆ

નારથી મોકલવાનું જણાવ્યું તે સાથે એ પણ જણાવી દીધું કે રૂપીઆની ખાસ જરૂર છે, નહિ મળે તો બહુ નુકસાન થશે.

માસ્તરે ફારમ જોઈ તાર માસ્તરને આપવાનું જણાવ્યું. તાર કરવામાં આવ્યો. રામપ્રસાદે પોસ્ટમાસ્તર પાસે આવી પૂછ્યું, " મનીઓડર આવે તો રૂપીઆ ક્યારે મળશે ?"

માસ્તરે કહ્યું-જવાબ તો આજ રાત્રેજ ફરી વળશે, પરંતુ સવાર પહેલાં રૂપીઆ નહિ મળે.

રા–હું સંધ્યાકાળ પહેલા તપાસ કરી જાઉં તો.

માસ્તર–ખુશીથી પધારજો.

રામપ્રસાદ સલામ કરી ચાલ્યો ગયો, ગામમાં એક મકાન ભાડે કરી લીધું. ઉતરવાની સોઇ કરી સંધ્યાકાળ વખતે પાછો આવ્યો. તેણે પોસ્ટમાસ્તરને પૂછ્યું, "સાહેબ, કંઈ ખબર આવ્યા ?"

પોસ્ટમાસ્તરે કહ્યું. "ના."

રામપ્રસાદ પોસ્ટ ઓફિસ બહાર રાહ જોતો બેઠો. લગભગ આઠેક વાગ્યાને સુમારે પોસ્ટમાસ્તરે ખબર આપી કે "જવાબ ફરી વળ્યો છે. કાલે આઠ વાગ્યે રૂપીઆ લઇ જશો."

રામપ્રસાદની એક ચિંતા ઓછી થઇ, હવે બીજી ચિંતા ઉપસ્થિત થઇ. રૂપીઆ લઇ વખતસર પહોંચાશે કે નહિ ? તે પહોંચે ત્યાર પહેલાં હરરાજી થઇ જાય તો ?

તેને રાત્રે ઉંઘ ન આવી. અજવાળું થતાં જ તે પોસ્ટ ઑફિસે આવી ઉભો. હજુ પોસ્ટમાસ્તર આવ્યા નહોતા. તપાસ કરતાં જણાયું કે હજુ અર્ધો કલાક વીત્યે તેઓ સાહેબ આવવાના છે. રામપ્રસાદ ઑફિસ બહાર આમતેમ ટહેલવા લાગ્યો.

છેવટે પોણાઆઠ વાગ્યે માસ્તર આવ્યા. રીતસર સહીસીક્કા થયા બાદ હજાર રૂપીઆની નોટો રામપ્રસાદને આપવામાં આવી. રામપ્રસાદ નોટો ખીસામાં નાખી ઓફિસ બહાર આવ્યો. ઘોડો તૈયાર હતો, તે પર બેસી તેણે ઘોડો મારી મૂક્યો. ઘોડો તેજી હતો, તે પણ રામપ્રસાદને લઈ પવન વેગે છૂટ્યો. રામપ્રસાદ મુંબઈમાં ઘણીવાર ઘોડા પર બેસી ફરવા જતો, એટલે તેને ઘોડેસ્વારી બહુ ગમતી.

આ તરફ મોહનપુરમાં ધાંધલ મચી રહી છે. કોઈનાં માણસો નાનાં મોહનપુરમાં આવી ચઢયાં છે. કોઈનું ઘર બળે ને કોઈને તાપણું થાય એ નિયમ મુજબ હરરાજીમાં જરજમીન ખરીદી લેવા ખાતર ઘણા માણસો માજીનાં ઘર આગળ એકત્ર થયાં છે. આજુબાજુના ગામમાંથી પણ બે ચાર શ્રીમંતો આવી ચઢયા છે. હમણાં જ તેને ઘરબાર તજી રસ્તા પર ઉભું રહેવું પડશે. અત્યારસુધી જે તેમનું હતું, તે બીજાને હાથ જશે! હાય ભગવાન! આ શું કર્યું? તેં કયાં પાપે આ કુટુંબને રસ્તામાં રઝળતું કર્યું?

વખત થયો, હરરાજી શરૂ થઇ. એક સોથી માંડીને ધીમે ધીમે પાંચસોનો ભાવ બોલાયો. જેઓ સસ્તામા મિલ્કત ખરીદવા આવ્યા હતા, તેઓ ચુપ થઇ ગયા. હવે ફક્ત ગામના પટેલ ભગવાન અને હરિપ્રસાદ વચ્ચે હરિફાઇ થતી હતી. છસો રૂપીઆ સુધી ચઢયા બાદ ભગા પટેલે તો હાર સ્વીકારી લીધી. હરરાજી કરનારે પોકાર કર્યો "સાડા છસો! હવે કોઇને ચઢવું છે, બોલો સાડા છસો, સાડા છસો, એક વાર, સાડા છસો બે વાર, કોઇને ચડવું છે?" તે ત્રણ વાર કહેવા જતો હતો, તેવામાં પરસેવાથી રેબઝેબ થઇ ગયેલા એક માણસે પાછળથી બૂમ પાડી, "સાતસો."

હરિપ્રસાદે સાતસો કહેનાર તરફ જોયું. તેણે તેને ઓળખ્યો. રામપ્રસાદ વખતસર આવી પહોંચ્યો હતો. તે મનમાં બહુ ગુસ્સે થયો. મિલ્કત હાથમાંથી જતી રહેતી જોઇ તેણે સવાસાતસો કહ્યા. રામપ્રસાદે સાડાસાતસો કર્યા.

હરિપ્રસાદે જોયું કે રામપ્રસાદ તો ભારે હિંમતવાન નીકળ્યો. આમ કરવાથી તો તે વધુ ને વધુ રકમ વધારતો જ જશે. તેણે યુક્તિ કરી મુખ્ય અમલદારને કહ્યું, ' સાહેબ, પ્રથમ તપાસ તો કરો કે સામો માણસ એટલા રૂપીઆ આપવાને શક્તિમાન છે કે નહિ ?"

અમલદાર કંઇ કહે તે પહેલાં રામપ્રસાદે નોટનું બંડલ ખુલ્લું કરી તેની સામું ધર્યું. પેલા અમલદારે હરિપ્રસાદને વધવાનું જણાવ્યું. હરિપ્રસાદ ન વધ્યો એટલે સાડાસાતસો રૂપીઆમાં માજીની બધી મિલ્કત રામપ્રસાદના હાથમાં આવી. રામપ્રસાદે રૂપીઆ ગણી આપી રસિદ લીધી.

હરિપ્રસાદને રૂપીઆ મળ્યા છતાં તેનું મોં કાળું શાહી જેવું થઇ ગયું. માજીનાં ઘરબાર માટે તેનો લોભ બહુ મોટો હતો, તેથી તેને બહુ માઠું લાગ્યું. રમાસુંદરીએ આ વાત સાંભળી કહ્યું, " એ છોકરાએ એટલા બધા રૂપીઆ કાઢ્યા ક્યાંથી ? ચોરી તો નહિ કરી હોય ? "

રામપ્રસાદે મિલ્કત ખરીદી લીધી છે, એ વાત માજીએ સાંભળી એટલે તેને થોડી શાંતિ વળી. તેમણે ધારી લીધું કે " ગમે તેમ થાય પણ હવે એકાએક ઘર છોડવું નહિ પડે. રામપ્રસાદ કદી પણ અમને હાંકી કાઢશે નહિ. ઓછામા ઓછા ચાર પાંચ માસ તો તે કદી અમને બહાર નીકળવાનું નહિ જ કહે."

એ દરમિઆન રામપ્રસાદ ઘરમાં આવ્યો. માજીએ કહ્યું, "બેટા, તું ચિરંજીવ રહે. મારા તારાચંદ અને સૌભાગ્યચંદથી તું જુદો નથીઃ તેં બધું ખરીદી લીધું તેથી હું બહુ રાજી થઇ છું. બેટા, હવે તું આ ઘરમાં અમને રહેવા માટે એકાદ ઓરડી કાઢી આપજે."

રામપ્રસાદે કહ્યું, "કાકીમા, એકાદ ઓરડી શા માટે? આખું ઘર આપનું જ છે. પોતાનું ઘર છોડી બીજે જવાની શી જરૂર છે?"

કોઇપણ તેના મનનો ખરો ભાવ સમજી શક્યું નહિ. બધાં સમજ્યાં કે રામપ્રસાદ બહુ માયાળુ છે, દયાળુ છે માટે આપણે હવે બહાર રહેવા જવું પડશે નાહ. પોતાના મકાનમાં રહેવા દે એ શું થોડી ઉદારતા છે! દુનિયામાં એવો ત્યાગ સ્વીકારવાને કોણ તત્પર થાય છે?

રામપ્રસાદે તારાચંદની વહુ પાસે આવી કહ્યું, "ભાભી! આજે તો તમે સારૂં સારૂં જમવાનું કરો. મેં તો કાલે આખો દિવસ કશું ખાધું નથી. ચાલો સૈભાગ્યચંદભાઇ, આપણે બજારે જઇ આવીએ!"

સૈભાગ્યચંદે કહ્યું, "ભાઇ, તું વિસામો લે. હું જાઉં છું." આમ કહેવાનું કારણ એ હતું કે તેની પાસે પૈસા નહોતા. રામપ્રસાદ તેનો મનોભાવ સમજી બોલ્યો, "ના ના, તમારી સાથે હું પણ આવીશ. હું ઘણા દિવસે આવ્યો છું, એટલે મને બજાર જોવાનું બહુ મન છે."

સૌભાગ્યચંદ તૈયાર થયો. બંને જણા બજારમાં ગયા. થોડીવારમાં ચાર પાંચ મજુરો સાથે ઘઉં, બાજરી, દાળ, ભાત, શાક, ઘી, ગોળ તેલ તથા મશાલો ઉપડાવી બંને જણા પાછા આવ્યા.

માજીએ કહ્યું, "આ શું રામુ! આટલું બધું શું લાવ્યો?"

રામપ્રસાદે કહ્યું, "વધારે શું છે! આટલી જણસો તો થોડા રોજ માંડ ચાલશે."

માજીએ જોયું કે લગભગ બે માસનો ખોરાક ઓશરીમાં પડયો છે. તે આનંદાશ્રુ સાથે રામપ્રસાદ સામું જોઇ રહ્યાં.

જમ્યા બાદ રામપ્રસાદે કહ્યું, "આજે હજુ એક વખત વીરમગામ જવું પડશે, ત્યાંનું કામ હજુ પત્યું નથી."

બધાંએ બહુ કહ્યું છતાં રામપ્રસાદ તેજ દહાડે વીરમગામ ગયો, આ વખતે તેણે જુદો રસ્તો લીધો હતો. વીરમગામથી પાટડી જતી રેલ્વે લાઇનથી મોહનપુર ચારેક ગાઉ દૂર હતું, તેથી તે પાસેના સ્ટેશને જઇ રેલ રસ્તે વીરમગામ ગયો. ત્યાં ગઇ રાતે જે ઉતારો નક્કી કરી રાખ્યો હતો, ત્યાં આવી ઉતર્યો.

મુંબઇમાં ઓફિસમાં કામ કરતા એક કારકુન સાથે તેને પાકી મિત્રતા બંધાઇ હતી. તેનો એક ભાઇ વીરમગામમા વકીલાત કરતો હતો. એ ભાઇનું નામ દેવીદાસ હતું. દેવીદાસ મુંબાઇમાં આવતા ત્યારે રામપ્રસાદને મળ્યા સિવાય જતો નહિ. રામપ્રસાદના કેટલાક ગુણોએ તેને તેનો મિત્ર બનાવ્યો હતો. રામપ્રસાદે સવારમાં ઉઠી તેની તપાસ કરી. દેવીદાસને ઘેર જતાં જ તેણે રામપ્રસાદનો બહુ સત્કાર કર્યો. વાતચીત થયા બાદ રામપ્રસાદે કહ્યું, "હું એક કામ માટે આવ્યો છું."

દેવીદાસ—"શું કામ છે, કહો?"

રામ—"કાલે લિલામમાં કોઇ ગૃહસ્થનાં મકાન ખરીધાં છે.

દેવીદાસ—"બહુ સારૂં કર્યું, કેટલા રૂપીઆમાં ખરીધાં છે?"

રામ—"સાડાસાતસો રૂપીઆમાં."

દેવીદાસ--હવે મારે શું કરવાનું છે?

રામ—એ મિલ્કત જેની છે, તેને પાછી સોંપવાનો મારો વિચાર છે. માટે તે સંબંધી લખાણુપત્રી કરી આપો.

દેવીદાસ—તેઓ શું હવે આપની પાસેથી એ મિલ્કત ખરીદવા માગે છે? કેટલા રૂપીઆનો નફો આપવા તૈયાર થયાં છે?

રામ--એક પૈસો પણ નહિ.

દેવીદાસ--એટલે તમે જેટલા રૂપીઆમાં એ મિલ્કત ખરીદી છે, તેટલાજ રૂપીઆમાં તેમને પાછી આપવા માગો છો?

રામ--એમ પણ નહિ. કાયદેસર રીતે એ બધી મિલ્કત મારા કબજામાં આવી હોવા છતાં હું મારો કબજો છોડી દેવા માગું છું. તેઓની સંપત્તિ તેઓને આપી દેવા માગું છું. હું તે પર કદીપણ દાવો કરવા ઇચ્છતો નથી!

દેવીદાસ નવાઇ પામી રામપ્રસાદ સામું જોઈ રહ્યા. તેમણે પૂછ્યું, ત્યારે તમે કહોને કે આપ એ મિલ્કતનું દાનપત્ર લખાવી તેઓને નામે રજીસ્ટર કરી આપવા માગો છો?"

રામ--આપની કોરટની ભાષામાં એમ કહેવાતું હોય તો એમ કહો. હું તો એ બધી મિલ્કત વગર પૈસે તેમને પાછી આપી દેવા માગું છું.

દેવીદાસ—"ભારે નવાઇ! આપને ધન્ય છે! આવા નિ:સ્વાર્થી નરો દુનિયામાં થોડા જ હશે! આપ દેવ છો કે મનુષ્ય?

રામ--આપ મને શરમાવના નહિ.

દેવીદાસે સ્ટાંપના કાગળપર દાનપત્ર લખી રજીસ્ટર કરાવી આપ્યું. દસ્તાવેજની નકલ રાખી અસલ દસ્તાવેજ પાછો આપતાં એકાદ

દિવસની રોકાણ થઇ માટે તેને બીજી રાત પણ વીરમગામ રહેવું પડ્યું.

દેવીદાસનો નાનો ભાઇ અમદાવાદની ગુજરાત કોલેજમાં બી. એ. ક્લાસમાં ભણતો હતો. તે રજા સબબ વીરમગામ આવ્યો હતો. રામપ્રસાદને તેની સાથે વાતચીત થઇ. તેનું નામ હરિવદન હતું, હજુ કુંવારો હતો. તેના માયાળુ સ્વભાવથી રામપ્રસાદ બહુ ખુશ થયો.

રામપ્રસાદ પાછો મોહનપુર આવ્યો. નાસ્તો કર્યા બાદ ખીસામાથી એક મોટું કવર કાઢ્યું. તારાચંદ પાસે જઇ તે એક કવર તેના હાથમાં આપી કહ્યું "વખત મળે વાંચી જોજો."

તારાચંદ નવાઇ પૂર્વક રામપ્રસાદનાં મોં સામું જોઇ કવર આમ તેમ ફેરવવા લાગ્યો. ત્યારબાદ કવરમાંથી દસ્તાવેજ કાઢી વાંચવા લાગ્યો. થોડું વાંચ્યા બાદ તેનો હાથ કંપવા લાગ્યો, આખા શરીરપર પરસેવાનાં ટીપાં વળવા લાગ્યાં. તેણે બૂમ પાડી, " મા મને પકડ " કહી તે પડી જવા જતો હતો, ત્યાં રામપ્રસાદે તેનું શરીર પકડી રાખ્યું. સૌભાગ્યચંદે તેનાં મોં પર પાણી છાંટયું, થોડો પવન નાખ્યો. તારાચંદ શાન્ત થયા તેણે પોતાની બધી લાગણી સમાવ્યા બાદ કહ્યું, " હવે ભય નથી. રામુ ! રામુ ! આ શું કર્યું ? એક ભાઇ રાક્ષસ ! અને એક ભાઇ દેવ ! "

તારાચંદ વધારે બોલી શકયો નહિ. તે રામપ્રસાદને ભેટી બાળકની માફક રડવા લાગ્યો. દસ્તાવેજ અંગ્રેજીમાં લખેલો હતો. સૌભાગ્યચંદ અંગ્રેજી ભણેલો ન હોવાથી તે વાચી શકયો નહિ. તે દિગ્મૂઢ બની તારાચંદ સામું જોઇ રહ્યો. માજી પણ કશું સમજી ન શક્યાં. તેણે તારાચંદને પૂછ્યું, " બેટા તને શું થયું ? "

તારાચંદે કહ્યું, " સાંભળ મા! રામપ્રસાદે લિલામમાં સાડાસાતસો રૂપીઆ આપી જે મિલ્કત ખરીદી હતી તે તેણે મારા અને સૌભાગ્યચંદના નામ પર ચઢાવી આ દસ્તાવેજ રજીસ્ટર કરાવ્યો છે. આ રીતે તેમણે એ બધી મિલકત આપણને પાછી સોંપી દીધી છે! આ દસ્તાવેજની અંદર તે જ મતલબનું લખાણ છે! મા! આવા નિઃસ્વાર્થી માણસો દુનિયામાં હોઇ શકે? લોહીનું પાણી કરી મેળવેલા પૈસા આવી રીતે પરોપકારમાં વાપનારા માણસો દુનિયામાં થોડા જ છે.

માજીની આંખોમાંથી આનંદાશ્રુ વહેતાં હતાં. થોડીવાર તેમની વાચા બંધ પડી ગઇ, થોડીવાર પછી તે રામપ્રસાદનો ઉપકાર માનવા તૈયાર થયાં. પણ રામપ્રસાદે તેમનો હાથ પકડી કહ્યુ, કાકી મા! કંઇ પણ બોલશો નહિ. હુ આપની પાસે ન વળાય એવા ઋણથી બંધાએલો છું, મારી શક્તિ નથી કે એ ઋણ વાળી શકું. આ કાર્ય એ ઋણ વાળવાનો નાનો સરસો પ્રયત્ન છે, એમ કહેવું એ મહાપાપ છે, છતાં તે આપને જણાવ્યા સિવાય રહેવાનું નથી. અને તારાચંદભાઇ! તમે આ પાપીને દેવની ઉપમા આપી અપરાધી બનાવશો નહિ. જુઓ આ સૌભાગ્યભાઇ, જ્યારે હું રોગથી મરવા તૈયાર થયો હતો, કોલેરાનાં કપરાં દરદથી મારો સગો ભાઇ પણ મારી પાસે આવતાં ડરતો હતો, મળમૂત્રથી ખરડાઇ નદીને કીનારે પડ્યો હતો, ત્યારે આ સૌભાગ્ય ભાઇએ મારા મળમૂત્રની પરવા ન કરતાં, પોતાનું શરીર બગડવાની પરવા ન કરતાં મને બચાવ્યો હતો, અને આ દેવીરૂપી માજીએ સાત દહાડા આખી રાત જાગરણકરી સગી માની માફક મારી ચાકરી કરી હતી. હું અનાથ હતો, આ જગતમાં મારૂં કોઇ નહતું, છતાં એ માતાએ મારી સેવા કરી હતી. તેની સાથે મુકાબલો કરતાં મારૂં આ કૃત્ય

નજીવું છે ! મારી પ્રાર્થના છે કે આપ આ બાબત જરાપણ ચર્ચા ન કરતા."

તારાચંદે કહ્યું, "ચર્ચા નહિ કરીએ, જ્યાં સુધી જીવશું ત્યાં સુધી અમે આ વાત ભુલી શકશું નહિ. અમે મન વચન ને કર્મથી તને સુખી જોવા ઇચ્છીશું. તું અક્ષય શાન્તિ અને અનંત ઐશ્વર્ય મેળવે અને આવી રીતે પરોપકારમાં જીવન ગાળે એવી અમારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે.

વાત ધીમે ધીમે આખા ગામમાં ફેલાઇ. હરિપ્રસાદે આ વાત સાંભળી. બધાં રાજી થયાં. કેવળ આખા ગામમાં હરિપ્રસાદ અને રમાસુંદરીનાં હૃદયમાં ઇર્ષ્યાગ્નિ ધકધકવા લાગી.

તેજ દિવસે સાંજે રામપ્રસાદ રામશંકર શાસ્ત્રીને મળવા ગયો. તે વૃદ્ધાવસ્થા અને રોગને લીધે પથારીવશ હતા. આંખે દેખાતું ન હોવાથી બહાર નીકળતા નહિ. રામપ્રસાદને આવેલો જાણી તે બહુ ખુશી થયા. તેમણે કહ્યું. "તું આવ્યો છે, એ વાત સાંભળી મને બહુ આનંદ થયો છે. મારામાં હવે શક્તિ નથી. ચાલવાની કે જોવાની શક્તિ ન હોવાથી હું તને મળવા આવી શકયો નથી. મેં બધી વાત સાંભળી છે, તું જ દેસાઇજીનો યોગ્ય પુત્ર છે. ભગવાન તને સુખી કરો.

રામપ્રસાદ પાછો ફરતો હતો, તે વેળા રસ્તામાં મુક્તા સાથે મેળાપ થયો. તેણે તેની માંદગીના વખતમાં સારી ચાકરી કરી હતી. રમાસુંદરી અને હરિપ્રસાદનાં પત્થર જેવાં અંતઃકરણમાંથી તો પાણી ઝરે તેમ નહોતું. તેથી રામપ્રસાદ માટે તે વખતે ઘરની દાસી મુક્તા ખારા સમુદ્રને વિષે મીઠી વીરડી જેવી ગરજ સારતી. તેની આ ખરી

ગઈ છે, તે અત્યારે બીજાને ઘેર દાસીવૃત્તિ કરી ગુજરાન ચલાવે છે. રામપ્રસાદે તેને જોઇ પૂછ્યું, " મુક્તાબ્હેન, કેમ છે ? "

આવું મીઠું સંબોધન તેના ભાગ્યમાં ઘણા દહાડા થયાં લખ્યું નહોતું. તે ખુશ ખુશ થઇ હસ્તી હસ્તી બોલી, " હા બાપ ! તમે પ્રધાર્યા છો એ સાંભળી હું બહુ રાજી થઇ છું. કામકાજ કર્યા બાદ કાલે હું તમને મળવા આવવાની હતી. તમે કુશળ છોને ? અમને તો તદ્દન વીસરી ગયા લાગો છો ! "

રામપ્રસાદ ખીસામાંથી પાકીટ બહાર કાઢતો બોલ્યો, " બીજાં માણસોને તો કદાચ વિસરી ગયો હોઇશ, પણ બ્હેન, તમને વિસર્યો નથી. જેઓએ મને પડતી સ્થિતિમાં મદદ કરી, મારે માટે સહાનુભૂતિના નિસાસા મૂક્યા તેઓને હું જિંદગી પર્યંત ભુલી શકવાનો નથી.

ત્યાર પછી પાકીટ ઉઘાડી દસ દસ રૂપીઆની બે નોટો બહાર કાઢી તે તેણે મુક્તાના હાથમા સેરવી દીધી. નોટ આપતાં કહ્યું. " આ તમારી પાસે રાખો, કોઇ વખતે કામ આવશે. મારે માટે તમારે ઘણું અપમાન સહન કરવું પડ્યુ છે. મારૂં દુઃખ જોઇ તમારી આંખમાંથી આસુ પડતાં એ બધું મને યાદ છે બ્હેન ! "

મુક્તા આશીર્વાદ આપતી આપતી બને નોટ છેડે બાંધતી બોલી, " બાપ ! તમે રાજા થજો ! ભગવાન તમને ખુશી રાખો ! "

રામપ્રસાદ ગયો. મુક્તા મનમાં વિચારવા લાગી. અહા ! છોકરો છેને, કેવો ઉદાર છે, ગરીબ દુઃખીને મદદ કરવાથી ભગવાન હજારગણું આપે છે–" એમ કહેતી કહેતી તે ખાલી બહેડું લઇ પાછી ફરી. તેને એટલો બધો આનંદ થતો હતો કે પાણી ભરવાની વાત પણ વિસારે

પછી. રસ્તામાં જે કોઇ મળતું તેને રામપ્રસાદની ઉદારતાની વાત જણાવતી.

સંધ્યાકાળ વખતે જમતી વેળા રામપ્રસાદે પૂછયું. " કાકીમા ! આટલા દિવસ થયાં આવ્યો છતાં મારી ભાભી વિષે પૂછતાં તો વિસરી જ ગયો. તેઓ ક્યાં છે ? સરયૂનો વિવાહ થયો ?"

" અરે બેટા ! " કહી વૃદ્ધા પ્રભાવતીની કથની કથવા લાગી. એ કથની સાંભળતાં રામપ્રસાદની આંખમાંથી આસુ પડવા લાગ્યાં. જમ્યા બાદ તેણે કહ્યું-કાલે હું તેમને મળવા જઇશ. બીજે દિવસે સવારે તે રામપુર તરફ રવાનો થયો.



## પ્રકરણ ૧૫ મું

# સરયૂનો વિવાહ

દુઃખીના દુઃખની વાતો, સુખી ના સમજી શકે;
સુખી જે સમજે પુરું, દુઃખના વિશ્વમાં ટકે.

કલાપી

જ્યારે ગામના આબરૂદાર માણસોએ શરમાવ્યો ત્યારે હરિપ્રસાદે પ્રભાવતી અને સરયૂનાં ભરણપોષણ માટે વાર્ષિક દોઢસો રૂપીઆ આપવાનું કબૂલ્યું હતું, એ વાચકોને સ્મરણમાં હશે.

કાલિદાસ પોતાની દીકરી અને દૌહિત્રીને સાથે લઈ રામપુર ગયા. બબ્બે ત્રણ ત્રણ માસને અંતરે મોહનપુર આવી રૂપીઆ લઇ જતા. શરુઆતમાં તો કશી ગરબડ ન થઇ. પણ ત્રણ ચાર વાર આ રીતે રૂપીઆ આપ્યા બાદ હરિપ્રસાદને રૂપીઆ આપતાં ભારે દુઃખ થવા લાગ્યું. હવે કાલિદાસને રૂપીઆ માટે મોહનપુરમાં ૪–૫ દિવસની

રોકાણ થવા લાગી. કોઈ કોઇ વાર તો ખાલી હાથે પાછું ફરવું પડતું.

આ પ્રમાણે એક વર્ષ વીત્યા બાદ કાળની ભયંકર ગતિએ કાલિદાસને પોતાના ફેરામાં લીધો. તેનો પુત્ર હરિશ્ચંદ્ર થોડી આવકમાં આટલાં બધાં માણસોનું ભરણપોષણ કરવાને અશક્ત હતો. તે બ્હેનના રૂપીઆ લેવા મોહનપુર આવ્યો. પ્રથમ તો હરિપ્રસાદે કંઇ જવાબ આપ્યો નહિ, અનેક કાલાવાલા કર્યા બાદ જવાબ આપ્યો કે આ માસે તો કશું મળવાનું નથી. આવતે માસે આવશો તો કંઇક બની શકશે. "

હરિશ્ચંદ્રને પાછું જવું પડયું. એક માસ પછી તે પાછો મોહન-પુર આવ્યો. આ વખતે હરિપ્રસાદે ગુસ્સે થઇ કહ્યું,, " તમે લોકો રૂપીઆ રૂપીઆ કરી મારૂં ઘર વેચાવશો કે શું ? પંદર દિવસ પછી આવજો, અત્યારે કશું નહિ મળે. "

હરિશ્ચંદ્ર ગુસ્સો શમાવી શકયો નહિ. તે બોલી ઉઠયો, " આ શું ભીખ આપો છો ? "

હરિપ્રસાદ–ભીખ નહિ તે બીજું શું ?

હરિશ્ચંદ્ર–જો ભીખ માગવાની હોત તો તમારે બારણે પગ મૂકત નહિ. આ રૂપીઆ તો મારી બ્હેનનું વાજબી લેણું છે. આપ આમ શા માટે કરો છો ? "

હરિપ્રસાદ–અત્યારે મારે ઘણું કામ કરવાનું છે, તમે પધારશો ? "

હરિશ્ચંદ્ર–હું રૂપીઆ લીધા સિવાય ઉઠવાનો નથી.

હરિપ્રસાદ–હું એક પાઈ પણ આપવાનો નથી.

એમ કહી તે ચાલ્યો ગયો. હરિશ્ચંદ્રને રામશંકર શાસ્ત્રીની મદદ લેવી પડી. તેણે કહ્યું, "હવે મારે શું કરવું?"

શાસ્ત્રીજીએ કહ્યું, "તારી બ્હેનને લઇ આવ-આ વખતે પાકી વ્યવસ્થા કરી આપીશ."

હરિશ્ચંદ્રે પૂછ્યું, "તે આવી ઉતરશે ક્યાં?"

શાસ્ત્રીજી મૃદુ ઠપકો આપતા બોલ્યો, "એમ કેમ બોલે છે, મારી આ ઝુંપડી ક્યાં ગઇ છે? બધા કંઇ હરિપ્રસાદ જેવા હોતા નથી!"

હરિશ્ચંદ્ર નમસ્કાર કરી ચાલ્યો ગયો. બીજે જ દિવસે પ્રભાવતી અને સરજુન લઇ પાછો આવ્યો. શાસ્ત્રીજીએ ગામના પાંચ આબરૂદાર માણસોને બોલાવી હરિપ્રસાદના વ્યવહાર સંબંધી બધી વાત કહી. અને જણાવ્યું કે "તેને બોલાવી, આ અનાથ વિધવાની કંઇ વ્યવસ્થા કરી આપવી જોઇએ."

એક જણ જઇ હરિપ્રસાદને બોલાવી લાવ્યો. હરિપ્રસાદે આવી પૂછ્યું, "કાકા! મને કેમ બોલાવ્યો?"

શાસ્ત્રીજી-બેસ ભાઇ.

હરિ-ઘેર કામ પડતું મૂકી આવ્યો છું, બહુ વાર બેસી શકીશ નહિ. જે કામ હોય તે કહો.

શાસ્ત્રીજી-તે વખતે અમે પાંચ જણાએ મળી પ્રભાવની માટે જે વ્યવસ્થા કરી હતી તે પ્રમાણે તું પૈસા આપતો નથી, તેથી તેઓ જુદી જાતનો બંદોબસ્ત કરવા માગે છે.

હરિ-બીજો કઇ જાતનો બંદોબસ્ત કરવા માગે છે?

શાસ્ત્રીજી–તેનો ભાગ તેને આપી દે, જરજમીનના ભાગ પાડી દે.

હરિ–આપ શું મને ભિખારી બનાવવા માગો છો ?

શાસ્ત્રીજી–અમે તો શું કરી શકીએ તેમ છીએ, હજાર હાથવાળો ભગવાન તને જેમ બને તેમ જલદી એવી સ્થિતિમાં લાવી મૂકશે. આટલો બધો જુલ્મ તે કદી સહન કરી શકશે નહિ.

હરિ–રામપ્રસાદનો પત્તો નથી, તે ન આવે ત્યાંસુધી જમીનના ભાગ કેવી રીતે થાય ?

શાસ્ત્રીજી–તે ન આવે ત્યાંસુધી તું કયા કાયદાને આધારે જમીનનો બધો ભોગવટો ભોગવે ?

હરિપ્રસાદ સ્થિતિ સમજી ધીમા અવાજે બોલ્યો, "ત્યારે તમારા ધ્યાનમાં ઉતરે તેમ કરો. આપ જે કરશો તે વાજબી જ હશે. પણ હાલમાં આમ કરો તો શું ખોટું ? આપ પાંચ વીઘાં જમીન નક્કી કરી આપો તે હું વહુને સોંપી દઉં, તે જમીન સાથે મારો કશો સંબંધ રહેશે નહિ."

હરિશ્ચંદ્રે કહ્યું, "પાંચ વીઘાં શા માટે લે ? હિસાબ મુજબ જે કંઈ મળે તે બધું સોંપી દો."

હરિપ્રસાદનો પક્ષ લઇ એક જણે કહ્યું, "આ કંઇ ભાગની વહેંચણી થતી નથી. વરસે દોઢસો રૂપીઆ આપવાનો ઠરાવ હતો, પણ રૂપીઆ ન આપી શકવાથી આટલી જમીન સોંપે છે, તે જમીન પરની બધી માલીકી આપની બ્હેનની રહેશે ત્યારબાદ આપની ભાણેજને જે કંઇ સંતાન થાય તેઓ એ જમીન ભોગવશે. અત્યારથી બધી મિલ્કત છિન્નભિન્ન કરવી એ યોગ્ય નથી."

કોઇ આમ તો કોઈ તેમ એમ જુદા જુદા મત પ્રકટ કરવા લાગ્યા. શાસ્ત્રીજીએ ફેંસલો આપતાં કહ્યું, "હવે બધાનું રહે તેવો તોડ કાઢીએ, ભાઇ હરિપ્રસાદ તું છ વીઘાં જમીન આપ, પાંચ વીઘામાં એ જણાનું ભરણપોષણ ન થાય."

હરિપ્રસાદ છ વીઘાં આપવા કબુલ થયો. છ વીઘાં જમીન સરકારી મહેસૂલ સહિત પ્રભાવતીના નામ પર ચડાવી આપવામાં આવી. એક સત્યવાદી ખેડુતને બોલાવી એ જમીન ખેડવા આપી. ખેડુત સાથે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો કે જે કંઇ ઉત્પન્ન થાય, તેમાંથી અર્ધો ભાગ પોતે રાખી બાકીનો ભાગ રામપુર પહોંચતો કરવો. સરકારી મહેસૂલ પ્રભાવતીએ ભરવું.

આ પ્રમાણે બે ત્રણ વરસ તો સારી રીતે વીત્યાં. ત્યારબાદ નસીબ બીજી રમત રમ્યું. હરિશ્ચંદ્રની નોકરી ગઇ. તેની પાસે જે કંઇ જમીન હતી તેમાથી ઉત્પન્ન થતાં અનાજ વડે છ માસ ચાલે તેમ હતું, બાકીના છ માસ નોકરી વડે પેદા કરેલા પૈસા વડે નીકળતા હતા. પણ નોકરી તો ગઇ, હવે શું કરવું? હરિશ્ચંદ્ર માથે હાથ દઇ બેઠો. પ્રભાવતીએ કહ્યું, "ભાઇ નોકરી ગઇ તે માટે આટલા બધા દીલગીર કેમ થાઓ છો?"

હરિશ્ચંદ્ર–બ્હેન, જો બે વર્ષ ઘેર બેસવું પડશે તો ખાઇશું શું?

પ્રભાવતી–કેમ જમીન છે ને."

હરિશ્ચંદ્ર–જમીનમાં ઉત્પન્ન થતું અનાજ છ માસથી વધુ ચાલતું નથી.

પ્રભાવતી–મોહનપુરથી આવતું અનાજ શા માટે ગણતરીમાં લેતા નથી. તેમાંથી કેટલુંક અનાજ વધે છે, તે તમારા ઉપયોગમાં લેજો.

હરિશ્ચંદ્ર-બ્હેન, તને મદદ કરવી તો રહી, પણ ઉલટું હું તારૂં ખાઉં ?

પ્રભાવતી-એમાં શું ? હું કંઇ પારકી છું ?

હરિશ્ચંદ્ર—બધું સમજું છું, પ્રભાવતી. પણ કાલ ઉઠીને સરયૂને પરણાવવી પડશે. અત્યારથી સાધ કરી રાખવી એ આપણી ફરજ છે. તું ધારે છે કે તારો જેઠ કંઇ મદદ કરશે, પણ એ વાત પર કદી આશા રાખતી નહિં. તે એક બદામ પણ આપવાનો નથી.

પ્રભાવતી—પછીની વાત પછી. સહેજ પ્રયત્ન કરશો એટલે નોકરી મળી રહેશે.

હરિશ્ચંદ્રે ઘણા પ્રયત્ન કર્યા પણ નોકરી ન મળી. તેથી પ્રભાવતીનાં અનાજપર ગુજારો કરવો પડ્યો. ત્યારબાદ ઉપરાઉપરી બે વર્ષ મોળાં જવાથી આખા દેશમાં હાહાકાર ફેલાઇ રહ્યો. બે વરસમાં પ્રભાવતીને મોહનપુરથી એક મૂઠી પણ અનાજ ન મળ્યું. ઉલટા ઘરના પૈસા કાઢી મહેસૂલ ભરવું પડ્યું. હરિશ્ચંદ્રની વહુનાં શરીર પર જે એકાદ બે પિત્તળીઆં હતા તેપણ મારવા મૂકાયાં ! ત્યારબાદ પ્રભાવતીના કહેવાથી હરિશ્ચંદ્રે તેના ઘરેણા ગીરો મુકી ગામમાં એક મોદીખાનાની દુકાન ઉઘાડી. તેણે ધાર્યું હતું કે જેમ બને તેમ જલદી બ્હેનનાં ઘરેણાં છોડાવી આવીશ. પરંતુ નસીબ પાધરૂં ન ફર્યું. તેને મોદીખાનાના વેપારનો અનુભવ નહોતો, વળી તે નવોસવો વેપારી હતો. આથી તેને એટલી ખોટ ગઇ કે શું કરવું તેના સુઝ પડી નહિ.

ત્યારબાદ થોડાં વર્ષો જમીનમાં પાક ઉતર્યો ખરો. પણ ખાવામાં અને વ્યાજ ભરવામાં બધું [illegible] વપરાઇ જતું હોવાથી ઘરેણા છોડાવી

શકાયાં નહિ. આ ચિંતામાં ને ચિંતામાં હરિશ્ચંદ્રનું શરીર ગળવા લાગ્યું.

સરયૂ પણ વિવાહ યોગ્ય ઉમરે પહોંચી હતી. પ્રભાવતીએ ભાઈને વાર શોધી લાવવાનું કહ્યું. હરિશ્ચંદ્રે પ્રયત્નમાં ખામી ન રાખી પણ મનને ગમે તેવો વર કે ઘર ક્યાં?

સરયૂ તરફ જોઈ પ્રભાવતી ઉના નિસાસા નાખતી. તે દહાડે દહાડે સુકાવા લાગી. ઉંઘ ને આહારનો લોપ થઇ ગયો. હરિશ્ચંદ્રની વહુ તેને આશ્વાસન આપી કહેતી, "બ્હેન! વિચાર કરવાથી શું વળે! સરયૂ શું કુંવારી તો ઓછીજ રહેવાની છે? વિવાહની ઉમર થતાં જ વર એની મેળે આવી હાજર થશે."

પ્રભાવતી નિસાસો નાખી જવાબ આપતી, "ભાભી, ક્યારે વર આવી હાજર થશે? સરયૂને ચૌદ વર્ષ થવા આવ્યાં. તેની સહચરિઓ-માંની બધી પરણી છે. વળી વિવાહ પણ શી રીતે થાય? આજકાલ વિવાહનું બજાર કેટલું તેજ છે.! ભાભી, ગરીબનાં ઘરની છોડી આ જમાનામાં પરણે એવું લાગતું નથી. સરયૂને બધા પ્રસંદ તો કરે છે, પણ આપવા લેવાની વાત થતાં જ એ પસંદગી કોણ જાણે ક્યાં ચાલી જાય છે."

"પણ તમારા ભાઇ શું કરી આવે છે, તે તો જુઓ."

"એ આશા નિષ્ફળ છે. તેઓએ તો ચોખ્ખો જવાબ આપ્યો છે. એક પૈસો પણ ત્યાંથી મળવાનો નથી. મારા સસરા જ્યારે મરણ પામ્યા ત્યારે તેજુરી તર હતી. કેટલાય રૂપીઆ વ્યાજે ફરતા હતા. પણ તે બધા મચાવી પાડનાર અત્યારે મને મદદ કરે? મારા જેઠ જેવો વિશ્વાસઘાતી માણસ મળવો મુશ્કેલ છે. મેં લખ્યું કે વધારે

નહિ તો બસો રૂપીઆ પણ સરયૂના વિવાહમાં આપો, પણ તેમણે જવાબ આપ્યો કે સરયૂની સાથે મારે શો સંબંધ છે? જ્યારથી જમીનના ભાગ પાડી બાપને ઘેર ગઇ છે, ત્યારથી મારો તેની સાથેનો બધો સંબંધ તૂટી ગયો છે. હવે શું થશે ભાભી? સરયૂનું શું થશે ?"

"બ્હેન, ચિંતા ન કરો ! વિવાહ કોનો નથી થતો ! ગમે ત્યાં થઇ રહેશે."

"એવો આશીર્વાદ આપજો બ્હેન ! હવે તો હું હારી છું. સારો નરસો ગમે તેવો વર મળે એટલે પત્યું. હવે તો બધું પતે તો ઠીક. કોણ જાણે કેવું નસીબ લઇ મેં જન્મ લીધો છે કે જાતે સુખી થતી નથી ને બીજાને સુખી કરી શકતી નથી.

"તમારી સ્થિતિ જોઇ સરયૂ પણ સુકાતી જાય છે. તમે તેની સમક્ષ જેમ તેમ બોલશો નહિ. વૈશાખમાસ આવે એટલે વિવાહ કર્યા સિવાય છૂટકો જ ક્યાં છે.

"પણ ઘરમાં તો કોડી પણ નથી, શી રીતે વિવાહ થશે? રસ્તાનો ભિખારી પણ ચારસો-પાંચસો રૂપીઆ માગે છે, શું થશે ભાભી ?"

"તમારા ભાઇએ તમને બહુ વિચાર કરવાની મના કરી છે. તેણે કહ્યું છે કે જર જમીન ગીરો મૂકીને પણ સરયુનો વિવાહ કરવો જ પડશે. તેમણે વૈશાખ માસમાં વિવાહ કરવાનો નિશ્ચય કર્યો છે. તેઓ આવતી વેળા નવાં ગામ જતા આવશે, ત્યાં બધુ પાકું કરી આવવાના છે.

"એ પ્રયત્ન પણ કરી જોયો પરંતુ તમારા જેઠની બીકથી કોઇ એ જમીન લેવા તૈયાર થયું નથી. તે પોતે પણ જમીન પાછી રાખવા માગતા નથી.

" મને હેરાન કરવી એ જ તેનો ઉદ્દેશ લાગે છે. પરંતુ તે એટલું સમજતા નથી કે છોકરી કુંવારી રહેશે તો આપણા ભેગું એમનું પણ નાક કપાશે. આ બધું મરી જેઠાણીનું કામ છે. એમના જેવી શયતાની બીજી કોઇ નહિ કરતું હોય.

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં દિવસ વીત્યો. સંધ્યાકાળ પછી હરિશ્ચંદ્ર આવ્યો. તેનાં મોં પરથી પ્રભાવતી જાણી ગઇ કે કાર્ય સફળ થયું નથી. તેણે હાથ પગ ધોયા બાદ પ્રભાવતીએ પૂછ્યું, " ક્યાં સુધી ગયા ભાઇ ? "

હરિશ્ચંદ્રે કહ્યું, " એ પાજી એક પૈસો પણ આપશે નહિ. ગામના લોકો પણ મધ્યસ્થતા કરવા તૈયાર થતા નથી. વળી મારી છોડી પણ પરણાવવા જેવડી થઇ છે. પોતાનાં છોકરાંને પડતાં મૂકી બીજાનાં છોકરાંને મદદ કરવાં જાઉં એવો મુરખ હું નથી. " તેની વાત સાંભળી શાસ્ત્રીજીએ ગુસ્સે થઇ કહ્યું, " ભાઇ હરિશ્ચંદ્ર. અહીંથી પૈસો પણ મળે તેમ નથી, એ કજાત તને પાઇ પરખાવે તેમ નથી ! હું શું કરૂં ? ચાલ્યો આવ્યો. આવતી વખત પૂછતો આવ્યો કે બીજી મદદ ન કરો તો આ છ વીઘાં જમીનપર તો રૂપીઆ આપો. પણ એ વાત તેણે ન સ્વીકારી. આવતી વેળા નવાગામ ગયો ત્યાં ચારસો રૂપીઆમાં વિવાહ પાકો કરવાનું જણાવ્યું છે, પણ તેઓ ફરી બેઠા છે. તેમણે જણાવ્યું કે, " એ છોડી અમારે કામની નહિ. છોડી ઉપરથી જોતાં સુંદર હોય તેમાં શું ? તે દુર્ગુણનો ભંડાર છે, તેની મા વઢકારી છે !" હું સમજી ગયો કે આ પણ એ શયતાનની જ બાજી છે. હું કંઈ ન કહેતાં, વધારે આજીજી નં કરતાં સીધો અહીં આવ્યો. "

પ્રભાવતી આંખો લૂછી બોલી, " બધી તરફથી આગ સળગાવી છે. મેં તો તેમનું કશું બગાડ્યું નથી ! "

હરિશ્ચંદ્ર-પ્રભા બ્હેન, તું રડે છે શા માટે ? તારી આંખમાં આંસુ મારાથી જોઇ શકાતાં નથી. બીશ નહિ, વૈશાખ માસનાં લગ્ન ખડવા દેવાનો નથી. સરયૂનો વિવાહ થશે જ.

પ્રભાવતી-પણ પૈસા કયાંથી કાઢશું ?

હરિશ્ચંદ્ર-મારું ઘર, મારી જમીન બધું વેચી સરયૂને પરણાવીશ.

પ્રભાવતી-છેવટે ભાઇ ! મારે માટે તમે ભિખારી બનશો ?

હરિશ્ચંદ્ર-ભગવાને જે તેમ ધાર્યું હશે તો તેમ થશે, નસીબ ખેડવવાને કોણ શક્તિમાન છે ? સરયૂ ક્યાં ગઈ ?

પ્રભાવતી-તેને શરીરે ઠીક નથી, સૂઇ રહી છે.

આ પ્રમાણે એક માસ વીતી ગયો. વૈશાખ માસ બેઠો. હવે શું કરવું ? સરયૂને ઘરમાં શી રીતે રાખવી. પ્રભાવતીની આંખે અંધારાં આવવા લાગ્યાં. પોતાને માટે મા ને મામા કેટલાં બધાં ઉદાસ રહે છે, એ વિચારમાં ને વિચારમાં સરયૂ પણ દુબળી થતી જાય છે. એ સમયે રામપ્રસાદ રામપુર આવ્યો. હરિશ્ચંદ્રનું ઘર પૂછતો પૂછતો ગામમાં પેઠો. રસ્તામાં એક ગૃહસ્થે ઘર બતાવતાં કહ્યું, " એ બિચારો ભાણેજના વિવાહની ચિંતામાં ડુબી ગયો છે, છોડી મોટી થઇ છે, આ વરસે પરણાવ્યા સિવાય ચાલે તેમ નથી. આપ શું કન્યા જોવા આવ્યા છો ? "

એ વખતે રામપ્રસાદને કપટ વિચાર આવ્યો. તેણે આગળ પાછળનો વિચાર ન કરતાં જવાબ આપ્યો, " હા ભાઇ, હું ગોર છું."

" વારૂ વારૂ " કહી પેલા માણસે હરિશ્ચંદ્રની દુકાન તરફ આંગળી કરી કહ્યું, "જુઓ પેલી દુકાન, ત્યાં તેનું મકાન છે, ત્યાં જશો એટલે દુકાનમાંજ તેનો મેળાપ થશે."

તે માણુસ પોતાનાં કામે ચાલ્યો ગયો. રામપ્રસાદે દુકાન પાસે આવી દુકાનમાં બેઠેલા નિસ્તેજ ચહેરાના માણસને પૂછ્યું, " શું આપનું નામ હરિશ્ચંદ્ર ? મારૂં નામ નવીનચંદ્ર પુરાણી છે. ગોરપદું કરૂં છું. આપની ભાણેજને જોવા આવ્યો છું. મારા હાથમાં ઘણા વર છે."

હરિશ્ચંદ્રે બેઆકળા ઉઠી ગોરને આસન આપ્યું, હુકો ભરી આપ્યો. ગોરે કહ્યું કે હું તમાકુ પીતો નથી."

હરિશ્ચંદ્રે કહ્યું, " છોડીને માટે હું મુશીબતમાં આવી પડયો છું. આપ મને ચિંતામુક્ત કરશો તો ભગવાન આપનું સારૂં કરશે.

ગોર–એ કામ તો પ્રભુનું છે. હું તો તેમનું હથિઆર માત્ર છું. છોડી કેટલા વરસની છે ?

હરિ–લગભગ ચૌદ વરસની.

ગોર–તેનું સગું વહાલું કોઇ છે ?

હરિ–મા, ભાભુ ને ભાઇજી, પણ ભાભુ ભાઇજી તેની ખબર રાખતાં નથી.

ગોર–એ કળિયુગનો ધર્મ છે. વારૂ, આ માસમાંજ વિવાહ કરી આપીશ.

હરિ–પણ ગરીબની છોડીને લેશે કોણ ?

ગોર–ગરીબની છોડીનો વિવાહ નહિ થતો હોય ?

એમ કહી ગોર મહારાજ નહાયા, જમ્યા. પ્રભાવતીએ કમાડની તરેડમાંથી ગોર તરફ જોયું. ગોર રૂપાળો હતો, નાનો હતો. આ શું ગોર છે? કે પોતેજ વર છે! એ પણ અસંભવિત નથી. વિચાર કરતાં કરતાં પ્રભાવતીના હૃદયમાં એક જૂની સ્મૃતિ જાગી ઉઠી. આ મોં કોના જેવું છે? મેં નક્કી આવું મોં જોયું છે. પરંતુ ક્યાં તે યાદ આવતું નથી. મોં બહુ સુંદર છે, મેં જોએલું મોં પણ આવું જ સુંદર હતું. તેને યાદ આવ્યું, પતિ સાંભર્યો, તેણે મનમાં વિચાર કર્યો, "હાય! એ જીવતા હોત તો! એનું મોં આવું જ હતું, અત્યારે આ ગોરનું મોં જોતા મને જેટલો આનંદ આવે છે, તેવો જ આનંદ એનું મોં જોતાં થતો, પણ તેનું શરીર અત્યારે આ પૃથ્વીપર નથી." મનુષ્ય જાય, પણ તેની સ્મૃતિ ચિરકાળ રહે છે. પ્રભાવતીના હૃદયમાં પણ જૂની સ્મૃતિ ઝળહળી ઉઠી. તેની આંખમાં આંસુ આવ્યાં. પણ રામપ્રસાદની સ્મૃતિ તો પ્રભાવતીના અંતઃકરણમાંથી ભૂસાઇ ગઇ હતી. બાર તેર વરસ પહેલાં તેને જોયો હતો. આજે બાળક યુવાન થયો હતો. તેનું દુર્બળ શરીર પુષ્ટ થયું હતું. પ્રભાવતી તે તેને શી રીતે ઓળખી શકે? વળી તેણે સાંભળ્યું હતું કે રામપ્રસાદ નાસી ગયો છે. લોકો કહેતા કે તે મરણ પામ્યો છે. આવી સ્થિતિમાં આ રામપ્રસાદ હશે, એવું કોઇ ધારી શકે તેમ ન હોતું.

જમ્યા બાદ રામપ્રસાદ બહાર આવ્યો. હરિશ્ચંદ્ર સરયૂને સારાં કપડાં પહેરાવી બહાર લાવ્યો. સરયૂનું રૂપ જોઇ ગોર મહારાજ તેનાં બહુ વખાણ કરવા લાગ્યા. ગોરે કહ્યું, "આ છોડીના વિવાહની ચિંતા! આ મહિનામાં જ વિવાહ થશે. તારૂં નામ શું બેટા?"

સરયૂએ નીચું મોં કરી કહ્યું, "સરયૂ"

રામપ્રસાદે કહ્યું, "જા બ્હેન! તારી માને ગોર મહારાજને દક્ષિણા આપવાનું કહે. હું જરૂર વિવાહ કરી આપીશ. તે માટે કશી ફિકર રાખતાં નહિ."

પ્રભાવતી પડદા પાછળ ઉભી હતી. ગોરનો અવાજ સાંભળી તેની હૃદયતંત્રી ઝણઝણવા લાગી. માણસનો ચહેરો મળતો આવે, પણ બંનેના અવાજ પણ એક સરખા હોય ત્યારે શું રામપ્રસાદ જીવતો છે. ના. તેને મરણ પામ્યે તો આજે દશ વર્ષ થયાં.

ચિંતાતુર ચહેરે પ્રભાવતી ઘરમાં પેઠી. આ તરફ ગોર મહારાજ પણ દક્ષિણા લઇ રજા લઇ વિદાય થયા. મોહનપુર ન જતાં તે વીરમગામ તરફ ચલ્યો. સંધ્યાકાળ વખતે પહોંચી દેવીદાસ વકીલને ઘેર ઉતારો કર્યો. વાતચીત થયા બાદ, નાસ્તો લીધા બાદ રામપ્રસાદે કહ્યું, "આજે કંઇ ખાસ કામ સબબ આવ્યો છું!"

દેવીદાસ-શું કામ છે? આ વખતે ઘરનાં ઘરનું દાનપત્ર તો નથી લખાવવું ને!"

રામ-ના, એવું તો કંઇ નથી. આ વખત ગોરપણું કરવા આવ્યો છું.

દેવીદાસ-એ ધંધો પણ ખરાબ નથી, એમાં પણ ઘણો લાભ છે પૈસા, આશીર્વાદ ને ગાળાગાળી ત્રણે એ ધંધામાં પ્રાપ્ત થાય છે. કોઇ કોઇ વખતે ગોરમહારાજને માર પણ પડે છે.

રામ-ગાળો આપવી હોય તો પછી આપજો, માર મારવો હોય તો પ્રથમથી મારી લો પરંતુ આપને એક અનાથ વિધવાની કન્યાને ઠેકાણે પાડવી પડશે.

દેવીદાસ મો ગંભીર કરી બોલ્યો, "છોડી કેવડી છે, કેવી છે, કેટલા રૂપીઆ આપશે !

રામપ્રસાદે બધી વાત કહી, બધું કહ્યા બાદ જણાવ્યું કે "છોડી સુંદર છે, સદ્‌ગુણી છે. પૈસા સંબંધમાં આપને ત્યાગ સ્વીકારવો પડશે."

થોડીવાર વિચાર કર્યા બાદ દેવીદાસે કહ્યું, પ્રથમ કન્યા કેવી છે, તે જોઇએ. તે બાદ બધી વાત કરશું.

રામ–ત્યારે કન્યા જોવા ક્યારે જાશું ?

દેવીદાસ–કાલે કોર્ટ બંધ છે, જો આપને અડચણ ન હોય તો કાલે જ.

રામ–પરંતુ એક વાત યાદ રાખવાની છે. હું ગોર છું એવી ઓળખાણ આપી આવ્યો હોવાથી જો પ્રભુ કરે તો મારે વિવાહ થાય ત્યાં સુધી ગોર જ રહેવું છે. હું મારૂં નામ નવીનચંદ્ર જણાવી આવ્યો છું.

દેવીદાસ–વારુ, એમ જ થશે.

બીજે દિવસે બંને હરિશ્ચંદ્રને ઘેર પહોંચ્યા. હરિશ્ચંદ્રે આદરમાનપૂર્વક બેઠકમાં બેસાડ્યા. ગોરે ઓળખાણ કરાવતાં કહ્યું. "આ ગૃહસ્થનું નામ દેવીદાસ છે, તેઓ વીરમગામમાં વકીલાત કરે છે. તેનો નાનો ભાઇ બી. એ. ક્લાસમાં ભણે છે, તેની સાથે સરયૂનો વિવાહ કરવાનો છે.

વસ્તી ઓળખાણ થવાથી હરિશ્ચંદ્રની આંખો ઓડે આવી. છોકરો બી. એ ભણે છે, ભાઈ વકીલાત કરે છે શું આ ઘેર વિવાહ થશે ? ગોર બાળક છે, તેથી વગર સમજ્યે આવાં મોટાં ઘેર વિવાહ કરવા ઇચ્છે છે. આ પ્રમાણે વિચાર કરતો કરતો હરિશ્ચંદ્ર ઘરમાં સમાચાર આપવા ગયો.

પ્રભાવતીએ કહ્યું, "બાઇ, છોડી મોટી થઈ છે, માટે બતાવવામાં આપણું શું જાય ?

હરિશ્ચંદ્રે પોતાની અવસ્થાના પ્રમાણમાં વિશેષ આદરસત્કાર કર્યો, જમ્યા બાદ સરયૂને પાનસોપારી આપવા બોલાવી. દેવીદાસે કન્યા જોઇ, પસંદ કરી કહ્યું, "છોડી મને પસંદ છે, હવે આપ વર જોઇ જાઓ તો સારૂં. બંને પક્ષ નજરેનજર જોઇને વિવાહ કરે તો કોઈને પસ્તાવાનું ન રહે."

હરિશ્ચંદ્ર માથું ખંજવાળતો બોલ્યો, "વરમાં જોવાપણું શું હોય, જો આપ કૃપા કરી કન્યાને ઠેકાણે પાડવા તત્પર હો તો વરને જોઇ જાઉં, નહિ તો પછી નકામો પરિશ્રમ શા માટે? કન્યા બાપ વિનાની છે, આપના ઘરને તોલે આવે તેવું ઘર નથી. પછી જેવી આપની મરજી."

દેવીદાસે કહ્યું, "વારુ, વારુ, એક વખત વર જોઇ જાઓ, ત્યાર બાદ બીજી વાત.

બીજે દિવસે હરિશ્ચંદ્ર તેઓની સાથે વર જોવા ગયો. હરિવદનનું રૂપ, ઘરની સ્થિતિ, સદ્‌ગુણ ઇત્યાદિ જોઇ તે નિરાશ થઇ ગયો. આવી સ્થિતિના માણસ સાથે વિવાહની વાત કરતાં તેને બહુ શરમ આવવા લાગી. તેણે ગોરને એકાંતમાં બોલાવી કહ્યું, "મહારાજ ! આ શું કરો છો ? આવા ઘેર અમારી દીકરી હોય ? આપને તો મેં સ્પષ્ટ જણાવી દીધું કે કન્યા તરફથી કોડી પણ મળવાની નથી.

ગોરે કહ્યું, "જો આપને છોકરો પસંદ હોય તો વિવાહ થવાનો જ. મારા પર વિશ્વાસ રાખો.

હરિશ્ચંદ્ર ચિંતાતુર વદને ઘેર પાછો ફર્યો. રામપ્રસાદે દેવીદાસને પૂછ્યું, "હવે આપનો મત આપો. જો ગરીબની કન્યા લાવવામાં અડચણ ન હોય તો કેટલા રૂપીઆમાં પતશે, તે વાત બોલી દો."

દેવીદાસ–કન્યાના મામાએ કહ્યું છે કે એક પૈસો ખર્ચ કરવાની તેની શક્તિ નથી.

રામ–તે તો થયું, પણ આપ ક્યાં સુધી લેવા ચાહો છો?

દેવીદાસ–આપશે કોણ?

રામ–હું. તોપણ આપની માગણી મારી શક્તિ મુજબની હોય તો હું રાજી થઇશ.

દેવીદાસ–આપ કેટલું આપી શકશો?

રામ–બહુ તો હજાર રૂપીઆ.

દેવીદાસ-હજાર રૂપીઆમાં આવો છોકરો મળે?

રામ–એ હું જાણું છું. બીજે વિવાહ થતાં આપ ઓછામાં ઓછા પાંચેક હજાર રૂપીઆ મેળવી શકો, પણ મેં પ્રથમથી કહી દીધું છે કે આપને કંઇ ત્યાગ કરવો પડશે.

દેવીદાસ–ચાર હજાર રૂપીઆનો ત્યાગ કંઇ નાનો સુનો છે?

રામ–આપને માટે તો ખચીત છે જ.

દેવીદાસ–કેમ?

રામ–આપને પૈસાનો તોટો નથી. દુઃખી વિધવાને દુઃખમાંથી મુક્ત કરવાનું પુણ્ય થશે.

દેવીદાસ–બરાબર.

રામ–કેમ કંઇ બોલતા નથી?

દેવીદાસ–હું એક સરતે વિવાહ કરવા ઇચ્છું છું.

રામ—પ્રસ્મ શમ્ન.

દેવીદાસ—આ વિવાહમાં હું કન્યાપક્ષનો એક પૈસો પણ લેવા ઇચ્છતો નથી. જો આપ આ વાત સ્વીકારો તો આવતી વૈશાક વદ ૫ ને રોજ વિવાહ નક્કી કરું.

રામપ્રસાદ ગદગદ કંઠે બોલ્યો, "આપ મનુષ્ય છો કે દેવ!"

દેવીદાસે હસતાં હસતાં કહ્યું, "હું મનુષ્ય નથી, દેવ પણ નથી. હું ભૂત છું."

રામપ્રસાદે કહ્યું, "ભૂત તો નથી પણ એક અદભુત મનુષ્ય છો એ તો નક્કી હા.! જો આપની માફક સર્વ ઉદાર હોય તો આ દુઃખથી હાહાકાર કરતી પૃથ્વી સ્વર્ગ બની જાત."

દેવીદાસ જરા હસ્યો. રામપ્રસાદે ફરીથી પૂછયું, "આભૂષણ વિનાની કન્યાનું દાન ન કરાય માટે હું કન્યાને એકાદ બે દાગીના આપું તો તેથી આપને અડચણ તો નહિ થાય?"

દેવીદાસે કહ્યું, "ના તોપણ તેની કિંમત વધારે ન હોય તો સારૂં. રામપ્રસાદભાઇ! હું બે કારણથી આ વિવાહમાં સંમતિ આપું છું. પ્રથમ તો એ કે છોડી સુંદર છે, ગુણવાન છે, બીજું એ કે આપની સાથે કોઇ પ્રકારના ગાઢ સંબંધમાં બંધાવાની મારી અભિલાષા એ દ્વારા તૃપ્ત થાય છે. આપના જેવા સજ્જન, ઉદાર અને પરોપકારી યુવકને સંબંધી તરીકે સ્વીકારતા મને બહુ આનંદ થાય છે. આપ તેમને વિવાહની તૈયારી માટે લખી જણાવશો.

રામપ્રસાદે કહ્યું "આપ એકાદ બેપીઓ બોલી આપો, હું એક પત્ર લખી આપું. હું કાલે જ મુંબઇ જવાનો છું. પાછા આવતાં ૪-૫ દિવસનો વિલંબ થશે, એ દરમિયાન આપ બધી તયારી કરી મૂકો.

બીજે દિવસે પત્ર લઈ એક ખેપીઓ રામપુર તરફ રવાના થયો. પત્ર વાંચી હરિશ્ચંદ્ર તો અવાક્ થઈ ગયો. આ બનાવ એને મન સ્વપ્ન સમાન લાગ્યો. ગોર લખે છે કે "આપ બધી તૈયારી કરી રાખશો. વૈશાક વદ ૫ નું મુહુર્ત રાખજો. એ પહેલાં હું તમને મળી શકીશ નહિ. હું કામ સબબ બહારગામ જાઉં છું. તે દિવસે હાજર થઈશ. લેવા દેવાની વાત રહી નથી. આપ કશી ચિંતા ન રાખતા. તોપણ કન્યાની માને કહી રાખશો કે મને મારી દક્ષિણા મહેનતના પ્રમાણમાં મળવી જોઈએ."

પ્રભાવતીને આ સમાચાર મળ્યા, તે બેભાન બની ગઈ. ભાનમાં આવ્યા બાદ તેણે પૂછ્યું, "બાઈ આ શું સ્વપ્ન છે? શું ખરેખર સરયૂના વિવાહ એવાં મોટાં ઘેર થવાના છે? શું તેઓ આ ગરીબની કન્યા ગ્રહણ કરશે?

હરિશ્ચંદ્રે કહ્યું, "ભગવાનની એવી જ ઇચ્છા જણાય છે. તોપણ જ્યાં સુધી કાર્ય પૂરું થાય નહિ ત્યાં સુધી મને વિશ્વાસ પડતો નથી. ગમે તેમ પણ ગોર બહુ સારો છે, તેને સારી પેઠે દક્ષિણા આપવી પડશે."

લગ્ન નક્કી થયું. કંકોત્રીઓ લખાઈ ગઈ. વિવાહને ચાર દિવસ આડા હતા. એ દરમિઆન હરિશ્ચંદ્રના નમનો એક રજીસ્ટર કાગળ આવ્યો. હરિશ્ચંદ્રે કાંપતા હાથે કવર ફોડયું. અંદરથી બસો રૂપીઆની નોટ અને એક પત્ર નીકળ્યો. હરિશ્ચંદ્ર તો દિગ્મૂઢ બની ગયો. પત્રમાં એક લીટી લખી હતી. તેની મતલબ એ હતી કે "આ સરયૂનાં લગ્નનું ખર્ચ છે, લેવામાં અડચણ કરશો નહિ. લી. કોઈ સંબંધી."

આ દુનિયામાં સરયૂનું કે પોતાનું એવું કોણ સંબંધી છે કે આ રીતે બસો રૂપીઆ મોકલે એ પ્રશ્નનો જવાબ હરિશ્ચંદ્ર આપી શક્યો નહિ. તેણે બહુ વિચાર કર્યો. પત્તો મેળવવા પ્રયત્ન કર્યો છતાં પત્તો ન મળ્યો. છેવટે તેણે નકી કર્યું કે આ દેવીદાસની જ કીર્તિ છે ! તેઓએ જ આ ઉદારતા વાપરી છે. વિવાહનું ખર્ચ દેવું કરીને કરવું પડે એમ હોવાથી પ્રથમથી સમજી તેમણે આ મદદ મોકલી છે. તેણે ઘરમાં જઇ આ સમાચાર આપ્યા. બધું સાંભળી પ્રભાવતીએ કહ્યું, " મને બીજી શંકા જાય છે. આ બધું પેલા ગોરનું કામ લાગે છે. "

હરિશ્ચંદ્ર–" ગોરનું કામ! પ્રભાવતી બ્હેન, શું કહો છો ? "

પ્રભાવતી–" ભાઇ, મને શક પડે છે કે તે ગોર નથી. "

હરિચંદ્ર–ત્યારે કોણ છે ?

પ્રભાવતી–મારો દિયર રામપ્રસાદ. હું તેને ઓળખતા છતાં ઓ-ળખતી નથી. મોં આંખ બધું મારા દિયર જેવું જ છે. અવાજ પણ તેવો જ છે.

હરિશ્ચંદ્ર–મેં સાંભળ્યું છે કે તે મરી ગયો છે.

પ્રભાવતી–મુવો નથી, પેલી રાક્ષસીના જુલમથી નાસી ગયો છે.

હરિશ્ચંદ્ર–નવાઇ જેવી વાત નથી લાગતી. વારુ, ગોરને વિદાય કરતી વેળા બધી ભાળ લેવી પડશે.

જાન આવી, આખું ગામ વરનાં વખાણ કરવા લાગ્યું. ગામની ગુણગ્રાહક સ્ત્રીઓ કહેવા લાગી–જેવું પ્રભાવતીનું મન છે, તેવો જ જમાઇ છે. આવા ગરીબની છોડી આવાં ઘેર જશે એમ કોઇએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું ! સારૂં થયું. વરને કન્યાનું જોડું સુંદર જામશે. "

કન્યાનું સંપ્રદાન કરતી વેળા રામપ્રસાદે સરયૂને એક મોતીની માળા અને હીરાનાં એરિંગ પહેરાવ્યાં. અને કહ્યું. "હવે સંપ્રદાન કરો, આભૂષણ વિનાની કન્યાનું સંપ્રદાન શાસ્ત્રનિષિદ્ધ છે."

વિવાહ થઈ ગયો. દેવીદાસે પેટી ઉઘાડી સરયૂને દાગીના પહેરાવ્યા. રામપ્રસાદ અત્યાર સુધી કંઇ બહાનું કાઢી બહાર રહ્યો હતો, તે આ વખતે સ્ત્રીઓના ઓરડામાં જઈ પહોંચ્યો. એક પ્રૌઢ વ્યક્તિએ કહ્યું કે "ભાઇ, ત્યાં તો બૈરાંઓ બેઠાં છે!"

રામપ્રસાદે કહ્યું, "ભાઇ! હું ગોર છું. હું રજા લેવા માટે કન્યાની મા પાસે જાઉં છું."

પ્રભાવતીનો આનંદ માતો નહોતો. આવી રીતે સરયૂનું નસીબ ખૂલશે એવું તેણે કદી ધાર્યું નહોતું. જેણે ગમે તેવા માણસ સાથે કન્યા પરણાવી દેવાનો નિશ્ચય કર્યો હતો તેની કન્યા આજે રાજાની રાણીની માફક શોભતી હતી. આજે પ્રભાવતીને બહુ આનંદ થતો હતો. એ આનંદમા દીલગીરી માત્ર એટલી જ હતી કે પોતાનો પતિ આ સુખ જોવાને હયાત નહોતો. પ્રભાવતીને આ વાત વારંવાર સાભરી આવતી, તેની આંખમાથી છાનાં છાનાં એકાદ બે આસુ ટપકતાં. તે વિચારતી હતી કે આજે જો તે જીવતા હોત તો સરયૂને આવા કુલીન વર સાથે પરણાવ્યા બદલ તેને કેવો આનંદ થાત! તે જ્યારે ફરતી ફરતી લોકોની સગવડ તપાસતી હતી ત્યારે ગોરે આવી કહ્યું, "કન્યાની મા ક્યાં છે? મને દક્ષિણા આપો."

મોં ફેરવી જરા હસી પ્રભાવતી રડી પડી. તેણે રામપ્રસાદનો હાથ પકડી ગદગદ કંઠે કહ્યું "દિયરજી!"

રામપ્રસાદ તેવા જ અવાજે બોલ્યો, "ભાભી!"

બંને સ્તબ્ધ થઇ ઉભાં. બંનેની આંખોમાંથી આંસુની રેલ ચાલી એક બીજાનો હાથ પકડી બંને રડવા લાગ્યાં. જેઓએ આ કરૂણા ચિત્ર જોયું તેઓ વિમૂઢ બની આ દેખાવ જોતા ઉભા રહ્યા. ઘણી-વાર પછી પ્રભાવતીએ કહ્યું, "ભાઇ, તમને શી દક્ષિણા આપું! હું જન્મ દુઃખિની છું મારી પાસે શું હોય?"

રામપ્રસાદે કહ્યું, "જે છે, જે લઇ શકું તે લઇશ"

એમ કહી તેણે પ્રભાવતીની ચરણરજ લઇ માથે ચડાવી કહ્યું "આ મારી દક્ષિણા, લાખો સોના મહોરો કરતા આ વધારે છે."

ઘરમાંના કુટુંબીઓએ આ વાત સાંભળી, ત્યારે તેઓ રામપ્રસાદનાં વખાણ કરવા લાગ્યાં. રામપ્રસાદ આ વખાણ સહન ન કરી શકવાથી બહાર નાઠો.

વિવાહ વીત્યો, રામપ્રસાદ એકાદ બે દિવસ ત્યાં રહી મોહનપુર આવ્યો. તારાચંદ વગેરે એ આ સંબંધી થોડા ઘણા સમાચાર મેળવ્યા હતા. પણ હવે રામપ્રસાદને મુખે બધી વાત સાંભળી બહુ રાજી થયા. વાત રમાસુંદરીને કાને ગઇ. પ્રથમ તો તેણે આ વાતપર વિશ્વાસ ન મૂક્યો. પણ જ્યારે ખરા સમાચાર મળ્યા ત્યારે રમાસુંદરીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેઓએ ઘણા રૂપીઆ આપી સુત્રાનો વિવાહ કર્યો હતો છતા તેને સરયૂ જેવું સાસરૂં મળ્યુ નહોતું તેને આ બાબત બહુ જ અફસોસ થયો. સુધાએ આખી રાત રડવામાં જ કાઢી.

રામપ્રસાદની રજા પૂરી થઇ. તારાચંદ હવે સાજો થયો હતો. જતી વેળા રામપ્રસાદે કહ્યું. "આપનું શરીર બરાબર સારૂં થાય કે તુરત મુંબઇ આવશો. હું એકાદ કામ સોંપીશ સૌભાગ્યબાઇ ઘેર જ ભલે રહ્યા. આપને જ્યાં સુધી નોકરી ન થાય ત્યાં સુધી હું દરમાસે પંદર રૂપીઆ મોકલતો જઇશ.

## પ્રકરણ ૧૬ મું

# વિધાતાનું દાન



હર્ષ શું હોત ઝિંદગીમાં? હર્ષ શું હોત મૃત્યુમાં,
પ્રેમના રંગથી જો રંગાયું હોત વિશ્વના?

કલાપી

રામપ્રસાદ મુંબઇ આવી કામે વળગ્યો. સાહેબનો વિશ્વાસ ને સ્નેહ ધીમે ધીમે વધતો ચાલ્યો, ઓફિસનાં તમામ કામમાં તે અનુભવી થઇ ગયો હતો. બધાં કાર્યમાં સાહેબ તેની સલાહ લેવા લાગ્યો.

રામપ્રસાદ દરમાસે તારાચંદને ૧૫, પ્રભાવતીને ૫ અને મુક્તાને ૨ રૂપીઆનું મનીઓર્ડર મોકલતો. બે એક માસ પછી તારાચંદ મુંબઇ આવ્યો. રામપ્રસાદે સાહેબને કહી તેને એક નોકરી અપાવી. તારાચંદને તરત વેળા તો ૨૫ રૂપીઆનો પગાર ચાલુ થયો. ખરચ કાઢતાં

જે કંઇ બાકી રહેતું તે તે ઘેર મોકલતો. સૌભાગ્યચંદ ખર્ચ કાઢતાં જે કંઈ બચતું તે દેવામાં આપતો. ધીમે ધીમે દેવું પત્યું, ઘરેણાં પાછાં આવ્યાં. આ પ્રમાણે ધીમે ધીમે તેની પૂર્વ સ્થિતિ પાછી આવી.

તરંગિણી બાર વર્ષની થઇ છે. તેરમું વર્ષ હમણાં જ બેઠું છે. હરિલાલ હજુ નિશ્ચેષ્ટ થઇ બેઠા છે. કન્યાને માટે તેને જરા પણ ચિંતા થતી જણાતી નથી. મનોરમાનું પણ તેમ જ છે.

કોઇ કોઇ વખતે તે હરિલાલને કહેતી. "તરંગિણીના વિવાહનો પ્રયત્ન તો કરો. તેને કુંવારી રાખવી છે કે શું ?"

હરિલાલ જવાબ આપતો હતો કે પ્રયત્ન કરનાર પ્રયત્ન કરે છે, તું સુખેથી ઉંઘ લે.

મનોરમા–પણ, તમારો વિચાર શો છે ?

હરિલાલ–હજુ જાણવો બાકી છે ?

મનોરમા–જો તેમજ હોય તો પછી વાર લગાડો છો શા માટે ?

હરિલાલ–આ વર્ષ જવા દે. તરંગિણીને ચૌદમું વર્ષ બેસે એટલે વિવાહ કરીશું.

તરંગિણી ધીમે ધીમે વર્ષાઋતુની નદીની માફક વધવા લાગી. દિવસે દિવસે તેનાં અંગેઅંગમાં સૌંદર્યની રેલ આવવા લાગી. માની પાસે ઘરનું કામ શીખતી. બપોરે મોજાં ને ગળપટ્ટા ગુંથતી, સવારે ને સાંજે કંઇ પણ સંકોચ વગર રામપ્રસાદ પાસે બેસી વાંચતી, વાતો કરતી અને વાતો સાંભળતી. રામપ્રસાદને માસ્તર કહી બોલાવતી. જ્યાં સુધી તે તેની પાસે હોય ત્યાં સુધી તેનો સમય કેવી રીતે પસાર થતો, એ વાત તેનાથી પણ સમજાતી નહિ. બપોરે રામપ્રસાદ ઓફિસમાં હોય ત્યારે તેનો વખત જતો જ નહિ. બાળિકા જાણતાંમાં

બેઠી બેઠી તેની રાહ જોતી બેસતી. રામપ્રસાદ ઘેર આવતો એટલે હસતી હસતી હાથપગ ધોવા પાણી આપતી. તેનાં લુગડાં સંકેલી મૂકતી. તેનાં મોંપરનું હાસ્ય જોઇ રામપ્રસાદ બધો શ્રમ ભુલી જતો. તે નાસ્તો લાવી રામપ્રસાદ આગળ મૂકતી, રામપ્રસાદ નાસ્તો કરતો. તરંગિણી પવન ઢોળતી અને એકી નજરે તેના ભણી જોઇ રહેતી. આ પ્રમાણે હંમેશાં રામપ્રસાદની સેવા કરતાં તરંગિણીના દિવસો જવા લાગ્યા.

મનોરમા રામપ્રસાદને પુત્રથી પણ અધિક ચાહતી. હરિલાલની તો વાતજ ન કરવી. કુટુંબનો બધો ભાર તેણે રામપ્રસાદપર નાખી દીધો હતો. રામપ્રસાદ જે કરે તે જ થતું. હરિલાલ કે મનોરમા તેના કહેવા પ્રમાણેજ વર્તતાં. આ રીતે બહુજ આનંદમાં દિવસો ચાલ્યા જવા લાગ્યા.

૭ માસ વીતી ગયા. એક દિવસ રાત્રે જમતી વેળા વાત વાતમાં હરિલાલે કહ્યું " તરંગિણીના વિવાહ માટે કેટલાંય માગાં આવ્યાં છે, પણ મેં અત્યાર સુધીમાં કોઇને હા-પાડી નથી, પણ હવે વિલંબ કરવો એ ઠીક નથી. રામ ! તું શું કહે છે ? "

તરંગિણીનાં લગ્નની વાત સાંભળી રામપ્રસાદનું હૃદય કાંપવા લાગ્યું. તે તરત જવાબ આપી શક્યો નહિ. તેણે ફક્ત એટલુંજ કહ્યું, " હા. "

હરિલાલે ફરીથી કહ્યું. " મેં એક જગાએ વચન આપ્યું છે અને લાગે છે કે આવતા માઘ માસમાં લગ્ન કરી નાખીએ. "

રામપ્રસાદે કશો જવાબ ન આપ્યો. જવાબ આપી શક્યો ન તરંગિણીના વિવાહની વાત સાંભળી તેના મનની સ્થિતિ આવી કેમ

થઇ ગઇ ? તરંગિણી શું હંમેશાં કુંવારી રહેવાની છે ? તેનો શું વિવાહ નહિ થવાનો હોય ? ત્યારે તેના હૃદયમાં આટલા બધા ઉછાળા શા માટે ? રામપ્રસાદ પોતે કશું સમજી શક્યો નહિ.

તેને મૂંગો જોઇ હરિલાલે ફરીથી કહ્યું, " છોકરો કંઇ ખરાબ નથી. ભણેલો છે. બાપદાદાની મિલ્કત પણ સારી છે. રોટલાનું દુઃખ કદી પડે તેમ નથી. આપણે માટે તો એટલું બસ છે, શું કહે છે ?"

રામ–હા.

હરિલાલ–અત્યારથી જ થોડી થોડી તૈયારી કરવી પડશે. કાલે જ એક સોનીને બોલાવી દાગીના ઘડાવવા આપજે.

રામ–વારૂ.

હરિલાલ–મેં જે હકીકત કહી તે પરથી શું તને વર ગમ્યો નથી?

ઘુંટડો ગળી જઇ કોઇએ ગળું પકડી રાખ્યું હોય એવા સૂરે રામપ્રસાદે કહ્યું, " વર તો સારો જણાય છે. "

હરિલાલે તેના સામું જોયું. પોતાના અવાજથી પોતેજ ચમકી રામપ્રસાદ જમવામાં મન પરોવવા લાગ્યો પણ જમી શક્યો નહિ. થાળીમાં અન્ન પડયું રહ્યું. હરિલાલે કહ્યું, " તારી થાળીમાં તો બધું જેમનું તેમ પડયું છે, આજે કેમ કંઇ ખાધું નહિ ? "

રામપ્રસાદ ભારે મુશ્કેલીમાં આવી પડયો. ત્યારે શું હરિલાલ તેના મનનો ભાવ જાણી ગયો છે? કેવી શરમની વાત! તેણે જવાબ આપ્યો, " આજે મને બરાબર ભૂખ લાગી નથી. "

બીજી વાતચીત ન થઇ. જમ્યા બાદ દરરોજની માફક આજે પણ તરંગિણી પાન સોપારી આપવા આવી. રામપ્રસાદે આજે તેના મોં સામું ન જોયું. પાન સોપારી ગ્રહણ કરી પોતાના ઓરડામાં

ગયો. અંદરથી સાંકળ વાસી. ત્યારબાદ પથારીમાં પડયો પડયો પોતાના હૃદયમાં જે ધડમથલ થતી હતી તેનું કારણ શોધવા લાગ્યો. તરંગણીના વિવાહની વાતથી મારા મનમાં આમ કેમ થાય છે? વિવાહ તો બધાનો થાય છે. તે સાસરે જશે, પતિ સાથે ઘર માંડશે, એમાં શી નવાઇ? ત્યારે મારા મનમાં આમ કેમ થાય છે? તરંગિણી હવે મારી પાસે ભણવા નહિ આવે, ઓફિસેથી આવીશ એટલે હસતી હસતી સામી નાહિ આવે. સાસરે જશે એટલે હું તેને જોઇ શકીશ નહિ, વિવાહ બાદ તે મારી સાથે વાતચીત પણ નહિ કરે–રામપ્રસાદ આગળ વિચારી શકયો નહિ, તેનું માથું ફરવા લાગ્યું.

થોડીવાર ગુપચુપપણે પડી રહ્યા બાદ ફરીથી વિચારવા લાગ્યો, "તેને હું ન જોઇ શકું તેમાં આટલી બધી વ્યથા શા માટે? ખરેખર તેને નહિ જોવાથી મને દુઃખ ઉત્પન્ન થશે? થશે જ. પણ શા માટે તે હું સમજી શકતો નથી. તો પણ દુઃખ તો થવાનું જ એ નકી છે. મને લાગે છે કે એ દુઃખ હું સહન કરી શકીશ નહિ. બીજાને–જેની સાથે કશો સંબંધ ન હોય તેને–ન જોવાથી આટલું બધું દુઃખ થાય, એ વાત મે આજે જ જાણી. તરંગિણી શું પારકી? તો પછી મારૂં કોણ? પોતાનું કોણ? અત્યારે તો મને તેના જેવું સ્વજન કોઈ જણાતું નથી. મને લાગે છે કે તેની પેઠે મારી સંભાળ લેનાર, આગ્રહ દર્શાવી જમાડનાર આ દુનિઆમાં કોઇ નથી. તરંગિણી મારૂં આટલું બધું નજીકનું સ્વજન છે એ મેં કદી ધાર્યું નહોતું. તરંગિણી મારૂં હૃદય આવરી રહી છે, એ મેં અત્યાર સુધી જાણ્યું નહોતું. હાય! માણસો આને જ પ્રેમ કહેતાં હશે, આનું જ નામ સ્નેહ? હું તેને આટલી બધી ચાહું છું, એ વાત પહેલાં તો કદી

જાણુતો નહિ. તરંગિણી શું આટલું બધું મારા પર હેત રાખતી હશે? એ સરળતાના અવતાર રૂપી બાલિકા, દયાની દેવી, મને ચાહતી હશે? તેના હૃદયમાં મારી પ્રતિમા પડી હશે? તે હું કેવી રીતે જાણી શકું? હું મારૂં હૃદય સમજી શકતો નથી, તે શું પોતાનું હૃદય સમજી શકતી હશે? પણ.....પણ.....હું જેમ તેને ચાહું છું તેજ રીતે તે પણ મને ચાહતી હોય, તો આ દુનિઆમાં મારા જેવો સુખી બીજો કોણ? અભાગીઆના નસીબમાં એવું સુખ હશે? કોણ જાણે વિધાતાના મનમાં શું છે તે? પરંતુ હરિલાલ કાકા મારા મનના ભાવ સમજી ગયા હોય તો કેવું ખરાબ?

રામપ્રસાદને આખી રાત ઉંઘ ન આવી, તેણે પથારીમાં પડચાં પડચાં આમ તેમ પાસાં ફેરવ્યાં.

સવારમાં હંમેશની માફક હાથમાં ચોપડી લઈ તરંગિણી તેની પાસે ભણવા ન આવી. રામપ્રસાદ ઉઠતો હતો, બેસતો હતો. ઘડીમાં ઘડિઆળ તરફ જોતો હતો, ઘડીમાં છાપું વાંચતો હતો. તરંગિણી ક્યાં? તરંગિણી શું આજે ભણવા નહિ આવે? શું તેને શરીરે ઠીક નહિ હોય? ઘરમાં પૂછું? પરંતુ રામપ્રસાદથી એટલું સાહસ ન કરી શકાયું. તે શરમાઈ ગયો, તેણે ધાર્યું કે "હરિલાલકાકા તેના મનમાં મારા વિષે શું ધારશે?

ના, માંદી તો નથી. તરંગિણીનો અવાજ સંભળાતો હતો.

તે તેની પાસે કેમ આવતી નથી? રામપ્રસાદે વિચાર્યું, હું પર પુરુષ છું, તેનો કાલ ઉઠીને વિવાહ થવાનો છે, તેથી તે મારી પાસે શી રીતે આવી શકે? હજુ વિવાહ થયો નથી ત્યાં તરંગિણી મારી

પાસે આવતી બંધ થઈ, તો પછી પરણ્યા પછી તો શું થશે? રામ-પ્રસાદનું મોં ગંભીર થયું. તે નહાયો.

નહાયા બાદ હરિલાલ અને રામપ્રસાદ જમવા બેઠા. હરિલાલે કહ્યું. “ તારા ઓળખીતા સોનીને ત્યાં નેકલેસ, બંગડીઓ વગેરેનો ઓર્ડર આપતો આવજે. તેં સરયૂના વિવાહ વખતે દાગીના ઘડાવ્યા હતા, તે મને બહુ પસંદ આવ્યા હતા. હું બહાના દાખલ ૨૫૦ રૂ. આપું તે તેને આપતો આવજે ”

રામપ્રસાદ “ વારૂ ” કહી, માથું નીચું રાખી જમવા લાગ્યો. માથું બહુ નીચું થઇ ગયું છે, સ્વાભાવિક સ્થિતિ તજી બેડોળ સ્થિતિમાં આવી ગયું છે, તે તરફ તેનું ધ્યાન ન હોતું. હરિલાલ આ સ્થિતિ જોઇ મંદ મંદ હસવા લાગ્યો.

જમ્યો, પાન સોપારી આપવા તરંગિણી કેમ ન આવી ? અકસ્માત્ તરંગિણી આવી, પાનનો ડબો તેની આગળ મૂકી ચાલી ગઇ. ત્યારે શું તરંગિણી પણ મારા મનની વાત સમજી ગઈ છે ? તે પણ મારી દુરાશા જોઇ ગુસ્સે થઇ છે ? તે કશું સમજી શકયો નહિ. ચિંતાતુર વદને ઓફિસ તરફ ચાલ્યો, ઘર બહાર જઇ તેણે ઉઘાડી બારી તરપ નજર કરી. શું જોયું ? તરંગિણી ચિંતાતુર વદને તેના તરફ જોઇ રહી છે. તેને જણાયું કે નકી તરંગિણી મને જોવા માટે આમ ઉભી છે. એક ક્ષણમાં બંનેની નજર મળી. આ ઘરમાં આવ્યા બાદ આવી રીતે હજારોવાર નજર મળી હશે, પરંતુ આવી કંપારી તો આ પ્રથમ જ હતી. આનું કારણ શું ? શા માટે વીજળીના સણકાની પેઠે હૃદયની આરપાર એ વિષાદમય નજર ચાલી જાય છે ? તરંગિણી વધારે વાર થોભી નહિ. કરુણ દૃષ્ટિથી એકવાર તેના તરફ

જોઇ, મોં ફેરવી ચાલી ગઇ. તરંગિણીએ આમ કેમ કર્યું? કોઇ દિવસ તેણે આમ કર્યું નહોતું. તેની નજરમાં તિરસ્કારની છાયા નહોતી. વિષાદ શાનો, ચિંતા શાની?

વિચારતો વિચારતો રામપ્રસાદ ઓફિસે ગયો, આખો દિવસ ઓફિસના કામમાં મન ડુબાડી રાખવાનો પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળતા મળી.

સાંજરે પાછા ઘરતી વેળા સોનીની દુકાને જઇ બહાનું આપ્યું, મુદ્દત ઠરાવી ઘેર આવ્યો. તેણે ધાર્યું હતું કે તરંગિણી મારી આગતા સ્વાગતા માટે ખડી હશે, પણ તરંગિણી નહોતી. તેને જોઇતી ચીજો હાજર હતી. તે નિરાશ થયો.

એકાએક તરંગિણી કેમ બદલાઇ ગઇ? તેનું કારણ છે. ગઇ રાતે હરિલાલે તરંગિણીને બોલાવી કહ્યું હતું કે "આ માસમાં જ તારો વિવાહ થવાનો છે. જ્યાં વિવાહ થશે, તે બહુ આબરૂદાર માણસ છે. તું મોટી થઈ છે, હવે તારે જેની તેની સાથે વાતચીત કરવી એ યોગ્ય નથી. કારણ કે તારાં સાસરિયાં એવી વાત સાંભળે એ ઠીક નથી. હવેથી તારે રામપ્રસાદ પાસે ભણવાનું પણ નથી."

તરંગિણી આંખો ફાડી પિતાના મોં સામું જોઇ રહી ત્યાર પછી નિસાસો નાખી, મોં નીચું કરી ત્યાથી ચાલી ગઇ.

મારે ઘેર વિવાહ થવાનો છે, એ વાત સાંભળી તરંગિણી રાજી ન થઈ. શરમથી તેનું મોં લાલચોળ ન થઇ ગયું. ઉલટું તેનું વદન ફીકું પડી ગયું. કોણ જાણે ક્યાં દુઃખે આવી તેનાં કુમળાં અંતઃકરણને નિરાશાથી છાવરી દીધું.

દુઃખનું કારણ એ હતું કે હવેથી મારે ભણવાનું છોડી દેવું પડશે, હવેથી રામપ્રસાદ સાથે વાતચીત થશે નહિ. રામપ્રસાદ પારકો હતો, તેની સાથે વાત ન કરવી કેવો કઠોર આદેશ! તરંગિણી બધું સહન કરી શકે પણ રામપ્રસાદ સાથે બોલાવાનું બંધ થાય તે કદી સહન ન કરી શકે! તેની નસેનસમાં રામપ્રસાદનો સત્સંગ વહ્યા કરતો હતો. તેની સાથે વાતચીત કર્યા સિવાય તરંગિણીથી રહેવાય કેમ? તે એકાંતમાં જઈ રડી. તેણે વિચાર્યું, મારે વિવાહની શી જરૂર છે? વળી વિવાહ કરવોજ પડે તો માસ્તર સાહેબ સાથેજ થાય તો શું ખોટું? હું ગમે તેની સાથે વિવાહ કરી શકાશ નહિ.

તરંગિણીએ ધાર્યું હતું કે માબાપનાં લાડથી, રામપ્રસાદના સત્સંગથી મારી આખી જિંદગી અનંદમાં પરિપૂર્ણ થશે. તેણે આવું પરિવર્તન કલ્પ્યું નહોતું. આથી આ ઠરાવ સાંભળતાં જ તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. તે જે આશાલતાને વળગી રહી હતી, જે આશા તંતુથી જીવી રહી હતી. તે આશાતંતુ તૂટી ગયો. તેની કલ્પનાના મહેલો ભાગી પડ્યા. આખી રાત તેણે રડી રડીને કાઢી.

તેની મા સવારમાં દીકરીનું મોં જોઇ ચમકી. હરિલાલ તો હસવા લાગ્યો. આખો દિવસ રામપ્રસાદના સહવાસ વગર કાઢવો પડ્યો. સવારમાં રામપ્રસાદનું મોં જોવા તે બારી આગળ ઉભી હતી, તે વખતે બંનેની નજર મળી, એ સિવાય આખા દહાડામાં કોઇએ કોઇનું મોં જોયું નહિ. તરંગિણી પણ પોતાનું મોં રામપ્રસાદથી છુપાવવા ખાસ પ્રયત્નો કરવા લાગી. શા માટે? કોઇને કશું કારણ ન મળ્યું, બંને કોઇ અજ્ઞાન આશંકાથી પિડાવા લાગ્યાં. હરિલાલ આ બધું જોઇ મનમાં બહુ ખુશી થતો હતો.

સાંજરે જમતી વેળા હરિલાલે કહ્યું, "સોનીને દરરોજ તાકીદ કરતો રહેજે. વળી આ વિવાહની બધી તૈયારી પણ તારેજ કરવાની છે. મારૂં શરીર આવી જહેમત ઉઠાવી શકે તેમ નથી, એ તો તું જાણે છે."

રામપ્રસાદ ભોજન કરવામાં મશગુલ હતો. તેણે જવાબ ન આપ્યો. માથું હલાવી સંમતિ આપી. પોતાને જ બધી તૈયારી કરવી પડશે તેને પોતાને જ પોતાના મરણની બધી તૈયારી કરી મૂકવી પડશે. પોતાનેજ પોતાની ચિતા રચી જ્ઞાનપૂર્વક હૃદય ચીરી ચિતામાં હોમવું પડશે. રામપ્રસાદ થરથરવા લાગ્યો. શું હું આટલું બધું કરી શકીશ? ના કહું તો હરિલાલ કાકા શું ધારે? ના ના, એવો અકૃતજ્ઞ હું નહિ થાઉં.

રામપ્રસાદ ભાત હલાવ્યા કરે છે, જમતો નથી, એ જોઈ મનોરમાએ પૂછ્યું, "કેમ બેટા! આજકાલ જમતો નથી? જે આપું છું તે બધું પડ્યું રહે છે!"

રામપ્રસાદે બનાવટી જવાબ આપ્યો, "શરીર સારૂં નથી."

હરિલાલે કહ્યું, "શું આવે સમયે તારૂં શરીર ખરાબ થયું, ત્યારે તો મારી પૂરેપૂરી કમબખ્તી! મેં તો ધાર્યું હતું કે બધો બાર તારા પર નાખી હું મજામાં આનંદ કરીશ."

રામપ્રસાદનો આટલેથી જ છૂટકો થયો નહિ. હરિલાલે કહ્યું, "આ માસ પૂરો થતાં એક બીજું લગન આવે છે. મેં નક્કી કર્યું છે કે તારો પણ વિવાહ કરી નાખવો. મેં કન્યા જોઇ છે, બહુ રૂપાળી છે, ચંપાનાં ફુલ જેવો રંગ છે, મોટી મોટી આંખો છે. શું કહે છે!"

રામપ્રસાદના માથા પર વજ્ર પડ્યું. તેણે ગદગદ કંઠે કહ્યું, "ના કાકા, હું કદી પણ વિવાહ નહિ કરૂં, વળી મારા જેવા જડસાને કન્યાએ કોણ આપે ?"

હરિલાલ વ્યંગમાં બોલ્યો, "તેઓ તને જોઇ ગયા છે, તેઓને તું પસંદ પડ્યો છું, તો પછી જડસો શાનો ? તારા જેવા છોકરા તો હજારમાં એકાદ માંડ મળે !

રામપ્રસાદ મનમાં કહેવા લાગ્યો, "જો ખરેખર એમજ હોય તો પછી મારી ઉપેક્ષા કરી તરંગિણીને બીજે કેમ નાંખો છો ?" તેણે મોટેથી જણાવ્યું, "ગમે તે થાય, હું વિવાહ કરવાનો નથી."

હરિલાલે કહ્યું, "મારા મત મુજબ આવો સંબંધ તરછોડવો એ વાજબી નથી. આજ નહિ તો કાલ પણ લગ્ન કરવાં જ હોય તો પછી આવી રીતે ના પાડવી એ મને ઠીક લાગતું નથી."

રામપ્રસાદે દૃઢતાથી કહ્યું, "હું જીંદગી છે ત્યાંસુધી કદી વિવાહ નહિ કરૂં."

જમ્યા પછી રામપ્રસાદ ચાલ્યો ગયો. બીજે દિવસે રામપ્રસાદે વાતવાતમાં હરિલાલને જણાવી દીધું કે "મુંબઇનાં હવાપાણી મને આફક આવતાં નથી માટે સાહેબ આવ્યા બાદ હું અમદાવાદની ઓફિસમાં બદલી માગીશ."

હરિલાલે કહ્યું, "તરંગિણીનો વિવાહ થઇ જવા દે, ત્યાર પછી જવું હોય તો જજે. આ માસમાં તો તારાથી ક્યાંય જઇ શકાશે નહિ.

તરંગિણી પણ દહાડે દહાડે સુકાવા લાગી. મનોરમાએ એક દિવસ હરિલાલને કહ્યું, "તમારો ઉદ્દેશ હું જરાપણ સમજી શકતી

નથી. એક તરફથી વિવાહની તૈયારી થાય છે, અને બીજી તરફથી દીકરી સુકવા લાગી છે. છોડી તો વિવાહનું નામ સાંભળી સુકાઈ ગઇ છે. હવે તો જેમ બને તેમ જલદી કામ પતે એટલે થયું."

હરિલાલે કહ્યું, "હવે વાર નહિ લાગે. મને લાગે છે કે હું જેની સાથે સંબંધ કરવા માગું છું તે વર તારી દીકરીને પસંદ નથી."

મનોરમા–શાથી જાણ્યું ?

હરિલાલ–લક્ષણ જોઇ.

મનોરમા–તરંગિણી હંમેશાં મોં ચડાવી બેસે છે, મારી સાથે પણ મન મુકી વાતચીત કરતી નથી, મોં પર હાસ્યનું નામે જણાતું નથી. આંખો ઉંડી ઉતરી ગઈ છે. આ બધાં લક્ષણો સારાં નથી.

હરિલાલ–તારી છોડીને પૂછને, કે કયા વરને વરવું છે ?

મનોરમા–તમે તો એવા ને એવા રહ્યા ! છોડી તે વળી એમાં શું સમજે, શું તેને સ્વયંવર તો આછો જ કરવો છે ?

હરિલાલ–મરજી તો એવી જ જણાય છે.

મનોરમા–કોણ જાણે, હું તો એમાંનું કશું જાણતી નથી. વારૂ પણ રામપ્રસાદને તે શું થયું ? તે બદલી કેમ માગે છે?

હરિલાલ–આંખો હોય તો જોઇ શકે છે. તેને પણ રોગ લાગુ પડચો છે.

મનોરમા–કયો રોગ ?

હરિલાલ–તારી દીકરીને જે રોગ લાગુ પડચો છે તે. આશા ભંગ

મનોરમા અવાક્ થઇ પતિનાં મોં સામું જોઈ રહી, ત્યાર બાદ માથું ડોલાવતી બોલી, "એમ કે—હું તો એવી જ રહી. જરાપણ

સમજી જ નહિ! સાચી વાત! ત્યારે તમે જાણતા છતાં બીજે સ્થળે શા માટે સંબંધ કર્યો?"

હરિલાલ–કોણ કહે છે કે સંબંધ કર્યો?

મનોરમા–વિવાહનો દિવસ ઠરાવ્યો છે, દાગીના ઘડાવો છો, દેશમાંથી કુટુંબ બોલાવ્યું છે. વળી કહો છો કે સંબંધ કર્યો નથી?

હરિલાલ–કર્યો છે, પણ બીજે નહિ.

મનોરમા–ત્યારે અત્યાર સુધી મને કેમ કહેતા નથી? મારી તો એ જ ઇચ્છા હતી.

હરિલાલ–તારી કઇ ઇચ્છા મેં પાર પાડી નથી? પણ બંને જણાને પરણાવવાથી સુખી થશે કે નહિ. બંને વચ્ચે ખરો પ્રેમ જામ્યો છે કે નહિ, તે જાણવા માટે મેં આ યુક્તિ કરી છે. રામપ્રસાદ જેવો ગુણવાન નર બીજે ક્યાં મળે તેમ છે?

મનોરમા–અરેરે! અત્યાર સુધીમાં બંને જણાએ કોણ જાણે કેટલું દુઃખ વેઠયું હશે. તમે બહુ નિષ્ઠુર છો.

હરિલાલ–ત્યારે તો ભગવાન પણ નિષ્ઠુર છે. ઉનાળાના પ્રચંડ તાપથી પ્રાણી માત્રને સંતાપી વર્ષાઋતુ વડે શાંત પાડનાર ભગવાન પણ નિષ્ઠુર!

• મનોરમા–હું કાલેજ આ આનંદના સમાચાર તેમને સંભળાવીશ.

હરિલાલ–એ કામ તારૂં.

તરંગિણી કામ પ્રસંગે પિતાનાં શયનગૃહ પાસે થઇ જતી હતી. એવામાં પિતાનો કંઠરવ સંભળાયો. વિવાહની વાત થતી હતી, તરંગિણીને આખા શરીર પર દારૂણ કાંટા ભોંકાયા. તે વિવશ થઇ ખડી રહી. આ પ્રમાણે છૂપી રીતે માબાપની વાત સાંભળવી એ પાપ હતું,

એમ તે જાણતી હતી છતાં તેને કશું ભાન ન રહ્યું. તેણે બધી વાત સાંભળી. છેવટનાં વાક્યોએ તેના હૃદયમાં અમૃત રેડ્યું. તે નિઃશબ્દે પોતાની ઓરડીમાં જઈ સૂતી.

બીજે દિવસે સવારમાં હરિલાલ કંઇ કામ પ્રસંગે બહાર ગયા હતા, એ વખતે મનોરમાએ રામપ્રસાદને બોલાવ્યો અને હસતાં હસતાં પૂછ્યું, "તું તો અમદાવાદ જવા ઉતાવળો થઇ રહ્યો છે?"

રામપ્રસાદે મોં નીચું કરી જવાબ આપ્યો, "હા મા, અહીંની હવા મને માફક આવતી નથી."

મનોરમાએ હસતાં હસતાં કહ્યું, "હવા માફક આવે તેની વ્યવસ્થા કરી આપું તો?"

રામપ્રસાદે ઉંચું જોયું. મનોરમાનો મમતાળુ ચહેરો જોઇ તેનું મોં લાલચોળ થઇ ગયું. તે સમજ્યો કે મારા મનની વાત મનોરમા જાણી ગયાં છે. તે ત્યાંથી દૂર જવાના પ્રયત્ન કરવા લાગ્યો. મનોરમાએ કહ્યું, "તરંગિણી મારી પુત્રી છે, તું મારો પુત્ર છે. જેથી તમે બંને સુખી થાઓ એજ અમારો ઉદ્દેશ છે."

રામપ્રસાદ ત્યાં ઉભો ન રહ્યો. તે ઘર બહાર ચાલ્યો ગયો. તે સમજી ગયો કે મારા મનની વાત જાણવા ખાતર હરિલાલ કાકાએ આ યુક્તિ કરી છે. તેને બહુ શરમ આવી. તે દિવસે સાંજરે હરિલાલે રામપ્રસાદને બોલાવી કહ્યું, "તરંગિણીને સત્પાત્રને સોંપવી એ મારો ઉદ્દેશ છે. જ્યારથી મેં તને જોયો છે, ત્યારથી તેને તારી સાથે પરણાવવાનો મેં નિશ્ચય કરી મૂક્યો છે. આટલાં વર્ષ સાથે રહી તમે એક બીજાનાં મનમાં કેટલું સ્થાન મેળવ્યું છે, એ જોવા માટે, જાણવા માટે મેં આ યુક્તિ કરી હતી. મારી યુક્તિ સફળ થઈ છે. મે-

જાણવાનું જાણ્યું છે. હવે હું મારી એકની એક દીકરી તરંગિણીને તારા હાથમાં સોંપી બધી ચિંતાથી મુક્ત થઇશ. તારે દેશમાંથી જેને બોલાવવાં હોય તેને બોલાવ. આજ ને આજ પત્ર લખ. સામેનું મકાન મેં એક માસ માટે ભાડે લીધું છે. ત્યાં તારાં બધાં સંબંધીઓને ઉતારો આપીશું. "

શરમથી નીચું મોં રાખી રામપ્રસાદે બધું સાંભળી લીધું. કંઇ પણ જવાબ ન આપ્યો. આનંદથી તેનું હૃદય એટલું તો ઉભરાઇ રહ્યું હતું કે શું બોલવું ને શું ન બોલવું તેનું તેને ભાન ન રહ્યું, તેની વાચા જ બંધ થઇ ગઇ.

મોહનપુરથી સૌભાગ્યચંદ માજી સાથે આવી પહોંચ્યો. તે સાથે મુક્તા પણ આવી. હરિપ્રસાદને પત્ર લખવામાં આવ્યો હતો, પણ તેને ત્યાંથી કોઇ આવ્યું નહિ. પત્રનો જવાબ પણ ન આવ્યો. રામપુરથી હરિશ્ચંદ્ર, પ્રભાવતી અને સરયુ પણ આવી પહોંચ્યાં. વિવાહને આગલે દિવસે દેવીદાસ હરિવદન સાથે આવી પહોંચ્યા. જુદાં મકાનમાં ઉતારો આપ્યો હતો છતાં હરિલાલ ત્યાં રહી સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપતો હતો.

લગ્ન થઇ ગયાં. હથેવાળો મળ્યો. ટોમ્સન સાહેબ મડમ સાથે આવ્યા હતા. મડમે તરંગિણીને એક મોતીની માળા પહેરાવી. તેણે માળા પહેરાવતાં કહ્યું, "હું રામપ્રસાદને પુત્ર તરીકે ગણું છું, તું બહુ ભાગ્યશાળી છે, કે આવો પતિ મેળવવાને શક્તિમાન થઇ છે. ઇશ્વરની પાસે હું પ્રાર્થના કરૂં છું કે તમે બંને સદા સુખી રહો."

દેવીદાસ બીજેજ દિવસે વીરમગામ ચાલ્યા ગયા. હરિવદન થોડા દિવસ રહ્યો. ઘેર કોઇ પુરુષ ન હોવાથી હરિશ્ચંદ્ર પણ વિવાહ બાદ

બે દિવસ રોકાઇ ચાલ્યો ગયો. પરંતુ પ્રભાવતી સરયૂ સાથે લગભગ એકાદ માસ રોકાઇ. સરયુ સાથે તરંગિણીનું મન મળી ગયું. સરયુ સાસરે ગઇ. તો પણ તે વારંવાર તરંગિણીને પત્રો લખતી. તરંગિણી પણ તેનો જવાબ લખતી. સોભાગ્યચંદ અને ભાભી પણ આઠ દસ દિવસ રોકાઇ ઘેર ગયાં. બધાં ગયાં, કેવળ મુકતા ત્યાંજ રહી ગઈ. મનોરમાએ તેને દેશમાં આવવા ન દીધી. મુકતાએ કહ્યું કે રામુભાઇનાં છોકરાંને રમાડી હું મોટાં કરીશ, અને પછી સુખેથી આહીંજ મરીશ."



## પ્રકરણ ૧૭ મું

### દશા ફરી

નહિ કર્મની કથા કદાપિ વ્યર્થ જનારી,
પતંગ રંગની પેઠે પલકમાં ફરનારી.
દશાની દડી ચઢી ચઢી ઘડી ઘડી પડે,
દશાનું ફૂલ ખૂબ ખીલી ઝટ ખરી પડે.

—ડાહ્યાભાઈ

ચિરકાળ સમાન દશા કોની જાય છે? નદીનો પ્રવાહ એકજ જગ્યાએ કેટલાં વર્ષો વહે છે? આજ જ્યાં નદીનો વિશાળ પ્રવાહ પ્રબળ વેગે વહી જતો હોય છે, ત્યાંજ અમુક વર્ષે ભીષણ મરૂભુમિ ધૂધુ કરતી હોય છે. આ વર્ત્તન, વિંવર્ત્તન એ જગતનો નિયમ છે. નદીના પ્રવાહની માફક મનુષ્યની અવસ્થા પણ ફરે છે. આજે જેનો

પ્રતાપ ગાજતો હોય છે, તે કાલે ભિખારી બની જાય છે. આજે જેઓ વિશાળ મહેલોમાં વસતા હોય છે, કાલે તેઓને ઝાડ નીચે રહેવાના પણ વાંધા પડે છે. બધા દિવસો સમાન જતા નથી, સમાન જશે એમ માનનાર મૂર્ખ છે, બેવકૂફ છે. દુનિઆના અબાધિત નિયમને ન જાણનાર છે. તેથી જ આ દુનિઆમાં હાહાકારના ધ્વનિ ચોગરદમ ફેલાઈ રહ્યા છે.

આપણે કેટલાંક વર્ષો થયાં હરિપ્રસાદની સંભાળ લીધી નથી. રામપ્રસાદે જ્યારે ઘર તજ્યું ત્યારે હરિપ્રસાદને સંપત્તિનો કાળ હતો. સુખનો હતો કે નહિ, તે અમે કહી શકતા નથી કારણ કે પૈસા સાથે સુખનો વધારે સંબંધ હોય એમ અમને લાગતું નથી. સુખ અને શાન્તિ જો પૈસાથી પ્રાપ્ત થતી હોય તો દુનિઆમાં ઘણા સુખી હોત. હરિપ્રસાદને પૈસાનો તોટો નહોતો. પાંચ સાત હજાર રૂપીઆ રોકડા, રમાસુંદરીને ત્રણચાર હજારના દાગીના. તે સિવાય જમીન, મકાન, વાડી વગેરે બધું હતું, તે ઉપરાંત ભારે પગારની નોકરી હતી. લોકોમાં આબરૂ પણ સારી હતી. પરંતુ તેના મનમાં સુખ નહોતું. સર્વગ્રાહી દુરાશા તેનાં અંતઃકરણને કોરી ખાતી હતી. ભાઇ અને નાનાભાઇની વહુને કોડી પણ ન આપતાં બધું પોતે જ કેવી રીતે ભોગવવું, એ પ્રયત્નો કરવામાં તેની બધી શાન્તિ નષ્ટ થતી. એક જાતનો ઉદ્વેગ, એક જાતની પ્રબળ આકાંક્ષા તેને હંમેશાં બાળતી હતી. સ્ત્રી,–સ્ત્રીનું સુખ તો તેને હતું જ નહિ. હંમેશાં સ્ત્રીના ભયથી તે વરફ્કતો. સ્ત્રી સામું બોલવાની શક્તિ તેણે ગુમાવી હતી. રમાસુંદરીનાં આંસુ તેનાં પૌરુષને ઠુંઠાગાર બનાવી દેતાં. તે કુટુંબદ્વારા સુખ મેળવવા ઇચ્છતો હતો, પરંતુ તેનાં દુર્ભાગ્યે અને તેની મૂર્ખાઇને લીધે એ સુખથી તે

સદા વંચિત રહેતો. જેની સ્ત્રી વઢકણી હોય, અપ્રિયવાદીની હોય, સતત અસંતુષ્ટા હોય, તેના જેવો દુર્ભાગી જન આ દુનિઆમાં બીજો કોણ હોય? અમારા વાચકોમાંના કોઇને કદી આવી સ્ત્રી મળી હશે, તો તેઓ અમારાં વાક્યને પૂરેપૂરૂં હૃદયંગમ કરી શકશે. તે ઉપરાંત વળી જે વ્યકિત બાળક અને વિધવાને છેતરવાની યુકિતઓ લડાવ્યા કરતો હોય, તેની મૂર્ખતાનાં વખાણ શાં કરવાં?

હરિપ્રસાદનો સ્વભાવ હલકો હતો, સ્ત્રીવશ હતો તેની સાબીતિઓ વાચકોને દરેક સ્થળે મળતી રહી છે. સેકડો અન્યાયી કૃત્યો કરતાં છતાં તે પોતાની સ્ત્રીને સંતોષ્યા સિવાય રહેતો નહિ.

રમાસુંદરીનો સ્વભાવ કેવો હતો? તે કોઇપણ ચીજથી સંતુષ્ટ નહોતી. તે વઢકણી હતી. તેના મોંમાં આવા શબ્દો સંભળાતાઃ "ઓ મા! આવા માણસને હાથે પડી મેં શું સુખ ભોગવ્યું! હવે મરૂં તો ઠીક." તે કઇ રીતે સંતોષ પામે તે કોઇપણ રીતે સમજાતું નહિ. તે કદી પોતે સુખી થઈ નહિ, અને જેઓ તેના સંબંધમા આવ્યાં તેને સુખી કર્યાં નહિ. સુખ આત્મસેવામાં નથી, આત્મત્યાગમાં છે. ત્યાગ દ્વારા ભોગ એજ ખરો આનંદ છે, ખરો પ્રેમ છે. પણ જે પોતાનું સાચવવામાં જ વ્યસ્ત હોય, બીજાના સુખની ઇર્ષ્યા કરવામાં જ તત્પર હોય, તેઓ સુખી ક્યાંથી થાય? આપણી રમાને પણ સુખ ક્યાંયે ન મળતું.

ત્યાર બાદ તેનાં છોકરાં! છોકરાં પર માની છાપ જેટલી પડે છે, તેટલી બીજા કોઇની નથી પડતી. એક તો માબાપના સ્વભાવ સાથે છોકરૂં જન્મે છે, તેમાં આખી બાલ્યાવસ્થા તે માબાપનો સત્સંગ કે કુસંગ સાધે છે, તેથી છોકરાં માબાપના જેવાંજ સ્વભાવ કેમ પ્રાપ્ત

ના કરે ? બાળપણામાં માના ખોળામાં સૂતાં સૂતાં, જેનું હાસ્ય જોઇ જેની વાતો સાંભળી બોલતાં અને ચાલ જોઇ ચાલતાં શીખે છે, તેનામાં આ સિવાય બીજાનો સ્વભાવ સંભવતો નથી. આમ હોવાથી વિજયલાલ અને સુધા પણ રમાસુંદરીનો સ્વભાવ મેળવી મોટાં થયાં.

વિજયલાલ બાળપણથી ઉદ્ધત, તોફાની, જૂઠો હતો. ભણવામાં તેનું ચિત્ત ખૂંચતું નહિ. તે હંમેશાં રમવામાં જ મજા માનતો. રમાસુંદરી તેને બહુ લાડ લડાવતી, હરિપ્રસાદ મારવા જતો તો સ્નેહમયી જનની રઠી પ્રલયકાળ મચાવતી. આથી તે દહાડે દહાડે કુસંગી બનતો ગયો.

ઉમરની વૃદ્ધિ સાથે વિજયગોપાલનાં કુસંગનું ફળ નજરોનજર જણાવા લાગ્યું. નાના પ્રકારની કુક્રિયામાં આસક્ત થવાથી ભણતરને તો તેણે નવગજના નમસ્કાર કર્યા. રમાસુંદરી કહેતી, "મારે કંઇ ચાર પાચ નથી, એકનો એક છે. મારે પૈસાનો ક્યાં તોટો છે, છે તેટલું રહેશે તો પણ તે રાજાની પેઠે રહી શકશે. ભણતરની શક્તિ કોઇમાં હોય ને કોઇમાં ન હોય તેમાં મારા દીકરાનો શો વાંક ?" આ વચનો સામે અપીલ ચાલી શકતી નહિ. આથી ત્રીજી ચોપડી ભણ્યા બાદ શ્રીમાન વિજયલાલ બહાદુરનું ભણતર ખલાસ થયું.

નાની ઉમરમાં નવરા પડવાથી જે દોષો આવે તે દોષો વિજયલાલમાં આવ્યા. દોષો વધવા લાગ્યા. તાલી મિત્રો તેની આજુબાજુ ટોળે મળ્યા. તેનું બેઠકખાનું બદચાલ ચલાવવામાં પારંગત મિત્રોથી ઉભરાવા લાગ્યું. પ્રથમ સિગારેટ, પછી તમાકુ, ત્યાર પછી ગાંજો ચરસ અને છેવટે ભાંગના રગડા પીવાવા લાગ્યા. નાનપણથી જ તેને

સંગીતપર પ્રીતિ હતી. સંગીત ચર્ચા થવા લાગી. દારૂ તરફ વિજય-લાલને બહુ પ્રીતિ ન હોવાથી તે તરફ તેનું ધ્યાન ખેંચાયું નહોતું.

આડોશી પાડોશી આ વિષે કંઇ કહેતાં તો રમાસુંદરી કહેતી કે, "ગાવું બજાવવું એમાં કંઇ પાપ નથી. જેની પાસે પૈસા ન હોય તે એમાં શું સમજે? લોકો પીટ્યા મારા દીકરાનું સારૂં જોઇ શકતા નથી. મારો દીકરો ઘરમાં બેઠો બેઠો ગાનતાન શીખે એમાં એમને કોણ જાણે શું થાય છે. ભાંગ તો કોણ નથી પીતું? એ તો મોટાઇની નિશાની છે. એ બધી મોટાઇની નિશાની છે, એ વાત નીચ લોકો શું સમજે? તેઓ બિચારા અદેખાઇની આગમાં બળી મરે છે, છોને બળી મરતા!"

સુધા પણ માની માફક વઢકણી થઇ હતી. ઇર્ષ્યા ને વાચાળપણું એ તેના અગત્યના ગુણ હતા. બે ત્રણ હજાર રૂપીઆ ખરચી તેને એક સાધારણ ગૃહસ્થને ત્યાં પરણાવી હતી. પરંતુ તેઓએ જ્યારે સાંભળ્યું કે સરયૂનો વિવાહ તો મોટે ઘેર થયો છે, ત્યારે તેમનાં દુઃખનો પાર રહ્યો નહિ. ખરેખર! જાતિવિદ્વેશ એવી જ ચીજ છે.

વિજયલાલને પરણાવી એક નાની સરખી રૂપાળી વહુ ઘરમાં લાવવાની હોંશ રમાસુંદરીને બહુ દહાડાની હતી. હરિપ્રસાદ ઘણે સ્થળે કન્યા જોવા લાગ્યો. છેવટે કનકપુરનાં દેસાઇ કુટુંબમાં વિજયલાલનો વિવાહ થયો. પરંતુ આ વિવાહમાં કોઇ સુખી થઇ શક્યું નહિ. વિવાહ પછી કન્યાના માબાપો વરના ગુણ જાણી શક્યાં. કન્યાના પક્ષને રમાસુંદરી વારંવાર ગાળો આપતી. વાતમાં વાતમાં ભાંડી નાખતી. સુધાનાં સાસરીયાં સાથે પણ એવું જ વર્તન ચલાવ્યું, પણ સુધાનાં સાસરિઆં કંઇ કન્યાનાં માબાપો નહોતાં કે તેનું બધું સાંખી લે.

સુધાની સાસુએ તો સામી લડાઇ જગાવી. આખરે રમાને તે લડાઇમાં હારવું પડયું.

સુધા સાસરે સફળતા મેળવી શકી નહિ, તેને કશું ઘરકામ આવડતું નહિ. ડગલે ડગલે તેને મેણાં સાંભળવાં પડતાં. તે સિવાય બીજા કેટલાય એવા દોષો હતા કે તે માટે તેને સાસુ તથા નણંદનાં રોજ મેણાં સાંભળવાં પડતાં. મેણાં સાંભળવાં એ તો સુધાના સ્વભાવ વિરુદ્ધ હતું. આથી તે બધું સહન ન કરતાં સામા જવાબ આપતી. આ પ્રમાણે એકાદ વર્ષ વીતતાં સુધા પાછી પિયેર આવી અને પોતાને પડેલું દુઃખ મીઠું મરચું ભભરાવી માને કહી સંભળાવ્યું. રમાસુંદરીએ પણ તે બધું ખરૂં માન્યું, પોતાની દીકરીનો દોષ તેના મનમાં આવી વસ્યો નહિ.

છ માસ પછી સુધાને સાસરેથી માણસ તેડવા આવ્યું. રમાસુંદરીએ તેને એવચનો સંભળાવી પાછું હાંકી કાઢયું. બીજે દિવસે એક પત્ર લઇ એક દાસી આવી. તેની સાથે સુધાની સાસુએ પત્ર મોકલ્યો હતો. પત્રમાં લખ્યું હતું કે " આ પત્ર વાંચતાંજ આવેલા માણુસ સાથે તમારી દીકરીને નહિ મોકલો તો હું મારા દીકરાને બીજે પરણાવીશ. આ માસમાં જ લગ્ન કરીશ અને તમારી દીકરીનું મોં આ જન્મારામાં નહિ જોઉં. " રમાસુંદરીની આંખે અંધારાં આવવા લાગ્યાં. તેણે વિચાર્યું કે હવે સુધાને મોકલ્યા સિવાય ચાલે તેમ નથી. તેણે કંઇ પણ ન કહેતાં સુધાને સાસરે મોકલી.

એજ વખતે વિજયલાલની વહુને આણું વળાવ્યું. આ પહેલું આણું હતું, તેથી તે પિયેરથી બહુ કરિઆવર લાવી હતી. તે જોઇ ગામનાં માણુસો તેનાં માબાપનાં બહુ વખાણ કરવા લાગ્યાં. પણ

રમાસુંદરી મોં વાંકું કરી બોલી. " આટલું જ? મેં સુધાને બીજે આણે આપ્યું છે, તેનો આ ચોથો ભાગ પણ નથી. "

જેઓ કરિઆવર જોવા આવ્યાં હતાં, તેઓ એકબીજાના મોં સામું જોઇ રહ્યાં. કેવળ એક ખુશામતખોર બાઇ બોલી ઉઠી, "ભાભી! તમારી સાથે તે તેમનો મુકાબલો થાય ! તેમના ઘરમાં એટલું તે કયાંથી હોય ? હશે, બિચારાં ગરીબ છે, તેથી તેના ગજા પ્રમાણે આપ્યું છે. "

આ વાત રમાસુંદરીને ગમી, તેણે તે બાઇને માન આપી પાસે બેસાડી. નવવધૂ સાસરે આવી સુખી થઇ શકી નહિ. રમાસુંદરી વાત વાતમાં તેને પજવવા લાગી. પોતાની દીકરી પારકે ઘેર જઈ મેણાં ખાતી હોય તો પછી બીજાની દીકરીને આપણે ત્યાં શામાટે સુખી કરવી ? એજ એ બધી તકરારનો મૂળ મંત્ર હતો.

વહુ સદ્‌ગુણી હતી. શાંત, નમ્ર અને શરમાળ હતી. પણ તેથી શું ? તેનામાં રમાસુંદરીને ઘણા દોષ જણાતા. પહેલો દોષ એ કે તે સારો કરિઆવર લાવી શકી નહોતી. બીજો દોષ એ કે લોકો સુધાની સાથે સરખાવી તેને સારી કહે છે. આવા બે ભયંકર અપરાધો કંઇ ઓછા ન કહેવાય.

ત્યારબાદ જ્યારે સુધાએ સાસરેથી પોતાની માને લખ્યું કે " મા ! મને અહીંથી તેડાવી લે. હું અહીં એક દહાડો પણ રહી શકીશ નહિ. આ લોકો મને મારી નાખવાની તૈયારીમાં છે." ત્યારથી વિજયની સ્ત્રી મેના પર જુલમની માત્રા વધી ગઇ. દીકરીનાં સાસરિયાં પરનો બધો ગુસ્સો બિચારી મેના પર ઉતરવા લાગ્યો.

હરિપ્રસાદે દીકરીને તેડવા માણસ મોકલ્યું. સુધાની સાસુ તેને પિયેર બોલાવી શાંત થઇ. તેણે તેનાથી હાથ એક જીભ કાઢી હતી. સુધાને મોંએ ખરાખોટા જુલમોની વાત સાંભળી રમાસુંદરીએ પણ લીધું કે હવે હું કદી પણ દીકરીને સાસરે નહિ મોકલું.

સુધા ઘેર આવી એટલે મેના પરનો જુલમ ઓર વધી ગયો. હવે મા દીકરી બંને તેના પર જુલમનો વરસાદ વરસાવવા લાગ્યાં. સુધા દરેક કાર્યમાં છિદ્રો જ ખોળવા લાગી. દીકરી જે કંઈ કામ કરે તે દોષયુક્ત હોય છતાં રમાસુંદરીને સારૂં લાગતું, અને ગરીબડી મેના જે કંઇ કરતી તે સારૂં છતાં ખરાબ લાગતું.

જો પતિનો પ્રેમ જુએ તો સાસરીનાં બધાં કષ્ટો વહુ આનંદથી વેઠી લે છે. પરંતુ અભાગણી મેનાને એ સુખ પણ નહોતું. મેના હજારો પ્રયત્નો કર્યા છતાં પતિદેવને પ્રસન્ન કરી શકી નહિ. વિજય તેના પર નાના પ્રકારના જુલમ કરવા લાગ્યો. નણંદની પ્રત્યેક નિંદા તેનાં કોમળ શરીર પર લાતોના પ્રહાર કરાવતી, સાસુની પ્રત્યેક ગાળો તેના માથા પર લાકડીના માર પડાવતી એ બિચારી મુંગે મોંએ બધું સહન કરતી.

એ દરમિઆન એક એવો બનાવ બન્યો કે જેથી વિજયનું ચારિત્ર તદ્દન બગડી ગયું. તે હાથથી ગયો. એક દિવસ રાત્રે માની પેટી તોડી પાંચસો રૂપીઆ અને વહુના દાગીના લઇ તે કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો. ગામની એક હલકી જાતિની સ્ત્રી સાથે તેને સ્નેહ જામ્યો હતો, તે સ્ત્રી પણ તે દિવસથી ગામમાં ન જણાઇ.

હરિપ્રસાદ પુત્રનાં આ આચરણથી બહુ ગુસ્સે થયો. તે દિવસે તેને રમાસુંદરી સાથે બોલચાલ કરવી પડી. તેણે રમાસુંદરીને કહ્યું

કે "તારા વાંકથી જ છોકરો વંઠી ગયો, તેં જ અતિ લાડ લડાવી તેને ફટાવ્યો."

રમાસુંદરીએ તો બધો દોષ નાખ્યો મેના પર. તેણે ચોકખું જણાવી દીધું કે "એ મોંબળીના પ્રતાપથી જ છોકરો વંઠયો. એ રાંડ જ્યારથી મારા ઘરમાં આવી છે ત્યારથી મારો સદ્ગુણી દીકરો દુર્ગુણી બનતો ગયો છે." વહુ પર જુલમ વર્ષ્યો. હરિપ્રસાદે પાડોશીને મોંએ આ વાત સાંભળી મેનાને પિયેર મોકલી દીધી.

આ તરફ શ્રીમાન વિજયલાલ પોતાની પ્રણયિનીને લઇ મુંબઇ જઈ પહોંચ્યા. હાથમાં પાંચસો રૂપીઆની રકમ હતી, એટલે દિવસો આનંદમાં વીતવા લાગ્યા. ધીમે ધીમે રૂપીઆ જવા લાગ્યા, રકમ ઓછી થતી ગઇ તેમ પ્રેમ પણ ઓછો થતો ગયો. છેવટે વિજયની ગેરહાજરીમાં એ નાગરીએ બીજો નાગર મેળવી લીધો. છેવટે બંને જણા વિજયના દરદાગીના લઇ નાસી ગયાં. વિજય ઘેર આવ્યો. વાત સાંભળી તે તદ્દન નિરાશ થયો. કેટલેક સ્થળે તેની શોધ કરી. પણ ચોરીના અપરાધ માટે સિપાઇઓએ તેને પકડયો. કોરટમાં કેસ ચાલ્યો. કેસ સાબીત થયો. ન્યાયાધીશે તેને સખત મજૂરી સાથે છ માસની કેદની સજા કરી.

હરિપ્રસાદે વર્ત્તમાનપત્રોમાં આ સમાચાર વાંચ્યા. તે શરમથી, ક્ષોભથી, દુઃખથી મરવા જેવા થઇ ગયો. રમાસુંદરી પતિને મુખે પુત્રની અવસ્થાની વિચાર કરતી કરતી ભોંય પર પડી રડવા લાગી. તેનાં રૂદનથી પાડોશીને જરા પણ દયા ન આવી. છોકરો જ્યારે પાપના માર્ગ પર પ્રવાસ કરવાની તૈયારી કરતો હતો, ત્યારે પાડોશીઓએ રમાસુંદરીને એ વિષે બહુ કહ્યું હતું, પણ તેણે તેમને તરછોડી કાઢયાં હતાં. હવે

જ્યારે એ માર્ગે જનારની જેવી દુર્દશા થાય છે, તેવી દુર્દશા થઇ ત્યારે તે રડવા બેઠી. પાડોશીઓને હજુ તેનાં તિરસ્કારનાં વચનો સાંભરતાં હતાં. તેણે કહ્યું હતું કે, " મારો છોકરો સારો હો કે નરસો, લોકોને તેમાં બબડવા જેવું શું છે! તે બિચારો શું ખોટું કહે છે ? કયા શાહુકારના છોકરા તેનાં જેવાં કામ કરતા નથી ! ગરીબને પૈસા ન મળે એટલે તેઓ કોઇની નિંદા કરે."

રમાસુંદરી એમ માનતી હતી કે અમે બહુ પૈસાદાર છીએ. દારૂ પીવો, ગાંજો પીવો, વેશ્યાગમન કરવું એ તો પૈસાદારનાં કર્મો છે. માટે છોકરો એમાંને કોઇ રસ્તે ચઢે તો તેમાં કશો દોષ નથી. પૈસાદાર ને ગરીબ વચ્ચે એવાં કર્મો વડે જ જુદાઇ જણાઇ આવે છે. આવા વિચારથી તે પુત્રને એવાં કૃત્યથી અટકાવતી નહિ. પાડોશી કંઇ કહેતાં તો તેમની સાથે લડતી. આમ હોવાથી કોઇ તેનાં દુ:ખમાં ભાગ લેવા આવ્યું નહિ. ઉલટાં લોકો મશ્કરીમાં કહેવા લાગ્યાં કે, "કેમ રમા! એમાં શા માટે રડે છે ? એ તો પૈસાદારનાં લક્ષણ છે!"

પુત્રના કારાવાસથી સમાજમાં હરિપ્રસાદનું માન ઓછું થઇ ગયું. ને પણ પોતાને હલકો માની ઉદ્દભ્રાંત ચિત્તે દહાડા ગાળવા લાગ્યો.



## પ્રકરણ ૧૮ મું

### વિધાતાનો માર

યા રાજવંશી હોકર દુનિયામાં રાજ પાયા;
ચિતોડગઢ સિતારા કલિંજરા બનાયા.
જબ તોપને અજલકી આ મોરચા લગાયા,
સબ ઉડ ગયે હવા પર કોઇ ન કામ આયા.
ગઢ તોપ કોટ ગોલા સંગર હુવા તો ફેર કયા ?

—નજિર

અત્યાર સુધી હરિપ્રસાદ પર વિધાતાની મહેરબાની હતી. હવે વિધાતાએ તેના તરફ પોતાની ક્રૂર નજર ફેરવી. વિધાતાએ તેની પાસે તેનાં પાપનો હિસાબ માગ્યો. તે એક જમીનદારને ત્યાં નોકર હતો, એ અમે જણાવી ગયા છીએ. જમીનદારીના ૪-૫ વર્ષનો હિસાબ ચઢ્યો હતો. અત્યાર સુધી તે જૂના મેનેજરના હાથ નીચે સુખેથી

નોકરી કરતો હતો. હવે નવો મેનેજર આવ્યો. તેણે હિસાબ કરી હરિપ્રસાદ પાસે બે હજાર રૂપીઆ લેણા કાઢ્યા. મેનેજર સાહેબ લશ્કરી મિજાજના હતા. તેણે હુકમ કર્યો કે એક માસમાં એ રૂપીઆ ભરી આપવા જોઈએ.

હરિપ્રસાદના માથા પર વજ્રાઘાત થયો. ચિંતાતુર ચહેરે ઘેર આવી તેણે બધી વાત રમાને કહી. રમાસુંદરીએ કહ્યું, " જમીન ગીરો મકી દેણું ભરો."

હરિપ્રસાદે કહ્યું, " કરજ કરશું તો દર મહિને વ્યાજ આપવું પડશે. તેના કરતાં તારી પાસે જે ત્રણ હજાર રૂપીઆની રકમ છે, તેમાંથી બે હજાર આપ તો સારૂં."

રમાસુંદરી રડતી રડતી બોલી, " એ શું બોલ્યા? છેવટે શું મને ભિખારી કરશો? ના હું તે રૂપીઆમાંથી પાઈ પણ આપવાની નથી."

હરિપ્રસાદ અવાક થઇ ગયો. તે રમાસુંદરી સામું જોઈ રહ્યો. તે સમજી ગયો કે રમા પાસેથી હું એક કોડી પણ કઢાવી શકીશ નહિ. તેના દાગીનામાંથી એક દાગીનો પણ મેળવી શકીશ નહિ. તેણે જમીન ગીરો મૂકી રૂપીઆ ભરવાનો નિશ્ચય કર્યો, પરંતુ સ્થાવર મિલ્કત પર બે હજાર રૂપીઆ ઉપજે તેમ નહોતું.

તે ખાવું પીવું તજી વિચાર કરવા લાગ્યો. સ્થાવર મિલ્કત પર હજાર રૂપીઆ ઉપર એક પાઈ પણ કોઈ આપવા તૈયાર નહોતું. તેમાં વળી એ મિલ્કત અવિભક્ત હતી. રામપ્રસાદનો તેમાં ભાગ હતો. તેની સહી વગર કોઇ મિલ્કત ગીરો લેવા તૈયાર થતું નહોતું. હરિપ્રસાદ વળી રમા પાસે આવ્યો. પણ તેણે ચોકખું સંભળાવી દીધું

કે મારી પાસેથી એક પાઈની આશા ન રાખતા. હરિપ્રસાદે કહ્યું, "ત્યારે શું હું રૂપીઆ માટે જેલમાં જાઉં?"

રમાસુંદરી એથી કંઈ મુંઝાય તેવી નહોતી. તેણે જવાબ આપ્યો; "જેલમાં જવાથી રૂપીઆ ન આપવા પડતા હોય તો એ જ બહુ સારી વાત છે! કેટલાય ગૃહસ્થ માણસો પૈસા માટે જેલમાં જાય છે, તો પછી આપણે શરમાવાની જરૂર નથી."

હરિપ્રસાદ આટલે દિવસે પોતાની પત્નીનું ખરૂં સ્વરૂપ અનુભવી શક્યો. પત્નીની પૈશાચિક મૂર્તિ તેનાં નયન સમક્ષ ખડી થઇ. આટલે દિવસે તે સમજ્યો કે આ સ્ત્રી પર વિશ્વાસ રાખી મેં મારી બધી કમાણી તેને સોંપી એ બહુ ગેરવાજબી કાર્ય કર્યું છે. તેને છાતી કૂટી રડવાનું મન થયું. "હાય, આ સ્ત્રીની સલાહથી મેં શું શું કર્યું છે? ભાઇને ભાઇ તરીકે પાળ્યો નથી, અનાથ વિધવાનું બધું લઇ હાંકી કાઢી છે. કોઈ દિવસ ધર્મ સામી નજર કરી નથી. કોઈ દિવસ ન્યાયની મર્યાદા રાખી નથી. આ પત્નીને પ્રસન્ન કરવા મેં ન કરવાનાં કાર્યો કર્યાં છે. હવે અત્યારે તેનાં ફળ ફળવા તૈયાર થયાં છે." હરિપ્રસાદ રમાસુંદરી પાસેથી ઉઠી ગયો. જુવારની ખાણ ભરી હતી, તે ઉઘાડી વેચી નાખી, ચારસો રૂપીઆ ઉપજ્યા, અને પોતાને નામે ખરીદેલી જમીન વેચી બીજા પાંચસો રૂપીઆ ઉપજાવ્યા. હજુ અગીઆરસો રૂપીઆ બાકી હતા. તેણે વિચાર્યું કે આટલા રૂપીઆ કાલે આપી આવીશ. બાકીના રૂપીઆનો દસ્તાવેજ કરી આપવાનું કહીશ. મેનેજર-સાહેબને પગે લાગી એટલી કૃપા કરવાનું કહીશ, તેઓ જરૂર મારા પર કૃપા કરશે.

પરંતુ વિધાતા તેના તરફ ક્રૂર નજર કરી રહ્યો હતો. તે તેને માર મારવાનું પણ લઇ બેઠો હતો, તે હરિપ્રસાદના જાણવામાં નહોતું.

તે વિચારતો વિચારતો સૂતો. રમાસુંદરી સુધા સાથે પાસેનાં ઘરમાં સૂતી. મધરાત થઈ એકાએક હરિપ્રસાદની ઉંઘ ઉડી ગઇ. બહાર ઘણાં માણસોનો પગરવ સંભળાયો. શું છે તે જોવા માટે હરિપ્રસાદ ઘર બહાર નીકળ્યો. બહાર બે પ્રચંડ લૂટારાઓએ તેને ગળામાંથી પકડયો. ઘર બહાર પચીસેક લૂટારાઓ ઘરને ઘેરી વાળવાની તૈયારી કરતા હતા. એક ક્ષણમાં મકાન ઘેરાયું. કેટલાક લોકો પહેરો ભરવા લાગ્યા. થોડા માણસો હરિપ્રસાદને બાંધી ઘરમાં ગયા. હરિપ્રસાદ થરથર ધ્રુજતો હતો.

લૂટારાઓએ ઘરમાં આવી પૂછ્યું, "તારો પૈસોટકો હોય તે સોંપી દે!"

હરિપ્રસાદના મોંમાંથી શબ્દ પણ બહાર ન નીકળ્યો. તેણે ઇસારાથી જણાવ્યું કે મારી પાસે તો કશું નથી. "લૂટારાએ એક લાફો ચોડી દીધો, અને કહ્યું, "હજુ બતાવ નહિ તો મરી ગયો સમજજે."

હરિપ્રસાદે જોઇ લીધું કે આ રાક્ષસના પંજામાંથી છૂટવાનો ઉપાય નથી. રૂપીઆ તો લેશે જ, તે ઉપરાંત માર મારશે એ તો જૂદો. માટે વધારે માર ન ખાતાં રૂપીઆ આપી દેવા એ જ વધુ સારૂં છે. તેણે જે રૂપીઆ એકઠા કર્યા હતા તે બતાવી દીધા.

એક જણે રૂપીઆ કબજામાં લીધા. હરિપ્રસાદ પોતાની બહુ મહેનતે મેળવેલા રૂપીઆની દુર્દશા થતી જોઇ વિચારવા લાગ્યો:

"મારામાં ને આ લૂટારામાં શો ફેર છે ? તેઓ રાત્રે લૂટફાટ કરે છે, હું દિવસે લૂટફાટ ચલાવું છું. હું વ્યાજવૃત્તિમાં એક દોઢીયું પણ છોડી દઉં છું કે ? ખાતદારનાં આંસુ મને પિગળાવી શકે છે કે ? તેઓનાં દુઃખને તરછોડી મેં ઘરબાર વેચાવી રૂપીઆ વસુલ કર્યા છે. જમીનદારના નાયબ દિવાન બની હજારો લોકોનાં ઘરબાર વેચ્યાં છે. આ રીતે કેટલાં સ્થળે ધોળે દિવસે લૂટફાટ કરી છે, તેનો ગણ્યે પાર આવે તેમ નથી. આજનો આ બનાવ એ બધા બનાવોનું પરિણામ છે. જમીનદારનું દેવું તારી શકીશ નહિ, મારે જેલમાં જવું પડશે. એ બધી લૂટફાટનો પૂરેપૂરો બદલો મળશે. ધન્ય છે પ્રભુ, ધન્ય છે ! તું છે, અત્યારે મને મારાં પાપનો બદલો મળે છે."

હરિપ્રસાદની આંખોમાં આંસુ ઉભરાયાં. કોઇએ તેના તરફ દયા બતાવી નહિ. ઘરમાં જે કંઇ હતું તે બધું લઇ લૂટારાઓએ તેને બાંધ્યો, ઘરમાં પૂર્યો.

લૂટારાઓના સરદારે રમાસુંદરીના બારણાં પર લાતો લગાવી. મા દીકરી પ્રથમથી જ જોગી આ બનાવ માટે તૈયાર થઈ રહ્યાં હતાં. લાતોથી બારણાં ન તૂટયાં એટલે લૂટારાઓ ઘંટીનાં પડ લાવી કમાડ પર પછાડવા લાગ્યા. કમાડ તૂટયાં, લૂટારાઓ ઘરમાં પેઠા. મા દીકરી ભયથી બૂમો પાડવા લાગ્યાં. લૂટારાએ તેને ધમકાવી કબાટ, પેટીઓ વિગેરે ઉઘાડયાં. દાગીના, રોકડ વગેરે બધું એકઠું કર્યું, લુગડામાં બાંધ્યું. રમા બેભાન થઇ ગઇ હતી, એક લૂટારે તેનાં શરીર પરથી બધા અલંકારો ઉતારી લીધા. બીજો લૂટારો રમાસુંદરીના દાગીના ઉતારવા લાગ્યો. બધા દાગીના ઉતાર્યા બાદ નાકની નથ તરફ નજર પડી. નથ કાઢવામાં મહેનત પડે તેમ હતું. લૂટારાને મહેનત કરવી પાલવે તેમ

નહોતું. તેણે નથ તાણી, નાકમાંથી ધડધડ કરતો લોહીનો પ્રવાહ છૂટ્યો. તેનાં વસ્ત્રો પલળી ગયાં.

બધું લૂટી લૂટારાઓ પલાયન કરી ગયા. જતી વખતે રસોડાંને આગ લગાડતા ગયા. ગામનાં બધાં માણસો જાગી ગયાં હતાં, પણ કોઇ બીકનાં માર્યાં આ તરફ આવવાની હિંમત કરી શકતાં નહોતાં.

અંધારી રાતે દેસાઇનાં મકાનમાંથી આગના ભડકા નીકળવા લાગ્યા. રમાસુંદરીએ આવી હરિપ્રસાદને બોલાવ્યો. હરિપ્રસાદે કહ્યું, "પ્રથમ મારા બંધ તો છોડ, પછી બધી વાત કહેજે."

રમાસુંદરીએ બંધ છોડચા. સુધાની મૂર્છા ભાગી હતી. ત્રણે જણાં બહાર નીકળી, આગ, આગ, કરતાં ઘાંટા પાડવા લાગ્યાં. ગામનાં માણસો એકત્ર થવા લાગ્યાં. રસોડું બચે તેમ નહોતું, આગ ન ફેલાય માટે રસોડાંનો ભાગ તોડી પાડવામાં આવ્યો. એક માણસે ગૌશાળામાં જઈ ગાયોને છોડી મૂકી, ગાયો ભયની મારી આમતેમ ભટકવા લાગી.

પાડોશીની મદદથી અગ્નિદેવ શાંત થયા. સવારે થાણામાં ખબર ગઇ. પોલિસો આવ્યા, પણ લૂટારાઓનો પત્તો ન લાગવાથી પાછા ગયા.

દેસાઇનું કુટુંબ અત્યારે ભિખારી બની ગયું છે. ઘરમાં એક પૈસો પણ નથી. વાસણકૂસણ રસોડાંમાં હતાં, તે બધાં બળી ગયાં છે. ઘરમાં મુઠી ચોખા પણ નથી. હરિપ્રસાદની આંખે અંધારાં આવવા લાગ્યાં. રમાસુંદરી પૈસા, દાગીના અને નાકની પીડાથી ધૂળમાં રગદો-ળાતી રડતી હતી. ગર્વિતા વિલાસિની સુધાસુંદરી ઓશિયાળી થઇ મા પાસે બેઠી બેઠી રડતી હતી.

બપોર થયો. સૂર્યનારાયણ પોતાનો પ્રચંડ પ્રતાપ ફેલાવી રહ્યા છે. દેસાઇનું કુટુંબ ઘરમાં નિરાહાર પડયું છે. ગામનું એક પણ માણસ તેના તરફ મૌખિક સહાનુભૂતિ બતાવવા આવ્યું નથી. ગામમાં કોઇની તરફ દેસાઇનાં કુટુંબે સદ્વ્યવહાર ચલાવ્યો નથી, પૈસાના ગર્વમાં મત્ત બની તેણે બધાંને સંતાપ્યાં છે, તેથી અત્યારે કોઇપણ તેના તરફ સહાનુભૂતિ બતાવતું નથી. ગામના લોકો કહે છે, "ભગવાને અત્યારે બરાબર ન્યાય તોળ્યો. આટલો બધો દંભ, અહંકાર સર્વશક્તિમાન પ્રભુ તે કેમ સહન કરે?"

સંધ્યાકાળ થયો. હજુ કોઇ જમ્યું નથી, કેવી રીતે જમે? ઘરમાં અનાજ નથી, પેટીમાં પૈસા નથી. એક માટીનાં વાસણમાં થોડા ચણા પડયા હતા. સુધા તે ચણા લાવી પાણી ભરી આવી. ત્રણે જણાએ મળી ચણા ખાધા, પાણી પીધું. પેટમાંની ભૂખ જરા શાંત પડી.

કાલે જેની પાસે ખાણ ભરીને જુવાર હતી, બાજરીની કોઠી ભરી હતી, પેટીમાં પૈસા હતા, તેજુરીમાં દાગીના હતા, આજે તેની પાસે પાઇ પણ નથી. બધું જાદુની કોઇ અજબ શક્તિથી ઉડી ગયું હોય તેવું જણાતું હતું. હરિપ્રસાદે નીસાસો નાખી કહ્યું, "ભગવાન! તું બધું કરી શકે છે! ઘડીમાં રાજા ને ઘડીમાં રંક! કાલે જેના પદ વડે પૃથ્વી ધ્રુજતી હોય આજે તેને માટીમાં મેળવી દે છે."

રમાસુંદરીને આ વચનો ન ગમ્યાં. તેણે ધાર્યું કે એ વચનો મને ઉદ્દેશી બોલાય છે, તે પડખુ ફેરવી સૂઇ રહી.

ભૂખથી, તરસથી, ચિંતાથી રાત્રે કોઇને ઉંઘ ન આવી. સવારે ઉઠી જોયું તો ગરિબાઇ વિકટ આકાર ધારણ કરી તેનાં બારણામાં આવી ઉભી છે. હરિપ્રસાદે રમાસુંદરીને કહ્યું, "તારા પાપે મારી આ દુર્દશા છે. હું જો તારે વશ ન થયો હોત, તો આવી દશા ન થાત. હાય! મારે શું હતું ને શું થયું! મેં મારી બુદ્ધિના દોષે બધું ગુમાવ્યું. તારી સલાહ મુજબ વરતી મેં બધાને શત્રુ કર્યા! હવે મારે જેલમાં સડવું પડશે. તમારે ઘેર ઘેર ટુકડા ઉઘરાવી ખાવું પડશે."

રમાસુંદરી આ બધું સાંભળી રહી. ગરિબાઇએ તેને નમ્ર બનાવી દીધી, તેનો અહંકાર રસાતળમાં ચાલ્યો ગયો. પૈસા જતાં અહંકાર ગયો, દંભ ગયો, મુરખતા ગઇ. પુત્ર ચોરીના અપરાધ માટે કેદમાં હતો, સ્વામીની પણ એવી જ સ્થિતિ થવાની હતી, ઐશ્વર્ય—કે જેના ગર્વથી તેનો મિજાજ ચડયો ને ચડ્યો રહેતો તે પણ ગયું છે, હવે અહંકાર શા પર રાખવો? અત્યારે રસ્તા પર ચાલતા બિખારીની દશા પણ તેના કરતાં સારી હોય. તે રૂદન કરવા લાગી. સુધાએ પૂછ્યું, "પિતાજી! આપણું શું થશે? ઉપવાસ કરવાથી કેટલા દિવસ જીવાશે?"

હરિપ્રસાદ ઉઠયો. ઘરમાં એકાદ બે વાસણ હતાં, તે લઇ બજારમાં ગયો, તે વેચી તેમાંથી જે કંઇ ઉપજ્યું તેનો બાજરીનો લોટ લાવ્યો. રમાસુંદરીએ રાંધ્યું. જમ્યા બાદ તે જમીદારને મળવા ગયો.

જમીદારે બધું સાંભળ્યા બાદ કહ્યું, "મેનેજર સાહેબને મળો—તે બધી વ્યવસ્થા કરશે." મેનેજર તેનાં દુઃખથી ડગ્યો નહિ. રૈયત સંપ જોઇ દરરોજ હરિપ્રસાદના નામ પર ફરિયાદ કર્યે જતી હતી. એ બધી ફરિયાદો સાંભળી ને હરિપ્રસાદ પર બહુ ગુસ્સે થયો હતો. માટે આવી વિપત્તિથી

પણ તેને દયા ન જ આવી. હરિપ્રસાદની સ્થાવર મિલ્કત જપ્ત કરી લેણું વસુલ લેવાનો તેણે નિશ્ચય કર્યો.

હરિપ્રસાદને આંખો બરાબર ઉઘડી. જમીનદાર લેણું વસુલ કરવા સ્થાવર મિલ્કત જપ્ત કરે તો રહેવું ક્યાં ? તેણે મનમાં દુનિયાને શ્રાપ આપવા લાગ્યો. કોઇ તેના તરફ મીઠી નજરે જોતું માલુમ પડયું નહિ. પિતાના સમયથી તે એકનિષ્ઠાથી જમીનદારની નોકરી કરતો હતો, પણ એ બધાનું પરિણામ શું આ ?

એ સમયે તેના અંતઃકરણમાંથી અવાજ આવ્યો, "હરિપ્રસાદ ! તેં કોના પર દયા દર્શાવી હતી કે આજે તું હક તરીકે દયા માગી શકે ? યાદ આવે છે, જે દિવસે જપ્તીનું વોરંટ કઢાવી તેનો અમલ કરવા ખાતર તારાચંદનાં મકાનને હરરાજ કરવા ગયો હતો તે ! તેઓએ તારી પાસે આવી.કેટલી કાકલુદી ભરી અરજો કરી હતી, તેં તેના પર દયા કરી હતી ? ૩૦૦ રૂપીઆ આપી વ્યાજ સહિત ૯૦૦ રૂપીઆ બાકી કાઢી પ્રભાશંકર મહેતાનાં ઘરને ટાંચ લગાવતાં તને દયા આવી હતી ? એને લીધે તેની પુત્રી મરણ પામી. પુત્ર ગાંડો થઇ ગયો, પત્ની કુવે પડી ! તારાં પાપથી આખું કુટુંબ આ પૃથ્વી પરથી લોપાઇ ગયું. અને...તારા ભાઇને તો યાદ કર ! કોલેરાંનાં કપરાં દરદથી પાણી પાણી પોકારતા તારા ભાઇને યાદ કર !! તેને ઘરમાંથી રજા આપતાં તને દયા આવી હતી ? આજે તારા તરફ કોઇ નજર કરતું નથી, કોઈ તારે દુઃખે રડતું નથી. એ બધું તારાં પાપે !!!

હરિપ્રસાદ સ્તંભિત થઇ ગયો. ખરેખર ! તેણે તો કોઇના તરફ દયા દર્શાવી નથી. દયા મમતા સાથે તેને જરા પણ સંબંધ

નહોતો હવે તેને દયા માનવાનો શો અધિકાર હતો? તે વિચાર કરતો કરતો ઘેર ગયો.

વિપત્તિના સમયે જેની પડખે આવી કોઇ ન ઉભું રહે, જેનાં દુઃખે એક અશ્રુબિંદુ પણ ન પાડે તેના જેવો અભાગી માણસ જગતમાં બીજો કોઇ નથી. દેસાઇનું કુટુંબ વિપત્તિમાં હતું છતાં તેના તરફ સહાનુભૂતિ રાખનાર કોઇપણ નહોતું. જેઓની સાથે તેને ગાઢ સંબંધ હતો, તેઓ પણ તેની ભાળ કાઢવા ન જ આવ્યાં. રમાસુંદરી સુધા સાથે વાત કરતી હતી, પૈસાને દાગીના માટે રડતી હતી અને મારાં નસીબમાં સુખ નથી એમ વારંવાર જણાવતી હતી, એ વેળા હરિપ્રસાદ આવી પહોંચ્યો. સુધાએ પૂછ્યું, "કેમ બાપા! શું કરી આવ્યા?"

હરિપ્રસાદે દીલગીર થઇ કહ્યું "બેટા! જે ધાર્યું હતું તે! મેં જે કર્યું હતું તે તેમણે કર્યું.

સુધા–એ શું બાપા?

હરિ–"સમજી શકતી નથી બેટા! મેં અનેક માણસોનાં ઘર વેચ્યાં છે, આ વખતે તેઓ પણ એમ જ કરવાના છે,"

રડતી રડતી સુધા બોલી–"આપણું શું થશે બાપા? આપણે ક્યાં રહીશું?"

એ પ્રશ્નના જવાબમાં હરિપ્રસાદે કહ્યું, "તું કાલે સાસરે જશે?"

સુધા–તેઓ મને રાખશે? મેં તેમને બહુ સંતાપ્યાં છે."

હરિ–રાખશે તો ખરાં પણ—

સુધા–પણ શું પિતાજી? હું બધું સમજી, હવે હું અગાઉની સુધા રહી નથી. હવે તેઓ માને લાકડીનો માર મારશે તો પણ હું

હસતાં હસતાં સહન કરીશ. સ્ત્રી બોલકણી હોય તો તેની શી દુદશા થાય છે તે મેં નજરોનજર જોયું છે,

હરિ–ત્યારે તો સારૂં બ્હેન! આટલાં દુઃખમાં મને એટલો સંતોષ થયો.

સુધા–પરંતુ તમારૂં શું થશે? કયાં રહેશો?

હરિ–ઝાડ નીચે.

સુધા રડવા લાગી. તેને સાન્ત્વના આપતો હરિપ્રસાદ બોલ્યો, "રડ નહિ બેટા! મેં મારાં આચરણથી પોતાનાં ને પારકાં કર્યાં છે, બધાંને તરછોડયાં છે. મારી દુર્ગતિમાં કોઈને દયા આવે તેમ નથી. તને સાસરે મોકલ્યા પછી હું જરા શાંત થઇશ. ત્યારબાદ અમારાં નસીબમાં જે થવાનું હશે તે થશે. હું તો અત્યારે મારૂં ભવિષ્ય ભયંકર છે એ દિવ્યચક્ષે જોઇ રહ્યો છું."

રમાસુંદરી કશું ન બોલી. રૂપીઆને દાગીનાના શોકથી તે ગાંડા જેવી બની ગઇ હતી. જે રૂપીઆ પતિને દેવું પતાવવા ન અપાયા તે લૂટારા લૂટી ગયા એ શું ઓછા અફસોસની વાત છે!

હરિપ્રસાદે સવારમાં ઉઠી એક ગાય વેચી, તેમાંથી જે કંઇ ઉપજ્યું તેવડે એક ગાડું ભાડે કરી એક બાઇ સાથે સુધાને સાસરે મોકલી, સાથે એક પત્રમાં બધી વિગત લખી જણાવી. ગાડી સુધાને સાસરે ગઇ. સુધા ગાડીમાંથી ઉતરી ઘરમાં ગઇ. સાસુજી બેઠાં હતાં, તેના પગમાં પડી રડવા લાગી. સાસુજી કશું બોલ્યાં નહિ, તે તો મોં ફેરવી બેઠાં. સાથેની સ્ત્રીએ પત્ર સુધાના સસરાના હાથમાં આપ્યો.

સુધાનો સસરો સજ્જન પુરુષ હતો. વેવાઇપર આવી પડેલી વિપત્તિથી તે બહુ દુઃખી થયો તેણે ગૃહિણીને બોલાવી બધી વાત

કહી. ગૃહિણીએ કહ્યું," વેવાઇનાં દુઃખે આપણે દુ:ખી થવું જોઇએ પણ આ વહુ હવે આપણા કામની નહિ. બીજો વિવાહ નકી કરી રાખ્યો છે, હવે તો છોકરાને બીજી પરણાવ્યે જ છૂટકો.

સુધા સાસુને પગે પડી બોલી, "મા, મને માફી આપો. હવે મારામાં તદ્દન ફેરફાર થઇ ગયો છે, આપ મને મારી નાખશો તો પણ હું હવે આપને સામો જવાબ નહિ આપું."

સાસુનું મન જરા નરમ થયું. તેણે કહ્યું, "પણ મારા દીકરે તારૂં મોં ન જોવાની પ્રતિજ્ઞા લીધી છે. હું તને અહીં રાખી શકતી નથી."

સુધા–આપ મને ન તરછોડો. આપની સેવા કરવાનો અધિકાર ન ખુંચવી લો. મારા માથાપર અત્યાર સુધી ભૂત ચઢી બેઠું હતું, તે હવે ઉતરી ગયું છે. હું હવે સારી થઇ છું."

સાસુ–તારી વાતપર શો વિશ્વાસ? તું તારી વર્ત્તણુક જાહેર નહિ કરે એમ કેવી રીતે ધારી શકું બેટા?"

સુધા–મા, હું આપનું સંતાન છું. છોરૂ કછોરૂ થાય, પણ માવતર કમાવતર ન થાય. નઠારાં છોકરાંને શું મા હાંકી કાઢે?

સાસુની આંખમાં પાણી આવ્યાં. તેણે સુધાનો હાથ પકડી ચુંબન કર્યું. તે ભેટતી ભેટતી બોલી, "બેટા! તું તો મારા ઘરની લક્ષ્મી છે! તને હાંકી કાઢી અમે સુખી થઇ શકીએ, ખરાં! ચાલ, રડ નહિ બેટા!"

તે વહુને ઘરમાં લઇ ગઇ. ખરેખર સુધાનો સ્વભાવ બદલાયો હતો. એક માસમાં તેણે પોતાના વ્યવહારથી બધાંને વશ કરી લીધાં. સાસુસસરે, દિયેર કે નણંદ વગેરેમાંનું કોઇ તેની વર્ત્તણુકમાં ભૂલ કાઢી શક્યું નહિ.

પિયેર જતી વેળા તેની સાસુએ હાથમાંની ચુડીઓ સિવાય બીજું કશું ઘરેણું આપ્યું નહોતું. તેથી એ ચુડીઓ સિવાય બીજું કશું લૂટાયું નહોતું. સુધાના હાથમાં તેની સાસુએ પોતાના હાથની ચુડીઓ પહેરાવી દીધી. તથા બીજા દાગીના પહેરવા કાઢી આપ્યા. સુધા સુખી હતી પણ તેનાં માબાપની સ્થિતિ વિચારતાં તેનું અંતઃકરણ ફાટી જતું હતું.

હરિપ્રસાદની બધી સ્થાવર મિલ્કત વેચાઇ ગઇ. કેવળ રહેવાનું ઘર જમીનદારે તેનાપર દયા કરી રહેવા દીધું. એટલી જમીનદારે દયા કરી તેથી હરિપ્રસાદને ઘર છોડી જવું પડયું નહિ. રામપ્રસાદનો ભાગ પણ ગયો. કેવળ પ્રભાવતીની છ વીઘાં જમીન કાયમ રહી.

હરિપ્રસાદ પાસે હવે કશું ન રહ્યું. કેવળ રહેવાનું ઘર રહ્યું. પણ ખાવું શું ? એક દિવસ, બે દિવસ કે ત્રણ દિવસ ભૂખ વેઠાય પણ હંમેશાં તો ન વેઠાય. ઘરના કોળિયા ન ભરાય. મનુષ્ય બધું સહન કરી શકે પણ ભુખ સહન ન થાય.

ગાય, બળદ, વાસણકુસણ તથા બીજો સરસામાન વેચી હરિપ્રસાદે ત્રણ માસ તો કાઢયા. હવે શું કરવું. પાંચ રૂપીઆ બાકી રહ્યા હતા, ત્યારબાદ ખાવું શું ? રમાસુંદરીએ કહ્યું, " ઘરમાં બેસી રહેવાથી શું થવાનું છે ? કોઇ સ્થળે નોકરી શોધો તો સારૂં ? જે થવાનું હતું તે થઇ ગયું હવે કંઇ ભૂખે પેટે તો એમનું જ રહેવાશે ? "

હરિપ્રસાદ–ચાકરી કયાંથી મેળવવી ? ચાકરી આપે કોણ ? મેં આબરૂ ગુમાવી છે. નોકરી માગવા જતાં લોકો જામીન માગે છે. જામીન આપવા કયાંથી ?

રમાસુંદરી–પરદેશ જાઓ. કોઇ સ્થળે નોકરી મળી રહેશે.

હરિપ્રસાદ—તને ક્યાં મૂકી જાઉં ? તારા પિયેરમાં પણ કોઇ નથી કે બેચાર માસ રાખે.

રમાસુંદરી—મારૂં કપાળ એવું એમાં કોઇ શું કરે ?

હરિપ્રસાદ કશું ન બોલ્યો. પાસેનાં ગામમાં એક મોદીખાનાની દુકાન હતી, તે દુકાને નામુંઠામું લખવાની સગવડ થઇ. દરમહિને પાંચ રૂપીઆનો પગાર ઠરાવ્યો. આ પાંચ રૂપીઆ પણ હરિપ્રસાદને મીઠા લાગ્યા. હરિપ્રસાદ ઉઘાડે પગે, ફાટેલ છત્રી ખાંધે નાખી, ફાટાંતૂટ્યાં કપડાં પહેરી સવારના પહોરમાં નોકરી પર જતો. બપોરે જમવા ઘેર આવતો વળી જમી કરીને નોકરીપર જતો. પાછા ઘેર આવતાં રાતના આઠ નવ વાગતા.

હરિપ્રસાદના દહાડા મહામુશીબતે પસાર થવા લાગ્યા. પાંચ રૂપીઆમાં માંડ માંડ ગુજરાન ચાલતું. લુગડાં ખરીદવાનાં હોય ત્યારે એકટંક જમી પૈસા બચાવવા પડતા. રાત્રે પાણી પીને સૂઇ રહેવું પડતું. રાત્રે ઉંઘ ન આવતી. ભૂખ્યે પેટે ઉંઘ કયાંથી આવે ?

એકાએક વિજયની સ્વારી પધારી. તેનો ચહેરો ફરી ગયો હતો. તેની અવસ્થા જોઇ રમા બહુ રડી. હરિપ્રસાદે તો તેની સાથે વાતચીત પણ ન કરી. વિજય એકાદ બે દિવસ રહી, સ્થિતિ જોઇ પાછો કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયો. હરિપ્રસાદે તે બાબત કશો શોક કર્યો નહિ. કારણકે તે સમજતો હતો કે તેનાવડે અત્યારે મારા દુઃખમાં કશો ભાગ લઇ શકાય તેમ નથી. રમાસુંદરી તો રાત દહાડો રડવામાં જ ગુમાવવા લાગી.

એ સમયે બહુ પરિશ્રમથી, ચિંતાથી, અનાહારથી હરિપ્રસાદ માંદો પડયો. પૈસા નહોતા કે દવા કરાવે. નોકરી પર જવાતું નહિ. ખાવું

શું ? હરિપ્રસાદ પથારીમાં પડયો પડયો ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યો. રમાસુંદરી દહાડામાં બે ત્રણ વાર તેની પાસે આવી જતી. તે પોતાની ચિંતામાં પડી હતી.

ઘરમાં કંઇ નહોતું. ગઇ કાલે એકટંક ખાધું હતું. એકટંક પણ પૂરૂં ખાવાનું મળ્યું નહોતું. આજે સૂર્ય આથમ્યો પણ ખાવાનું ન મળ્યું. રાત કેવી રીતે જશે ? રમાસુંદરીની આંખમાં આંસુ ભરાયાં. ભૂખની જ્વાળા સૌથી વિષમ છે ! પેટમાં ગોળા ચડવા લાગ્યા ! હાય ! આ દુનિઆમાં એવું કોઇ નહોતું કે તે બંનેને મૂઠી અનાજ આપે !

તે ગરીબની દીકરી છતાં સારી સ્થિતિવાળા ગૃહસ્થની પત્ની થઈ હતી. સદા વૈભવમાં જ રહી હતી. ક્ષુધાની તાડના સહન કરવા જેટલી શક્તિ તેનામાં નહોતી. સ્થિતિ પલટાઇ હતી છતાં બે દિવસના સામટા ઉપવાસ તેણે કર્યા નહોતા. આજે બે ઉપવાસ થયા, તે મરવા પડી. મરણની ભયંકરતા જોઇ તે કાંપવા લાગી ! હાય ! મરણની છાયા કેવી ભયંકર છે ! ભુખથી તરફડી તરફડી મરવું પડશે. અત્યારે અભાગણીને ખબર પડી કે ભૂખનું દુઃખ કેવું ભયંકર હોય છે !

ઉંઘવા માટે જમીન પર પડી. ઉંઘ ન આવી. સ્મૃતિ તેને વીંછીના ડંખની પેઠે ડંખવા લાગી. આવી જ રીતે ભૂખ્યાં ને તરસ્યાં બે મુખ તેની સ્મૃતિપથ પર તરવા લાગ્યાં. બે દિવના ઉપવાસ હતા. કંઈ ખાવાનું મળ્યું નહોતું. ગરીબ પ્રભાવતી ભૂખી બેઠી હતી. પોતે રસોડે તાળું વાસી ચાલી ગઇ હતી. સરયૂ ભૂખે પેટે તરફડતી હતી. તે મનમાં વિચારવા લાગી. " આ એ મહાપાપનું પ્રાયશ્ચિત છે ! હું અભાગણી છું, દુરાચારી છું. ત્યારે મને એટલું ભાન નહોતું કે ભૂખથી આટલું

દુઃખ થાય છે. હાય! મેં કેવું ભયંકર પાપ કર્યું છે. આ જન્મનાં કર્મના ફળ આ જન્મમાં જ ભોગવવાં પડે છે, એની ખાત્રી અત્યારે મને થઇ. હવે હદ વળી. પ્રભુ, હું હવે વધારે સહન કરી શકીશ નહિ. મારામાં જીવ છે ત્યાં સુધી બીજાં પાસે ભીખ માગી શકીશ નહિ. ત્યારે મરી જાઉં ? ના મરી જવું સારૂં લાગતું નથી. મરણની મને બહુ બીક લાગે છે."

આ પ્રમાણે વિચારમાં ને વિચારમાં રમાસુંદરીએ રાત વીતાડી. હરિપ્રસાદ બીજા ઓરડામાં તરફડતો હતો. રમાસુંદરીને બોલાવતો હતો. ધીમે સાદે પાણી માગતો હતો, પણ કોઇ જવાબ આપતું નહોતું. સ્ત્રી-પુત્ર-ભાઇ વગેરે બધાં છતાં હરિપ્રસાદ આજે અનાથ હતો, અસહાય હતો.

રોગનાં દુઃખથી તે ભારે મુંઝાયો, તરસથી છાતી ફાટી જવા લાગી ત્યારે તે રોગનાં દુઃખમાં બબડવા લાગ્યો, " હાય ? સ્વાર્થી જગત્ ! આજે ગરીબ જાણી મારી પાસે કોઇ આવતું નથી. મારા દહાડા ભરાઇ ચૂકયા છે, છતાં મારી પાસે અત્યારે કોઇ નથી. મારે બધાં છે, છતાં અત્યારે કોઇ નથી. સ્ત્રી પુત્ર સુખનાં સાથી છે, તેઓ ખરાબ સમયમાં શા માટે સાથે રહે ? પુરુષની પન્સે પૈસા ન હોય તો સ્ત્રી કંઇ મદદ કરે ખરી? આજે જો એક જણ મારી પાસે હોત તો મને આટલું દુઃખ થવા દેત નહિ. જે એક જ માને પેટે જન્મ્યો છે, તે સહોદરભાઇ મારૂં આવું દુઃખ કદી જોઇ શકે નહિ. પણ તેના પર દુઃખ નાખતાં મેં પાછું વાળી જોયું છે? તે મારી પેઠે પથારીમાં પડયો પડયો પાણી પાણી પોકારતો હતો ત્યારે હું શું કરતો હતો! પ્રાણના ભયથી સંતાઇ રહ્યો હતો, તેની પાસે જતાં

અચકાતો હતો. તો પછી તે મારા સામી નજર શા માટે કરે? જો તે અહીં હોત તો પણ મારા સામું જોત નહિ. પણ એ ઉદાર છે, મહાન છે. તે મારા જેવો નીચ નથી. એ દયાસાગર છે. હું નિર્દય છું. જુલમી છું. પાપી છું. એ રાક્ષસીના રૂપમાં મુગ્ધ બની મેં કેવું નઠોર કર્મ કર્યું છે! મેં તેને કેટલી રાતો ફરજિઆત ભૂખે રાખ્યો છે. તો પણ તેણે મારો ત્યાગ કર્યો નહોતો. મેં જ તેને તજ્યો છે, મારે હાથે મેં વિષનાં બીજ રોપ્યાં છે. મારા પાપનું પ્રાયશ્ચિત થયું છે. પણ અત્યારે મળતી સજા બહુ ભયંકર છે! પ્રભુ! હવે આ પીડા સહન થતી નથી. પાપી છું, ભાતૃવિદ્રોહી છું, વિશ્વાસઘાતી છું, પૈસાના લોભથી મેં ધર્મને જલાંજલિ આપી છે. દયામમતાને દૂર કરી છે, પૈસાને મેં પરમ અર્થ માન્યો હતો, પણ એ પૈસા કયાં! પૈસાએજ મારૂં સત્યાનાશ વાળ્યું. પ્રભાવતીને મેં કેવું દુઃખ દીધું છે. તેનો ભાગ કબજે કરવા મેં કેટલી શઠતા વાપરી છે. જે સ્ત્રીપુત્રને માટે મેં એટલું બધું કર્યું તે અત્યારે કયાં છે? સતીના શાપથી મારી આ અવસ્થા થઇ છે. તે વખતે પૈસાના મદમાં મેં કશું ન વિચાર્યું, મેં નહોતું ધાર્યું કે જે મકાનમાં સતી જેવી પ્રભાવતીએ આંસુ વહાવ્યાં છે, તે મકાન અગ્નિના પ્રચંડ ભડકામાં ભસ્મીભૂત થશે."

હરિપ્રસાદ થાકયો. તે મુડદાંની માફક પથારી પર પડયો.

રમાસુંદરી સવારમાં તેના ઓરડામાં પેઠી, પણ તેની અવસ્થા જોઇ બહુ બ્હીની. તે બહાર આવતી રહી. રોગીની પાસે બેસવાની હિંમત ન રહી, તે બહાર દોડી, રસ્તામાં સૌભાગ્યચંદ જતો હતો. તેને જોઈ રમાસુંદરી આર્તનાદ કરી રડતી રડતી બોલી ઉઠી. " ઓ સૌભાગ્યચંદભાઇ, મને બચાવો. "

વધારે ન બોલતાં તે જમીનપર પછડાઇ અચેતન થઇ ગઇ. સૌભાગ્યચંદે તેના મોં પર પાણી છાંટયું, તેને ભાન આવ્યું એટલે સૌભાગ્યચંદે પૂછ્યું, " તમને શું થયું છે, આમ શા માટે કરો છો?"

રમાસુંદરી રડતી રડતી બોલી, " હું ત્રણ દિવસની ભૂખી છું, ભાઇ મને ક્ષમા કરો, મને બચાવો."

રમાસુંદરીના ગુનાઓ મહાન હતા. તે તરફ નજર કરતાં બીજું કોઇ શું કહે તે તો અમે જાણતા નથી, પણ સૌભાગ્યચંદે કહ્યું. " તમારા ગુના ગમે તેવા મહાન હોય, છતાં તમે જ્યારે મારી પાસે મદદ માગી છે, ત્યારે મારો ધર્મ છે કે તમને મદદ કરી મારી સાથે આવો.

રમાસુંદરી સૌભાગ્યચંદની પાછળ ચાલી.



## પ્રકરણ ૧૯ મું

# નવી વિપત્તિ.

---

માજી પરસાળમાં બેઠાં બેઠાં સૌભાગ્યચંદના ૭ માસના પુત્રને રમાડતાં હતાં, તેને કેવી રીતે પરણાવવો, પરણાવતી વેળા કેવી કેવી ધામધુમ કરવી વગેરે વાતો બોલ્યે જતાં હતાં. એ સમયે સૌભાગ્યચંદ રમાસુંદરીને લઇ ઘરમાં આવી પહોંચ્યો. આવી દશામાં આવી પડયા છતાં રમાએ માજીને બોલાવ્યાં નહોતાં, વાતચીત પણ કરી નહોતી. આથી આજે એકાએક તેની પધરામણી પોતાને ઘેર થએલી જોઇ માજીને બહુ નવાઇ લાગી. પણ નવાઇ લાગી છતાં પોતાનું કર્તવ્ય વિસર્યાં નહિ. ગમે તેવો શત્રુ પણ ઘેર આવે તો તેને માન આપવું જોઇએ કારણ કે ઘેર આવતી વ્યક્તિ શત્રુ નહિ પણ અતિથિ ઠરે છે. તેણે હસતાં હસતાં કહ્યું. “ આવ રમા ! ”

રમાસુંદરીમાં ઉભા રહેવાની શક્તિ નહોતી, તે ફળીમાં જ બેસી ગઇ. સૌભાગ્યચંદે સંક્ષેપમાં બધી હકીકત કહી, ત્યાર બાદ માજીને

રમાસુંદરીની સંભાળ લેવાનું જણાવી પોતે હરિપ્રસાદની સંભાળ લેવા દોડયો.

ત્રણ દિવસના અપવાસની વાત સાંભળી માજીએ કહ્યું, “ બેટા ! ત્યારે અમને ખબર કેમ ન આપી ?”

માજીના અંતઃકરણમાં દયા ઉભરાવા લાગી. આ સ્ત્રી તેમને રસ્તાનાં ભિખારી કરવા તૈયાર થઇ હતી, એ વાત તે ભૂલી ગયાં. તેણે દયાથી ઉભરાતાં અંતઃકરણને વિષે રમાને ચાંપી, પાસે બેસાડી. રમાસુંદરીએ કહ્યું “ હું આપને શું મોઢું લઇ ખબર આપવા આવું ? હું જાણતી હતી કે તમે અન્નપૂર્ણા છો, મૂર્તિમતી દયા છો, તોપણ અહીં આવતાં મારો પગ ઉપડતો નહિ. હવે મને કંઇ ખાવાનું આપો તો સારૂં. ”

સાસુએ ઇસારો કર્યો. તારાચંદની પત્નીએ ઘરમાંથી દૂધ ને પૂરી આણી આપ્યાં. માજીએ પોતાને હાથે દૂધ પીવરાવ્યું, પૂરી ખવરાવી રમાની સંભાળ લેવાનું તારાચંદની વહુને કહી માજી હરિપ્રસાદની અવસ્થા જોવા દોડયાં.

સૌભાગ્યચંદ અને માજીને જોઇ હરિપ્રસાદ બાળકની પેઠે રડવા લાગ્યો. તેણે રડતાં રડતાં કહ્યું, “ સૌભાગ્ય ! બેસ ભાઇ, કાકીમા, બેસો ! તમારી ચરણરજ આપો ! મેં તમારો ગુનો કર્યો છે, તેનો ક્ષમા અપાય તેમ નથી ! આશીર્વાદ આપો કે મારૂં મરણ જલદી આવે. મને બહુ પીડા થાય છે.”

માજી તેના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યાં, “મા શું છોકરાંના ગુના ગણી ગાંઠે બાંધે કે ? હું તારા બધા ગુના માફ કરૂં છું. હું આશીર્વાદ આપું છું કે તું જલદી સાજો થાય ! ”

હાથ હલાવી હરિપ્રસાદે કહ્યું, "ના, કાકીમા, એવો આશીર્વાદ ન આપતાં. કહો કે જલદી મરણ પામીશ. મરણ સિવાય મારી ચિંતા શાંત થવાની નથી! મારૂં આખું અંગ સળગી રહ્યું છે! પાપની પીડા આવી ભીષણ હશે, એ હું જાણુતો નહોતો."

માજીએ તેને સાન્ત્વના આપી. સૌભાગ્યચંદ ડાકટરને બોલાવી લાવ્યો. સારવાર થવાથી હરિપ્રસાદ સાજો થવા લાગ્યો.

નોકરી ગઇ, પથારીવશ થવાથી દુકાનદારે બીજો નોકર રાખી લીધો છે, એકાદ માસ તો માજીની કૃપાથી કશી અડચણ ન પડી. હરિપ્રસાદે એક દિવસ માજીને પૂછ્યું, "માજી, હવે એક સલાહ માગું છું, મને ખાત્રી છે કે આપ સારી સલાહ આપશો." હવે મારે શું કરવું?

માજી–"હું પણ એ જ વિચાર કરૂં છું. ભાઇ, નાનાભાઇ પાસે વળી માન અપમાન કેવું! રાજપ્રસાદને પત્ર લખ."

હરિ–"પથારીમાં પડ્યાં પડ્યાં મને પણ એ વાત યાદ આવી હતી. પણ કેવી રીતે લખું? શું લખું?"

માજી–"એ બધું હું તને કાલે જણાવીશ. તું એક વખત લખશે એટલે તે કદી તને આવી સ્થિતિમાં રહેવા નહિ દે."

હરિ–"માનાં મરણ બાદ મેં તેના તરફ જરા પણ સદ્વ્યવહાર ચલાવ્યો નથી. મેં તેને બહુ દુખી કર્યો છે; ભુખ્યે માર્યો છે. પહેરવાને માટે સારૂં વસ્ત્ર પણ આપ્યુ નથી, વાંક વિના તિરસ્કાર કર્યો છે, માર માર્યો છે, આખું શરીર લોહીથી ખરડ્યુ છે, માદો પડ્યો ત્યારે દવા પણ કરાવી નથી. દુખમા સાન્ત્વના આપી નથી, હવે હું તેની આગળ શું મોં લઇ પત્ર પાઠવું?"

માજી–" તું તેનો સ્વભાવ જાણતો હો તો આટલા વિચાર ન કરે. રામપ્રસાદ માણસ નથી, પણ દેવતા છે. તું તેને એકવાર લખીશ એટલે તે બધું અપમાન ભુલી જશે. મારૂં કહ્યું માની પત્ર લખ."

હરિ–વારૂ, તેમ જ કરીશ. કાલે પત્ર લખીશ. ભીખ માગી ગુજરાન ચલાવવું એજ મારા નસીબમાં હવે લખેલું છે, તો પછી ભાઇ પાસે માગવામાં શરમ શાની ?"

હરિપ્રસાદે રામપ્રસાદને પત્ર લખ્યો. પોતાની સ્થિતિનો બરાબર ચિતાર આપ્યા બાદ લખ્યું કે "હું જાણું છું કે મારા જેવો પાપી કોઇ નહિ હોય. હું તારી પાસે હજારો અપરાધો વડે અપરાધી થયો છું, છતાં હું તારો ભાઇ છું. તું દયાળુ છે, તો પછી મારાપર દયા કરતાં તને જરાપણ આંચકો નહિ આવે. હું પશ્ચાત્તાપની આગમાં સળગું છું, તું મને તારી દયારૂપી શીતળ વારિથી શાંતિ નહિ પમાડે ! મેં મારા કૃત્યો વડે પશ્ચાચપદ પ્રાપ્ત કર્યું છે, છતાં તું તારૂં દેવપણું તજશે નહિ એવી મને ખાત્રી છે. હું તારી મદદની આશા રાખતો બેઠો છે. પ્રભુ તારા હૃદયને મારા ભણી વાળો એવી હરદમ પ્રાર્થના કરી રહ્યો છું."

જે દિવસ પત્ર લખ્યો, તેજ દિવસે સાંજે હરિપ્રસાદ પર એક પત્ર આવ્યો, ધ્રુજતા હાથે તેણે કાગળ ફોડયો વાંચ્યો, તેની બુદ્ધિ લોપાઇ ગઇ. તેનાં ફીકાં મોં સામું જોઇ રમાસુંદરીએ પૂછ્યું, "કોનો કાગળ છે, પત્ર વાંચી આમ કેમ કરો છો ?"

હરિ–કેમ કરૂં છું ? છાતી તો ફૂટતો નથી ને ?

રમા–ના, પણ તમારૂં મોં આવું ફીકું કેમ પડી ગયું ?

હરિ–શામાટે, તે સાંભળવું છે. વિધાતાનો સૂક્ષ્મ ન્યાય કોઇની પરવા રાખતો નથી. મારાં પાપનાં ફળ અત્યારે પાક્યાં છે. મારા

પ્રાયશ્ચિત યજ્ઞની પૂર્ણાહુતિ થઈ છે. ધન, માન, સંપત્તિ વગેરે જે કંઇ હતું તે ગયું છે, હવે મને નિર્વંશ કરી ભગવાન આં જગતમાં ધર્મનો જય અને પાપનો ક્ષય એ કહેવત, એ સૂત્ર ખરૂં પાડી બતાવશે.

રમા–એ શું બોલો છો? મારા વિજયે શું કર્યું છે? તે સાજો તો છે ને?

હરિ–સાજો ન હોત તો વધુ સારૂં હતું, રોગથી મરણ પામ્યો હોત તો ઠીક હતું. પણ તારા ગર્ભે જન્મનારને એવું મરણ ક્યાંથી હોય. તારો લાડવાયો છોકરો વિજય ફાંસીએ લટકતો મરણ પામશે.

રમા–ઓ મા!...

એમ કહી રમાસુંદરી બેભાન બની જમીન પર પટકાઈ. હરિપ્રસાદે તેને સાવધ કરવા માટે કશા પ્રયત્નો ન કર્યા. તેણે વિચાર્યું કે હમણાં ઉઠી બેઠી થશે. આટલી સહેલાઇથી તે મરે એવું સૌભાગ્ય તેનું ન હોય. થયું પણ તેમ જ. થોડીવારમાં રમાસુંદરી ભાનમાં આવી, પોતાની મેળે બેઠી થઇ. થોડીવાર બેઠા પછી તેણે પૂછ્યું, "અભાગિઆએ શું કર્યું છે?"

હરિપ્રસાદ–"ખૂન! કોરટમાં કેસ ચાલશે. મને પત્રમાં લખ્યું છે કે જો બચાવાય તો બચાવજો. પણ હું શી રીતે રક્ષણ કરૂં? મારા દહાડા પરવાર્યા છે. હું ભિખારી છું, કોરટમાં કેસ ચલાવવા જેટલી શક્તિ મારી નથી. જે થવાનું હશે તે થશે. નકામો વિચાર કરવાથી શો ફાયદો."

પરંતુ રમાસુંદરીનું મન શાન્ત થયું નહિ. તે ગાંડાની માફક રૂદન કરવા લાગી. માજી અને સૌભાગ્યચંદ ઘણો પ્રયત્ન કરતાં છતાં તેને સમજાવી શક્યાં નહિ.

માજીએ હરિપ્રસાદને કહ્યું, "તું એક કામ કર. કાલે જ વિજયના સસરા પાસે જા. તેઓ તેના જમાઇને કદાચ મદદ કરે તો."

હરિપ્રસાદે કહ્યું, "કાલે જ જાઉં પણ જો મને ચાર પાંચ દિવસની વાર થાય તો આને કોણ સાચવશે? વૃદ્ધાવસ્થામાં તમે તે કેટલુંક કરી શકશો?"

માજી–એ વાત ખરી છે. મારી અવસ્થા પ્રથમ જેવી હોત તો કંઇ વાંધો નહોતો. વળી રમા પાસે આખો દિવસ એક માણસને રાખવાની જરૂર છે. તું પ્રભાવતીને અહીં મૂકી જા.

હરિ–શું મોં લઇ ત્યાં જાઉં? એ સતીને દુઃખી કરવામાં મેં મણા રાખી નથી. આવા સમયે તે કદાચ ન આવે તો?

માજી–આવશે, જરૂર આવશે, તું હજુ તેને ઓળખી શક્યો નથી. તારી સ્થિતિ જોઇ તેને દયા આવ્યા સિવાય રહેશે નહિ.

હરિ–ત્યારે એમ જ કરૂં. તેની માફી માગવાની જરૂર છે. મારે એક વખત તેની મુલાકાત લેવી જ જોઇએ. હું તેમને મળીશ, તેમની માફી માગીશ જ. અપરાધી પર કૃપા કરવામાં એ સતી બધા દોષ ભૂલી જશે.

બીજે દિવસે સવારમાં હરિપ્રસાદ રામપુર ગયો. સૌભાગ્યચંદ અને માજી રમાસુંદરીની સારવાર કરવા લાગ્યાં. રમાસુંદરી પથારીવશ થઇ છે, કેવળ 'વિજય વિજય' કરી રહી છે. તેની સ્થિતિ જોઇ તેઓએ વિચાર્યું કે આવી સ્થિતિમાં જરૂર તે ગાંડી બની જશે. આડોશીપાડોશી કહેવા લાગ્યાં, "જો એમ થાય તો પરમેશ્વર પ્રભુની એના પર દયાદૃષ્ટિ છે એમ જાણવું. પણ એવું નસીબ ક્યાંથી. તે ગાંડી નહિ થાય. અજ્ઞાનપણે પાપનું પ્રાયશ્ચિત કરવું એમાં કંઇ દુઃખ નથી? ગાંડાપણું તો

સુખ દુઃખથી અતીત છે. અજ્ઞાન બની વાહટાપ કરવા જેવું છે, માટે રમા ગાંડી નહિ થાય, હજુ તે પીડાશે."

હરિપ્રસાદ રામપુર પહોંચ્યો ત્યારે બપોર થયા હતા. રસ્તો બહુ લાંબો નહોતો તોપણ હરિપ્રસાદનું શરીર અતિશય નબળું થઈ ગયું હોવાથી આટલી વાર લાગી. પ્રભાવતી હરિશ્ચંદ્રને પીરસતી હતી. હરિશ્ચંદ્ર આંગણાંમાં જઇ ઉભો. પ્રભાવતીએ તેને જોઇ માથે ઓઢયું નહિ. હરિશ્ચંદ્રે પૂછ્યું, "ક્યાંથી આવો છો? શું જોઇએ છે?"

હરિપ્રસાદ આંગણાંમાં બેસી ગયો. તેણે ધીમે સાદે કહ્યું, "હરિશ્ચંદ્ર! મને ઓળખે છે? ન ઓળખે એ સ્વાભાવિક છે! હું એ મહાપાપી હરિપ્રસાદ છું. મારાં પાપનું પ્રાયશ્ચિત શરૂ થયું છે. મારા પાપના પૈસા જાદુની માફક ઉડી ગયા છે. હું અત્યારે ભિખારી બની ગયો છું."

પ્રભાવતી જેઠને ઓળખી ગઇ, તે માથે ઓઢી ઘરમાં જવા તૈયાર થઇ હરિપ્રસાદ રડી પડયો. તેણે રડતાં રડતાં કહ્યું, "ઉભાં રહો આ! હું તમારી પાસે ક્ષમા માગવા આવ્યો છું. મને તિરસ્કારી ચાલ્યાં જશો નહિ. મેં આપના હજારો અપરાધ કર્યા છે, છતાં તમે મારી આ છો, તમે મને માફી આપશો એવી ખાત્રીથી હું અહીં આવ્યો છું. તે વખતે હું મદાન્ધ બની ગયો હતો, મને સારાસારનું ભાન નહોતું, એટલે મેં ન કરવાનું કર્યું. તે વખતે હું એટલું નહોતો સમજી શકયો કે આપના જેવી સતીનાં અશ્રુજળમાં મારૂં બધું તણાઇ જશે. તમે સતી છો, તમને કશું નુકશાન ન થયું, આ પાપી અત્યારે અનંત નરકયંત્રણા ભોગવી રહ્યો છે."

પ્રભાવતીએ હાથ ધોઇ દૂરથી નમસ્કાર કર્યા. અશ્રુજળથી તેની છાતી ભિંજાઇ જતી હતી, એક ચટાઈ લાવી બહાર બિછાવી. હરિ-

શ્ચંદ્ર જમતો જમતો ઉઠ્યો. હરિપ્રસાદના બધા અપરાધો ભૂલી હાથ પકડી સાદડી પર બેસાડી હાથપગ ધોવા પાણી આપ્યું.

હાથપગ ધોતાં ધોતાં હરિપ્રસાદે પોતાની બધી વાત કહી. હરિશ્ચંદ્રની આંખમાં પાણી ઉભરાયાં.

હરિપ્રસાદે કહ્યું, " ભાઇ સાંભળ! હજુ મારી કથની બાકી છે. અપમાન, અનાહાર, રોગની પીડા વગેરે મેં ગમે તેટલું ભોગવ્યું હોય છતાં તેથી મારાં પાપનું પ્રાયશ્ચિત થાય તેમ નહોતું. હવે મારૂં પ્રાયશ્ચિત પૂર્ણ થવા આવ્યું છે. હવે હું નિર્વંશ થવાનો છું. નિર્વંશ થઇશ એટલે ભગવાનની ઇચ્છા પૂર્ણ થશે."

હરિશ્ચંદ્રે પુછ્યું. " કેમ, વિજય શું કરે છે? જેલમાંથી પાછા ફર્યા બાદ તે ઘેર નથી આવ્યો?"

"તે અત્યારે ખૂની ઠર્યો છે, ફાંસીની રાહ જોતો–મુકદ્દમાની રાહ જોતો બેઠો છે." એમ કહી હરિપ્રસાદે તેના સંબંધની બધી વાત કહી. રમાસુંદરીની સ્થિતિ વિષે પણ બધી વાત કહી સંભળાવી. છેવટે કહ્યું, " હું તેના સસરા પાસે જાઉં છું, તે કદાચ તેના જમાઇને મદદ કરે એવી આશાથી. મારે પણ મુંબાઇ જવું પડશે. ઘેર એ ગાંડીની સંભાળ કોણ રાખે? એવા પ્રશ્નનો નિવેડો આણવા માટે પ્રભાવતી પાસે આવ્યો છું. મેં તથા મારી પત્નીએ તમારી પત્યે જે વ્યવહાર ચલાવ્યો છે, તે તરફ નજર કરતાં તમે અત્યારે મને તરછોડશો તો લોકોમાં તમારી નિંદા નહિ થાય પણ તમે તમારૂં મહત્ત્વ નહિ ગુમાવો એવી મને આશા છે. હું આવું ત્યાં સુધી પ્રભાવતી મોહનપુર જઇ જેઠાણીની સેવા કરે તો હું વિજયને બચાવવાનો પ્રયત્ન કરું નહિ તો પછી હરિઇચ્છા."

પ્રભાવતીએ ઘરમાંથી ઇસારા વડે હરિશ્ચંદ્રને હા પાડવાની સૂચના કરી. એ જાણી હરિપ્રસાદે કહ્યું, " બેટા ! મને ખાત્રી હતી માટે જ અત્યારે અહીં આવી બેઠો છું. તમે દયાળુ છો. મેં તમારી સાથે જે વ્યવહાર ચલાવ્યો છે, તે વિસરી જશો. ભગવાન તમારૂં ભલું કરશે. "

તે દિવસની રાત હરિપ્રસાદે રામપુરમાં ગાળી. પ્રભાવતીએ તેની સારી રીતે ખાતરબરદાસ કરી. બીજે દિવસે સવારમાં હરિપ્રસાદ વિજયને સાસરે જવા તૈયાર થયો. પ્રભાવતી મોહનપુર જવાની તૈયારી કરવા લાગી. ત્યાંની સ્થિતિ વિષે તેણે બધું સાંભળ્યું હોવાથી બધી વ્યવસ્થા કર્યા બાદ મોહનપુર જવાનો તેણે ઠરાવ કર્યો હતો. એક માસ ચાલે તેટલી ખોરાકી ગાડાં પર નાંખી પ્રભાવતી ઘણાં વરસો બાદ સાસરે ચાલી. મોહનપુર તેનું તીર્થક્ષેત્ર હતું, એ તીર્થક્ષેત્રમાં આવવા તેને વારંવાર ઉત્કંઠા થઈ આવતી.

ગાડું ગામમા.આવી પહોંચ્યું. આડોશીપાડોશી ટોળે મળ્યાં. ખબર પહોંચતાં માજી સૌભાગ્યચંદના છોકરાને લઈ આવી પહોંચ્યાં.

પ્રભાવતી બધાનાં સમાચાર પૂછતી પૂછતી ઘરમાં પેઠી. ઘરની સ્થિતિ જોઇ તેનાથી રહી પડાયું. ઘરમાંથી શોભા ચાલી ગઇ હતી. એક પ્રકારનો વિકટ હાહાકાર જાણે ઘરના ખૂણેખૂણા ભરી રહ્યો હોય તેવી સ્થિતિ જણાતી હતી. ગરીબાઇએ કાયમનું થાણું જમાવ્યું હતું. ઘરની સ્થિતિ શોચનીય થઇ પડી હતી.

રમાસુંદરી પડી પડી રડતી હતી. પ્રભાવતીએ તેને બોલાવી, " બ્હેન, ભાભીજી ! "

અભાગણીનું રુદન હૃદયમાં છૂપાઇ રહ્યું હતું. સ્વજન મળતાં તેનાં હૃદયકપાટ ખુલી ગયાં. તે રડવા લાગી, ડસકા ભરવા લાગી. તેનું

રૂદન, તેનું દુઃખ જોઇ પત્થર પણ પીગળી જાય તો પછી માણસનું તે શું ગજું ? પ્રભાવતીએ તેને શાંત પાડી.

રમાસુંદરીનું રૂપ ચાલ્યું ગયું છે. તેના વાળ રુક્ષ થઇ ગયા છે, વસ્ત્રો મલિન થઇ ગયાં છે. તેને પ્રભાવતીએ ખોળામાં લીધી. રમા પ્રભાવતીને ગળે વળગી રડવા લાગી. છેવટે તે શાંત થઇ, પ્રભાવતીને કહેવા લાગી, " વહુ, જો, મારા પાપનું પરિણામ ! ચારે તરફ કેવું સુખ જામ્યું છે. ! હું કાળી નાગણ છું, મારાં પાપે દેસાઇનાં કુટુંબનાં સુખનો નાશ થઇ ગયો છે ! બ્હેન, પૈસા માટે મેં શું કર્યું ? હિતાહિત જ્ઞાન બાજુએ મૂકી, દયામાયા વિસારી મૂકી, મેં ન કરવાનું કર્યું. પણ એ પૈસાનું શું થયું ? એ પૈસા ગયા, પાણીના રેલાની માફક ગયા. ક્યાં ગયા તે કોઇએ જાણ્યું નહિ, આ જન્મનાં કૃત્યો મને આ જન્મમાં જ મળ્યાં. તમને જેટલું દુઃખ આપ્યું હતું તેથી સો ગણું મને મળ્યું. હજુ પણ મારી દુર્દશાનો છેડો આવ્યો જ નથી. પુત્રના મરણ સાથે મારા પાપનું પુરેપુરૂં પ્રાયશ્ચિત થશે. "

પ્રભાવતીએ તેને શાંત કરી કહ્યું, " બ્હેન ! તમે સમજ્યા વગર જે કાંઇ કર્યું તેનો બદલો મળ્યો છે. હવે કુકર્મોનો પશ્ચાતાપ થતો હોવાથી ભગવાન જરૂર દયા કરશે. વિજય જરૂર કેદમાંથી છૂટી ઘેર આવશે. "

રમાસુંદરી વળી રડવા લાગી. તે રડતી રડતી બોલી, " બ્હેન એવો આશીર્વાદ આપ ! તું સતી છે, તારા આશીર્વાદ ફળશે. હું રાક્ષસી છું, પિશાચણી છું, મારા સ્પર્શથી બધું સળગી ગયું. છેવટે મારો પુત્ર પણ જવા બેઠો છે. મને આવી દુર્મતિ શાથી આવી ? આવી સર્વગ્રાસી ઇચ્છા મારા હૃદયમાં ક્યાંથી પેઠી ? મેં ધર્મ સામું

ન જોઇ શું મેં બધાને છેતર્યાં, છેવટે હું મારી છેતરપિંડીમાં હું જ છેતરાઈ. મારાં પાપે મારૂં બધુ ગયું. બેન, હવે શું થશે. વિજય શું જીવતો ઘેર આવશે ?"

તેને શાંત પાડી પ્રભાવતીએ કહ્યું, "જરૂર આવશે. મારૂં મન સાક્ષી પૂરે છે કે જરૂર તે ઘેર આવશે. તમે ઉઠો, હાથ પગ ધુઓ. હું રાંધવા પેસું છું."

માથું હલાવી, કપાળ પર હાથ ઠોકી રમાસુંદરીએ કહ્યું, "શું રાધશે વહુ? ઘરમાં અનાજ કયાં છે ! જે માજીનું હું સત્યાનાશ વાળવા બેઠી હતી, તેઓ આજ બે માસ થયા અનાજ પૂરૂં પાડે છે. જેઓને મારી નાખવા માગતી હતી, તેઓ આજે મને અન્ન આપી જીવાડે છે. લોકો કહે છે કે પાપનું ફળ મરણ પછી ભોગવાય છે પણ મને સ્પષ્ટ અનુભવ થયો છે કે આ જિંદગીમાં જ બધું ભોગવવાનું છે. નરક આ પૃથ્વી પર જ છે. હું નરકનું દુઃખ સહન કરૂં છું. પાછલાં કૃત્યો સંભારૂં છું ને બળું છું, સળગું છું.

પ્રભાવતીએ કહ્યું, "બ્હેન ! શાંત થાઓ. મેં બધી વ્યવસ્થા કરી છે. બધી ખોરાકી સાથે લાવી છું. તેથી થોડા રોજ કોઇનો આધાર રાખવાની જરૂર નથી.

રમાસુંદરી નવાઇ પામી પ્રભાવતી સામું જોઈ રહી. તે આનંદાશ્રુ વરસાવતી બોલી, "બધું લાવી છે ? મને ખવડાવવા બધું લાવી છે ? શું કહે છે પ્રભાવતી ! હું ભૂખી છું એ વાત સાભળી તું બાપને ઘેરથી બધું લાવી છે ? મેં તને બે દિવસના કડાકા કરાવ્યા હતા, તે શું બધું ભૂલી ગઇ ? આજે જો તું મને ભૂખે મરતી જોવા આવી હોત તો હું વધારે ખુશી થાત, આજે જો તું મને નજરોનજર જોઈ

હસત તો હું ઓર મજા માનત. પ્રભાવતી ! કરુણામયિ ! તું તારૂં કરુણાથી ભરપૂર હૃદય લઇ શા માટે મારી સમક્ષ હાજર થઇ ? પાપથી કલુષિત મારૂં હૃદય તારી દયાથી ઉછળી રહ્યું છે. બ્હેન ! મારા જેવી પિશાચણી સમક્ષ આવો વ્યવહાર ન છાજે. ”

પ્રભાવતી રડવા લાગી. તેણે કહ્યું, “ બ્હેન ! એ બધી વાત જવા દે. હું બધુ વિસરી ગઇ છું. તે માટે હું તારા પ્રત્યે બેવફા થાઉં એમ નથી. ”

પ્રભાવતીને ગળે વળગી રમાસુંદરી કહેવા લાગી, “ તું પુણ્યશાળી છે, તેથી એ બધું વિસરી ગઇ. હું પાપી છું, મારૂં પાપી હૃદય એ બધું વિસરી શકે તેમ નથી. વિસરી જાઉં તો મને કશી શિક્ષા ન થઇ ગણાય ! મને એ બધું હંમેશા સાંભરશે. પાપના પશ્ચાતાપથી હંમેશાં મારૂં હૃદય સળગશે. એમ ન બને તો બ્હેન વિધાતાની સૃષ્ટિનો નાશ જ થઇ જાય. ”

રમાસુંદરીને થંડી પાડી પ્રભાવતી રાંધવાની તૈયારી કરવા લાગી. પણ માજીએ આવી કહ્યું કે આજે તો તારે મારે ત્યા આવવું પડશે. તમે બંને ચાલો. કાલથી ઘેર રાધજો.

પ્રભાવતીથી ના ન પડાઇ.



પ્રકરણ ૨૦ મું

## હવસની લીલા

---

જે કહે કે 'હું તને જિંદગી પર્યંત ચાહીશ' તે પ્રેમના જુસ્સામાં હળાહળ જુઠું બોલે છે. જિંદગીપર્યંત ચાહવાની પ્રતિજ્ઞા કોઇ કરી શકે જ નહિ. મનમોહિનીનું રૂપ જોઇ જે પ્રેમરૂપી પદ્મની પાંખડીઓ વિકસે, તે રૂપ મ્લાન થતાં, અમૃતનો ભંડાર ખાલી થતાં પદ્મ સુકાઇ ઝરી પડે છે. ફુલને હંમેશાં પ્રફુલ્લ રાખવાનો દુઃસહ પ્રયત્ન થતો હોવાથી જ દુનિયામાં ચોતરફ પ્રેમનાં છલકપટ રમાઇ રહ્યાં છે. ખરો પ્રેમી કદી પણ 'હું અમુક વ્યક્તિને સૌથી વધારે ચાહું છું' એમ કહી શકે જ નહિ. કારણ કે તેને પ્રેમનો હિસાબ કરી, તુલના કરી, વચન ઉચ્ચારતાં આવડતાં નથી. પ્રેમનાં ક્ષણવિકાસી કમળ જ આપણા ભાગ્યમાં આવી મળે છે. સદા પ્રફુલ્લ પારિજાતકનો પત્તો કોને મળ્યો છે ?

કવિબંધુ લલિત

---

મુંબઇમાં રામપ્રસાદ તરંગિણી સાથે પ્રેમનો અભિનય ભજવી રહ્યો છે. બંને વચ્ચે પ્રેમનો પરિપાક થયો છે, બંને સદ્દગુણી છે, રૂપવાન છે, બંનેનો મેળ મળ્યો છે. શુદ્ધ પ્રેમે બંને વચ્ચે મજબૂત ગાંઠ બાંધી છે. તરંગિણીને રામપ્રસાદ વિના ચાલતું નથી. ઘેર બેઠી બેઠી રામપ્રસાદની મૂર્તિ પૂજ્યા કરે છે. રામપ્રસાદને તરંગિણી વિના ચાલતું નથી. ઓફિસમાં બેઠો બેઠો તરંગિણીના વિચાર કરે છે. આખું જગત તરંગિણીમય માને છે.

અને હેમ, કામેશ્વરની પાછળ તન, મન ને ધન ઓવારનારી હેમ? વાચકોએ ઘણો સમય થયાં એની ભાળ લીધી નથી. ભૂલેશ્વરના લતામાં એક ઓરડીમાં ચાર વર્ષ પહેલા હેમને છોડી આવ્યા છીએ. શું થયું તેનું?

રાત્રિના અગિયાર વાગ્યા છે, અમાવાસ્યા હોવાથી રાતની ભયંકરતા ગાઢથી ગાઢતર થઇ રહેલી છે. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. વિજળીના ચમકારા મુંબઇના ઉંચી અટારીઓને ક્ષણિકને માટે નેત્રપટ પર પ્રતિફલિત કરી રહેલ છે.

એ સમયે એક ઓરડી આગળ એક કૃષ્ણવસ્ત્ર ધારી માણસે આવી ત્રણ ટકોરા કર્યા. અંદરથી 'કોણ!' કહેતો મધુર કંઠનો અવાજ આવ્યો. એક ક્ષણમાં પેલા આગન્તુકે ધીમેથી સીટી મારી. બારણું ઉઘડયું. પેલો આગન્તુક અંદર પેઠો. બારણાં બંધ થયાં. અંદર શું બન્યું તે લોકચક્ષુને અગોચર હોવા છતાં નવલકથા લખનારને અગોચર નથી. અમે પણ અમારી કલ્પનાશક્તિ વડે વાચકોનો એ ઓરડીમાંની ઘટનાનો સ્ફોટ કરાવીએ છીએ. ઓરડીમાં સરસામાન બહુ નહોતો. ખુણામાં એક લોખંડનો ખાટલો પડ્યો હતો, તે પર ગાદલું અને

અચ્છરદાની ગૃહસ્વામીની શાહુકારીનું ભાન કરાવતાં હતાં. એક કોચ અને રાઉન્ડટેબલ આગળ ત્રણ ચાર ખુરશીઓ એ આ ઓરડીનું ખાસ ફરનિચર હતું. કોચ પર એક એકવીશ વર્ષની બાળા બેઠી હતી. અમે તેને બાળા કહીએ છીએ તેનું ખાસ કારણ છે. તેનાં મોં પર હજુ મુગ્ધાવસ્થાનાં આછાં આછાં લક્ષણો. ઝળકતાં હતાં, તેના શરીર પરથી તેને કોઇ ૧૫, ૧૬ વર્ષથી વધારે ઉમર ધારે તેમ નહોતું. રૂપની ભભક એક પ્રૌઢા યા યૌવના કરતાં મુગ્ધાને વધારે મળતી આવતી હોવાથી અમે એ યૌવનાને બાળા કહીએ છીએ. વળી આજકાલ પચીસ વર્ષે પરણની યૌવનાને કન્યા ઉપનામ આપવું યોગ્ય હોય તો અમે આ એકવીશ વર્ષની યૌવનાને બાળાનું ઉપનામ આપીએ તો તેમાં કશું ગેરવાજબી નથી.

બાળાનાં અંગ પર દાગીના નહિ જેવા હતા. આસમાની રંગની સાડી અને સોનેરી રંગનું પોલકું તેનાં ભભકતા ભડકાસમાં રૂપને આવરી વરસવાને તૈયાર થઇ રહેલાં વાદળાંનું ભાન કરાવતાં હતાં. આગન્તુકે આવી ખુરશી પર બેઠક લીધી.

" હેમ! " આગન્તુકે કહ્યું, કાલે ગ્રાંટરોડ પર મિજલસ જામવાની છે, આવીશ ? "

ત્યારે આ શું હેમ! કુંદનલાલની દીકરી વિનોદિનીની વંઠી ગયેલી હેમ તે આ ? વાચકો નવાઇ પામશે, દુઃખી થશે પણ અમારો તેમાં કશો ઇલાજ નથી. એજ હેમ, કામેશ્વરની સાથે અમદાવાદ છોડી મુંબાઈ આવેલી એજ હેમ. આજે આ મકાનમાં આવ્યે ૪ વર્ષ વીતી ગયાં છે. કામેશ્વરે નાની સરખી નોકરી ખોળી કાઢી હતી, પણ પગારમાં પૂરૂં થતું નહોતું. હેમના અલંકારો પર હાથ

પડ્યો. એકાદ હજારના અલંકારો ઉડી ગયા. હેમ પોતે શોખીન હતી, પક, પોમેટમ સિવાય ન ચાલતું. તેને પોતાનાં રૂપનો ગર્વ હતો. કામેશ્વર પણ એ રૂપમાં ડૂબ્યો હોવાથી તેને પ્રસન્ન રાખવા સદા પ્રયત્નશીલ રહેતો. પણ પૈસા ક્યાંથી કાઢવા. મુંબઇમાં તેને કોઇ ઓળખતું નહોતું. અમદાવાદ તો સદાને માટે છોડ્યું હતું. હવે શો ઇલાજ ! એકાદ વર્ષ તો જેમ તેમ કરીને ખેંચી કાઢ્યું. પણ હવે ન ચાલ્યું ! દારિદ્રય જ્યારે બારીમાંથી ડોકિયું કરે છે ત્યારે પ્રેમ બારીએથી ભુસ્કો મારી ચાલ્યો જાય છે એ કહેણી મુજબ બંનેનાં અંતર જુદાં થવા લાગ્યાં, 'હું તને એટલો બધો ચાહું છું કે તારી પાછળ આ જિંદગી પાયમાલ કરવા તૈયાર છું' ઇત્યાદિ વચનો હવે બોલાતાં બંધ પડ્યાં. હેમ સમજી કે હવે કામેશ્વર મારી લાલસાઓ તૃપ્ત કરી શકે તેમ નથી. કામેશ્વર ચિંતામાંથી મુક્ત થવા માટે મદ્યપાન કરવા લાગ્યો. હેમ પણ થોડી થોડી સુરાદેવીની ભક્તિ કરવા લાગી. યૌવનની આગ સળગતી હતી, તેમાં મદિરાએ આવી પ્રચંડ દાવાનળ સળગાવ્યો. લગામ હાથમાંથી ગઈ. હેમે સારાસારનો વિચાર છોડ્યો, તેણે વિચાર્યું. 'નર્મદાશંકરને છોડી કામેશ્વરને પકડ્યો, હવે શામાટે કોઇ ધનવાનને ઉલ્લુ ન બનાવું ? મારામાં રૂપ છે, નેત્રોમાં કટાક્ષ છે, તો પછી ધન મેળવતાં શી વાર !" પાપી વિચારો પાર પાડતાં વાર લાગતી નથી. યૌવનને વેચવા બહાર કાઢતાં હજારો નફ્ટ તેને ખરીદવા બહાર પડે છે. ભૂલેશ્વરમાં છૂપો વ્યભિચાર ચાલે છે, એવું હેમે સાંભળ્યું હતું. સામેનાં મકાનમાં દરરોજ નાચરંગ થતાં, પાસેનાં મકાનમાં–ગૃહસ્થનાં મકાનમાં દરરોજ પરપુરુષનો અવરજવર થતો એ હેમથી અજાણ્યું નહોતું. તેણે એક રસોયણ રાખી હતી. રસોયણનું નામ હતું ગંગા.

તે વિધવા હતી, ત્રીશેક વર્ષની હતી. કાઠીઆવાડ તરફથી વખાની મારી આવી હતી. તેને તેણે આ વિચાર જણાવ્યો. ગંગાએ ધાર્યું કે શેઠાણીમાં રૂપ છે, ગ્રાહકો મળશે તો ખરાં! તે જ રાત્રે કમરૂદ્દીન નામના એક ઇશ્કી જુવાન સાથે ગંગાએ હેમનો મેળાપ કરી આપ્યો. કમરૂદ્દીનના બાપની પેઢી મુંબઇમાં સારો વેપાર ચલાવતી હતી. ચાળીસ પચાસ લાખની મિલ્કત હતી. હેમને પહેલે જ તડાકે સો રૂપીઆ મળ્યા. તે સિવાય દરરોજ પાંચ દસની આવક થવા લાગી. કામેશ્વરને આ વાતનો સંશય ન પડયો.

એક રાત્રે હેમ કમરૂદ્દીન સાથે આનંદમાં બેઠી હતી. કામેશ્વર રાતના બાર વાગ્યા પહેલાં જવલ્લે જ આવતો. આજે કંઇ કારણસર તે આવી ચઢ્યો. તેણે કમરૂદ્દીન તરફ નજર કરી હેમને પૂછ્યું, આ કોણ છે? હેમે કહ્યું એ તો આ લતાના સંભાવિત સદ્‌ગૃહસ્થ છે. તેમની દીકરીને માટે એક માસ્તરાણીની જરૂર હોવાથી અહીં આવી ચઢ્યા છે, મને લાગે છે કે આપણે પૈસાની જરૂર હોવાથી હું તેમને ત્યાં ત્રણ ત્રણ કલાક ભણાવવા જાઉં તો શું ખોટું?" કામેશ્વરે વિચાર્યું કે ઠીક છે, પૈસા મળશે તો દારૂ પણ પીવાશે. તેણે તેમ કરવાની રજા આપી. હેમની યુક્તિથી કમરૂદ્દીન એટલો તો પ્રસન્ન થયો કે માસિક ચારસો રૂપીઆના પગારથી તેણે પોતાની ખાસ રખાત તરીકે તેને રાખી લીધી.

પણ વ્યભિચારીને એક જ ચીજ પર ભાવ રહેતો નથી. હેમનો એક બીજો આશક નીકળ્યો. ગંગાએ જ આ આશક પણ શોધી કાઢયો હતો. એક પારસી શેઠિઆનું એક પુરૂં ફરજંદ હેમનાં રૂપમાં

ડુબ્યું. હેમે તેનો પ્રેમ–હવસ–સ્વીકાર્યો. આ રીતે કલણુ કરદમમાં ઉતરતી હેમ ઉંડી ને ઉંડી ઉતરતી ગઈ.

ત્રણ વર્ષ વીત્યાં. હેમને પૈસાનો તોટો નહોતો, પાપનું દ્રવ્ય તેની તેજુરીમાં છનાછન કરતું હતું. પણ આજે તેનું વદન ચિંતાતુર કેમ ? કોણ જાણે શાથી હજુ હેમની લાલસા તૃપ્ત થતી નહોતી. અગ્નિમાં ઘીની આહુતિ પડતાં અગ્નિ બમણા જોરથી સળગી ઉઠે તેમ હેમની લાલસા બમણા જોરથી ભભુકી ઉઠી હતી. કમરૂદ્દીન પૈસાદાર હતો, પણ તે તેને મખ્ખીચુસ લાગતો. બમનજી પણ પૈસાદાર હતો પણ તે તેને કંજુસ લાગતો. કામેશ્વર તો તેને મન માણસની ગણતરીમાં જ નહોતો. તે મુંબઇની શેઠાણી થવા માગતી હતી. કમરૂદ્દીન કુંવારો હતો, તેને તેની બાબી થવાની હોંસ હતી. પણ કમરૂદ્દીનનો પિતા હજુ જીવતો જાગતો બેઠો હતો, એટલે એ માર્ગ બંધ હતો. ત્યારે કરવું શું ?

હાલમાં તે ગાવા બજાવવાનું પણ સારી રીતે શીખી હતી. કોઇ કોઈ જલસામાં પણ જતી હતી. આજે પણ એવું જ નોતરૂં આવ્યું હતું.

હેમે કહ્યું, " જરૂર ! પણ તમે જાણો છો કે નાચગાનમાં દરદાગીના જોઇએ, માટે તેની કંઇક જોગવાઇ કરો તો ઠીક.

કમરૂદ્દીને કહ્યું, " ભલે કાલે જ પિતાજીની ખાનગી તેજુરીમાંથી મૂલ્યવાન મોતીની માળાઓ, હીરાનો ગટો અને નીલમના બાજુબંધ લાવી આપીશ. પણ એ દાગીના એક દીવસથી વધારે મુદત રખાશે નહિ.

હેમ–એમાં કશો વાંધો નહિ. રાત્રે જ તમને પાછાં આપીશ.

કમરૂદ્દીન ગયો. હેમ વિચારવા લાગી. ઓછામાં ઓછા ઓટાદ

લાખની કીમતના દાગીના મારા કબજામાં આવશે. પણ તે પાછા આપી દેવા પડશે. ન આપું તો ? હેમે નિશ્ચય કર્યો કે ન આપવા.

ગ્રાંન્ટરોડના લતાપર બબ્બે નાટકશાળાઓ લોકોના મગજપર શૃંગારરસની રેલ આણી રહી છે, તેમાં આજે ત્રીજો જલસો થવાનો હતો. આ જલસો ખાનગી હતો. પચાસેક મિત્રો એકઠા મળી હેમનું ગાયન અને નાચ સાંભળવા તથા જોવા હાજર હતા.

હેમ...આ શું હેમ... સ્ફટિકની પૂતળી, નીલમ ને હીરાથી મઢેલી. પચાસ મિત્રોનાં હૃદય ધડકવા લાગ્યાં. કમરૂદ્દીન બધાં તરફ જોવા લાગ્યો. જાણે એમ કહેતો ન હોય કે-જુઓ છો શું ? આ હીરાજડિત પૂતળી મારી અંકશાયિની બને છે !

હેમ ગાવા લાગી:-

મોહે પનઘટપે નંદલાલ છેડ ગયો રે,
મોરી. નાજુક કલૈયાં મરોડ ગયો રે;
મોરી ચોલી કે તંગ બંદ તોર ગયો રે.—મોહે

હેમની ઉન્નત છાતી ઉછળતી હતી, તેના અભિનય દર્શકોને પાણી પાણી કરી નાખતા હતા, એક કાતિલ નજર નાખી હેમ આગળ વધી.

કંકરી મોહે મારી ગગરી ફોર ડારી.
શ્યામ સુંદર ચુનરીઆં ભીંજાય ગયોરે;
મોહે નયનન કે સેનમેં સમજાય ગયોરે—મોહે.

દર્શક મંડળી તાનમાં આવી હતી. દારૂની રેલ ચાલી હતી, બધા રસબસ થઈ રહ્યા હતા. કામેશ્વર બધાને દારૂ પીવરાવતો હતો. પોતે પણ પીતો હતો, અચાનક દીવા હોલાઇ ગયા. અંધારૂં ઘોર થઇ ગયું.

કોઈને ભાન નહોતું. બધા " છેડ ગયોરે, છેડ ગયોરે, " કરી લડચા કરતા, હતા. અરધી કલાક થઇ. કમરૂદ્દીનની આંખ ઉઘડી, પણ દારૂના નિસામાં તે તો હેમનું નૃત્ય જ જોઇ રહ્યો હતો. એટલે ' કંકરી મોહે મારી ' કરતો પાછો જમીન પર લેટી ગયો.

હેમ ગંગા સાથે નાઠી હતી. રાતનો વખત હતો, કલકત્તા જવા બોરીબંદરને સ્ટેશને બંને જણાં આવી પહોંચ્યાં. સવારની પહેલી ટ્રેનમાં બંને કલકત્તા રવાના થયાં.

રાત્રિના એકાદ વાગ્યાને શુમારે કમરૂદ્દીન વગેરેનો નિસો ઉતર્યો. બધા પોતપોતાને ઘેર ગયા. કોઇને હેમનાં તરકટની ખબર ન પડી. કમરૂદ્દીને ધાર્યું કે હેમ ઘેર ગઇ હશે.

બીજે દિવસે રાત્રે તપાસ કરી. હેમનો પત્તો ન લાગ્યો. કામેશ્વરને પૂછ્યું, તેણે કશો જવાબ ન આપ્યો. કમરુદ્દીને વાત વિસારે પાડી. દાગીના ગૂમ થવાની ફરિયાદ નોંધાવી. હેમની તપાસ થવા લાગી. પણ પોલિસને કરવામાં આવતી સો ફરિયાદોમાંથી ૯૦ નો જેવો ફેંજ થાય છે, તેવો જ આ ફરિયાદનો પણ થયો.

હેમ ને ગંગા સેકન્ડ કલાસની ટિકિટ લઇ કલકત્તા જવા નીકળ્યાં હતાં. કલ્યાણ જંકશન આગળ એક અસાધારણ બનાવ બનવાથી હેમ કલકત્તા જઇ શકી નહિ. મુંબઈ વળતી ટ્રેનમાં ગંગા કોણ જાણે ક્યારે ચઢી ગઇ તેની હેમને સમજ ન પડી. આટલી બધી જહેમત ઉઠાવી પ્રાપ્ત કરેલા દાગીના ગયા. ચોરની મા કોઠીમાં મોં ઘાલી રૂવે એ કહેવત પ્રમાણે હેમથી કશું ન થયું.

હવે શું કરવું! જંકશનપર માણસોની ભીડ જામી હતી. ઉપરા ઉપર ગાડીઓની આવજા થયા કરતી હતી, હેમ પાસે કશો સામાન

રસ્તો નહોતો. એક તો નાસી જવાનું હોવાથી સામાન થોડો લીધો હતો, તેમાંથી ગંગાએ એ થોડો સામાન લઇ મુંબાઇ પ્રયાણ કરેલું હોવાથી હેમની પાસે નાની પોટલી સરખી પણ રહી નહોતી. કલકત્તાની ટિકિટો પણ ગંગા પાસે રહી. ટિકિટ ચેકર આવતાંજ ભૂરી દશા થવાની એમ ધારી હેમ ગાડીપરથી ઉતરી સ્ટેશનનાં પ્લેટફોર્મપર જઇ ઉભી. થોડીવાર તો તે શૂન્યદ્રષ્ટિથી આમતેમ જોઈ રહી. તેના અંતરાત્મામાંથી કંઇ ભેદી અવાજો સંભળાવા લાગ્યા. સુપ્ત પુરુષ જાગી ઉઠ્યો, તેનાં અંતઃકરણમાં પશ્ચાત્તાપનું ઝરણું વહેવા લાગ્યું. તે વિચારવા લાગી," પાપનું ધન ક્યાં ગયું! અત્યારે હું નિરાધાર છું, મુંબઈનો રસ્તો મારે માટે સદાને માટે બંધ થયો છે, અમદાવાદ જવું પાલવે તેમ નથી. મારી પાસે પૈસો પણ નથી કે આગળ વધી શકું, કોણ જાણે ક્યાં પાપે મેં અમદાવાદ છોડયું, મુંબઇ છોડ્યું, આ અપરિચિત સ્થાને મને મદદ કરનાર કોણ છે? મારી ભાષા સમજનાર કોણ છે? ઓ પ્રભુ!......હેમનું હૃદય ધડકવા લાગ્યું, છાતી ઉછળવા લાગી, શ્વાસ જોરથી વહેવા લાગ્યો. હવે મારૂં કોણ? "

પરંતુ પ્રભુ કૃપાળુ છે, પતિત સ્ત્રીઓ પર મનુષ્ય કરતાં પ્રભુને અચિત વધારે દયા આવે છે. હિંદુસમાજનાં સંકુચિત બંધારણો કરતાં પ્રભુનું બંધારણ વધારે વિશાળ છે, ભવ્ય છે, તેમાં પતિત, પાપી, આતતાયીને પણ શાંતિ મળે છે.

હેમ પ્લેટફોર્મ પર ઉભી હતી, અચાનક તેની દ્રષ્ટિ એક યુવક પર પડી, યુવકને તેણે ક્યાંય જોયો હોય તેમ જણાયું. તરત સ્મૃતિ જાગૃત ન થઇ. યુવક ઉભો ઉભો કોઇ પરિચિત મિત્ર સાથે વાતચીત

ફરી રહ્યો હતો. એક મિનિટ હેમે એને ઓળખવાનો યત્ન કર્યો, તે તેની ગમ વધા, તેનો અવાજ સાંભળવા પ્રયત્ન કરવા લાગી. અવાજ કાને પડયો. અચાનક સ્મૃતિ જાગૃત થઈ. અમદાવાદ સાંભર્યું, પેલી ભયંકર રાત્રિ સાંભરી, જે રાત્રિ તેણે રામપ્રસાદ પાસે પ્રેમભિક્ષા માગી દુરાચરણનો પંથ સ્વીકાર્યો હતો, જે દિવસે તેણે કુંદનલાલ અને વિનોદિનીનાં પવિત્ર નામ પર પાણી ફેરવ્યું હતું, તે દિવસ સાંભર્યો રામપ્રસાદ વાતચીત કરી રહ્યા બાદ પાછો ફર્યો. અચાનક તેની નજર હેમ પર પડી. તેની તક્ષણ નજરે હેમને ઓળખી, વર્ષોનાં અંતર ભેદી હેમની મૂર્તિ તેની સમક્ષ ખડી થઇ. હેમે તેના પર જુલમ ગુજાર્યો હતો, હેમે તેનો આશ્રય તજાવ્યો હતો કુંદનલાલ અને વિનોદની આગળ બદનામ કર્યો હતો, પણ એ બધાંની નીચે હેમનો કલુષિત હવસ હતો. એ રામપ્રસાદ સારી રીતે સમજતો હતો. આજે હેમનો ચહેરો જોતાં જ તે સમજી ગયો કે ગમે તેમ હો પણ આજે હેમનો ચહેરો પાંચ વર્ષની બાલિકા જેવો બની ગયો છે, કંઇક ઉંડા શોકમાં પડી કૃતકર્મના પસ્તાવો કરતી હોય તેવો જણાય છે.

તેણે ધામેથી કહ્યું, "કોણ હેમ બ્હેન!"

હેમે મોં છૂપાવ્યું રામપ્રસાદે જોયું કે હેમની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે.

રામપ્રસાદે પૂછ્યું, "બ્હેન! રડે છે શા માટે, પશ્ચાત્તાપ કરે છે? ભલે પશ્ચાત્તાપથી તને શાંતિ મળતી હોય તો તેમ કર! પણ બ્હેન હું તને કશી મદદ કરી શકું તેમ છે? તને મારી મદદની જરૂર હોય તો જરૂર કહે!"

હેમે કહ્યું, "ભાઈ, હવે હું મારાં કર્મોથી આપને મોં બતાવતાં

અચકાઉં છું. મેં દુનિઆ પર આવી માતપિતાનું નામ લજવ્યું છે, મારે માટે હવે દુનિઆમાં રહેવું ઉચિત નથી. હવે મને કોણ ગ્રહણ કરશે ?"

રામપ્રસાદે કહ્યું "બ્હેન ! જો તું ખરા અંતઃકરણથી પસ્તાની હોય તો હજુ પવિત્ર થવાની આશા છે. જુવાની દિવાની છે, તેમાં ન કરવાનાં કૃત્યો થાય છે, પણ અંતે પસ્તાવો થાય છે."

રામપ્રસાદે હેમને બધી હકીકત પૂછી, હેમે રડતાં રડતાં બધું કહી સંભળાવ્યું. રામપ્રસાદે જાણ્યું કે હેમને માટે મુંબઈમાં રહેવું યોગ્ય નથી. અમદાવાદમાં સાસરા સંઘરે તેમ નથી. કુંદનલાલને વિનોદિની પર બધો આધાર રાખવો જોઈએ. તેણે કહ્યું, "બ્હેન, અમદાવાદ આવશે."

હેમે કહ્યું "તમે જે યોગ્ય લાગે તે કરો."

રામપ્રસાદ હેમને લઇ અમદાવાદ ગયો. અનાથાશ્રમના સુપ્રીન્ટેન્ડેટને મળી થોડા રોજ હેમને ત્યાં રાખવાની પેરવી કરી. કુંદનલાલનો પત્તો ન મળ્યો. કોઈએ જણાવ્યું કે બંને સ્ત્રીપુરુષો થોડાં વર્ષો થયાં કાશી જઇ રહ્યાં છે.

થોડા રોજ અનાથાશ્રમમાં રહેવાનું જણાવી રામપ્રસાદ મુંબઈ ગયો.



## પ્રકરણ ૨૧ મું

### ઉપસંહાર

હરિપ્રસાદ વિજયલાલને સાસરે આવ્યો. પોતાનાં અને પુત્રનાં દુર્ભાગ્યની મર્મસ્પર્શી કહાણી કહી સંભળાવી. વિજયના સસરાએ કશો જવાબ ન આપ્યો. જમ્યા બાદ તેણે કહી દીધું કે "મારાથી કશી મદદ થઇ શકશે નહિ. હું તો મારી દીકરીને વિધવા થએલી માની બેઠો છું. કેદી, ખૂની અને લબાડ જમાઇ કરતાં જમાઇ ન હોય, અગર મરી જાય એ વધુ સારૂં છે."

હરિપ્રસાદે ઘણા કાલાવાલા કર્યા, પરંતુ તેમને દયા ન આવી. તે ન છૂટકે મોહનપુર આવ્યો.

રમાસુંદરી પાંખો તોડી નાખી હોય ને પંખી જેવી રીતે તરફડે તેવી રીતે તરફડવા લાગી. પ્રભાવતી તેને સાન્તવના આપતી બોલી, "એક વખત રામપ્રસાદભાઇને ખબર આપી જુઓ ને!"

રમાસુંદરીએ કહ્યું, "ખબર આપ્યે શો દહાડો વળવાનો હતો. તે વિજયનો બચાવ કરશે? હું સત્યાનાશ વાળનારી છું, મેં બધે કાંટા વાવ્યા છે. ના–ના–તેને ખબર ન આપતા."

પરંતુ પ્રભાવતીએ તે તરફ ધ્યાન ન આપતાં છૂપી રીતે બધી વિગત રામપ્રસાદને લખી જણાવી. ચાર પાંચ દહાડા થયા છતાં પત્ર ન આવ્યો. પ્રભાવતી મુંઝાવા લાગી.

રામપ્રસાદ ઑફિસમાં કામ સબબ કલકત્તા ગયો હતો, વળતી વેળા કલ્યાણ આગળ હેમની મુલાકાત થતાં અમદાવાદ ગયો હતો, ત્યાંથી મુંબાઇ પાછા ફરતાં બે ત્રણ દહાડા વીત્યા હતા. એટલે હરિપ્રસાદ અને પ્રભાવતીના પત્રો તેને હજુ મળ્યા નહોતા. તે મુંબાઇ આવ્યો એટલે બીજી ટપાલ સાથે એ બે પત્રો પણ તરંગિણીએ તેના હાથમાં આપ્યા. બીજા કાગળો વાંચ્યા બાદ આ બે અપરિચિત અક્ષરોવાળા પત્રો હાથમાં લીધા. પત્રોના અક્ષર પરથી કોના પત્રો હશે તે જાણવાનો પ્રયત્ન કર્યો, પણ કંઇ સૂઝ ન પડી. છેવટે હરિપ્રસાદનો પત્ર ઉઘાડયો. પણ કોણે ઉઘાડયો છે, તે જાણવા માટે તેણે પત્રને છેડે સહી તરફ નજર ફેરવી. પરંતુ આ નામ કોનું! પત્રને છેડે લખ્યું હતું–તારો પિશાચભાઇ હરિપ્રસાદ."

રામપ્રસાદ કંપી ઉઠયો, આટલે દિવસે શું વિધાતાએ દયા કરી! આટલે દિવસે શું ભાઇએ મને યાદ કર્યો? તેણે આનંદથી ઉછળતા હૃદયે પત્ર વાંચવો શરૂ કર્યો. પણ થોડી લીટીઓ વાંચી ન વાંચી ત્યાં તો આંખે અંધારાં આવવા લાગ્યાં. આગળ વાંચતાં આંખમાંથી આંસુની રેલ ચાલી. હરિપ્રસાદે પોતાની બધી હાલત આબેહુબ ભાષામાં

આલેખી હતી. છેવટે પોતે કરેલાં કૃત્યોની માફી માગી બધું ભૂલી જઇ આવી સ્થિતિમાં મદદ કરવાની આજીજી કરી હતી.

રામપ્રસાદ ચિંતાતુર નેત્રે કાગળ સામું જોઇ રહ્યો. થોડીવારમાં તેણે પોતાનું કર્તવ્ય નક્કી કરી લીધું. તેણે નક્કી કર્યું કે "ભાઇએ મારાપર ગમે તેટલો જુલમ કર્યો હોય, તેથી શું? તેઓ અત્યારે પસ્તાય છે, અવસ્થા ફરવાથી મારી મદદ માગે છે, તો પછી મારી ફરજ છે કે મદદ આપવી. સ્વાર્થ મનુષ્યને આંધળો બનાવી દે છે, હિતાહિત-જ્ઞાનશૂન્ય બનાવી દે છે. તેઓ સ્વાર્થના મોહમાં પડી મારા પ્રત્યે ખરાબ રીતે વર્ત્યા, પણ મારે ભૂલી જવું ન જોઇએ કે તેઓ મારા સહોદર છે. એક જ માતાના ગર્ભમાં અમે રહ્યા છીએ. એક લોહીના છીએ! ગમે તેમ થાય પણ મારે તેમને મદદ કરવી જ જોઈએ. પણ આ બીજો પત્ર કોનો છે?"

રામપ્રસાદ નવાઇપૂર્વક બીજો પત્ર વાંચવા લાગ્યો. પત્ર પ્રભાવતીનો હતો, તેમાં વિજય સંબંધી બધી હિગત જણાવી હતી, તથા તેને બચાવવા માટે આગ્રહ કર્યો હતો. એટલામાં તે દહાડાની ટપાલ આવી. ટપાલવાળે એક કવર રામપ્રસાદના હાથમાં આપ્યું. પરબીડિઆ પરના અક્ષર તદ્દન અપરિચિત જણાયા. તેણે એકદમ કવર ફોડયું. લખનારનું નામ વાંચ્યું. પત્રને છેડે વિજયલાલની સહી હતી. રામપ્રસાદનાં આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે પત્ર વાંચવા માંડયો.

"કાકા!"

હું બહુ મુશ્કેલીમાં આવી પડયો છું. મારા પર ખૂનનો આરોપ છે. મારો કેસ શેશનમાં નોંધાયો છે, અત્યારે હું જેલમાં સડું છું.

જો આપ કૃપા કરી મારી વારે નહિ ધાઓ તો હું જરૂર ફાંસીએ લટકીશ.

પિતાજી મને કંઇ મદદ કરી શકે તેમ નથી. તેઓ અત્યારે ભિખારી બની ગયા છે, તેની પાસે કોડી પણ નથી, તે મારો બચાવ કેવી રીતે કરી શકે ? આપને નવાઇ લાગશે પણ હું ખાત્રીપૂર્વક કહું છું કે તેમની પાસે કોડી પણ રહી નથી. હું અભાગીઓ છતાં સમજ્યો છું કે અધર્મનો પૈસો કદી રહેતો નથી. આપને છેતરી, કાકીમાને ભિખારી બનાવી મેળવેલા પૈસા કોણ જાણે ક્યાં ઉડી ગયા, તેનો પત્તો પણ નથી. તેમની જમીન હરરાજ થઇ છે. વડિલોપાર્જિત મિલકત પણ ગઇ છે, અધર્મનું ફળ આવું જ હોય. તે માટે જ કહું છું કે તેઓ મને મદદ કરવાને શક્તિમાન નથી. અત્યારે આપ જ મારો આશરો છો. મારાં માબાપે આપની પ્રતિ જે વર્ત્તણુંક ચલાવી છે, એ બધું હું જાણું છું. માણસ માણસ તરફ જે વર્ત્તણુંક ન ચલાવે તેવી વર્ત્તણુક તેમણે તમારા તરફ ચલાવી છે. તેણે પોતાના સહોદર ભાઇને તિરસ્કાર્યો છે, તોપણ હું–એવા નરાધમ પિતાનું સંતાન–આપની મદદ માગું છું કેમકે મને ખાત્રી છે કે આપ મને મદદ કરશો જ. આપને હું બરાબર ઓળખું છું. આપ દેવ છો. સ્વાર્થ-ત્યાગી મહાપુરુષ છો. આપ નક્કી મને મદદ કરશો જ. મારાં માબાપની વર્ત્તણુક યાદ લાવી આપ મારાથી વિમુખ થતા નહિ. મેં પણ બાળપણમાં આપના તરફ એકે જુલમ ગુજાર્યો નથી. હું મારી કુમાતાનું કુસંતાન છું, તે વખતે હું બાળક હતો, માનું જોઇ બધું શીખતો. તેથી તે વખતે મેં જે કંઇ કર્યું તે માટે મારો બહુ દોષ ન જ ગણાય. કાકા ! મારા પર દયા કરશો. મેં સાંભળ્યું છે કે આપ ગરીબ

ને દુઃખી પર દયા ગણો છો, કેટલાંય દુઃખીને આપે બચાવ્યાં છે. જો આપને મારાં માબાપનાં કૃત્યો મને મદદ કરતાં અટકાવતાં હોય તો મને નિરાધાર, નિરાશ્રિત, દુઃખી માની મદદ કરશો. મારા જેવો દુઃખી આ સંસારમાં કોણ હશે ? મને મદદ કરશો. જરૂર મદદ કરશો ઓ કાકા ! !

" હું દુરાચારી છું. કુમાર્ગી છું. છતાં મેં ખુન તો નથી કર્યું, એ નક્કી છે. ઘટનાયોગે હું ખુની તરીકે પકડાયો છું. મારો કેસ ચલાવનાર કોઇ નથી. અને તેથી જ મને ફાંસીની સજા થવાનો પૂરેપૂરો સંભવ છે. જો હોશિયાર વકીલ કે બેરીસ્ટર મારો કેસ હાથમાં લે તો જરૂર મારો છૂટકો થાય તેમ છે. હું ખરેખર નિરપરાધી છું જો કૃપા કરી મને આ સંકટમાંથી બચાવશો તો જરૂર હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે એ માર્ગે કદી નહિ જાઉં. દુરાચારનો માર્ગ મેં જોઇ લીધો છે, એ કાંટાવાળા માર્ગે કદી નહિ જાઉં. માબાપના પાપી આદર્શથી, સુશિક્ષાને અભાવે કુસંગને લીધે મારી આ સ્થિતિ થઇ છે. આપ મને તાવી જોજો. એક વખત તક આપજો, હું નક્કી આપની પરીક્ષામાં કુંદન નીવડીશ.

" કાકા ! મારૂં રક્ષણ કરો. મારાથી ફાંસીને લાકડે નહિ લટકાય. જો આપ દયા નહિ કરો તો નક્કી આ નિરપરાધી દંડાશે, ફાંસીએ લટકાશે, અન્યાયી રીતે મરણશરણ થશે. હવે વધારે શું લખું. જે લખ્યું છે તે પરથી આપને બધું સમજાશે. આપ મને બચાવવાની જલદી પેરવી કરો. "

લી.

" વિજયલાલ "

પત્ર વાંચતાં રામપ્રસાદ તો દિગ્મૂઢ બની ગયો. આજે ઉપરાઉપરી આવું અપરિચિત અક્ષરોવાળા પત્રો, તેમાંની અચિન્ત્ય હકીકત અને એ હકીકતને યોગે કરવાની તૈયારીઓ એટલી બધી હતી કે રામપ્રસાદ થોડીવાર તો દિગ્મૂઢ બની બેઠો. તે વિચારવા લાગ્યો. "ભગવાનનો કેવો ન્યાય! ધનગર્વિત, પુત્રકન્યાથી વિંટળાએલા મોટાભાઇની આ શી દશા! આજે પોતે પૈસા વિના ટળવળે છે, પુત્ર જેલમાં સડે છે, ફાંસીની રાહ જોતો બેઠો છે. હાય! માણસ જો સારા અવસરનો સદ્વ્યવહાર કરી શકતાં હોય તો આવું પરિણામ આવે! ઐશ્વર્યના મદથી ગાંડા બની માણસો અંધભાવે પાપના કાદવમય રસ્તે ન જતાં હોય, ન વળતાં હોય તો કેવું સારૂં? પ્રભુ આટલા બધા જુલમો ક્યાં સુધી સહન કરે?"

તેણે ખૂબ વિચાર કર્યો. પોતાનું કર્ત્તવ્ય નક્કી કરી લીધું. તેણે પોતાનો નિશ્ચય તરંગિણી અને હરિલાલને કહ્યો. તેઓએ આનંદપૂર્વક એ નિશ્ચયને વધાવી લીધો.

રામપ્રસાદ તરત જ સાહેબ પાસે દોડ્યો. એકાદ માસ સુધી ઓફિસમાં હાજર નહિ રહી શકાય એમ કહી એક માસની રજા લીધી. સાહેબે રજાનું કારણ જાણ્યાબાદ બહુજ આનંદપૂર્વક રજા આપી અને પોતાની મદદની જરૂર પડે તો ખુશીથી આવવાની મરજી બતાવી. રામપ્રસાદ સાહેબનો આભાર માની મુંબાઇના એક વિખ્યાત બૅરિસ્ટરને ઘેર પહોંચ્યો. બધી વાત કરી રહ્યા બાદ બેરિસ્ટરે વિજયને મળવાની જેલના ઉપરિ પાસે રજા મગાવી. બપોરે બેરિસ્ટર અને રામપ્રસાદ વિજયને મળવા ગયા. વિજયને મુખે બધી વાત સાંભળી. એ વાતનો સાર આ પ્રમાણે હતો—વિજય બને ત્યાં સુધી દુરાચારી

બન્યો હતો. મુંબઈના ગોળપીઠાંમાં રહેતી લક્ષ્મી નામની વેશ્યાના કુસંગમાં ફસ્યો હતો. તે તેને ત્યાં વારંવાર જતો આવતો. ખૂન થયું તે રાત્રે વિજય તેને ઘેર આવ્યો હતો. આખી રાત તેને ઘેર રહ્યો હતો. દારૂના ઘેનમાં આખી રાત ત્યાં જ પડયો રહ્યો હતો. સવારમાં નિસો ઉતર્યો તો પડખે લક્ષ્મીનું મુડદું પડયું જણાયું. તેનું ગળું કાપી નાખવામાં આવ્યું હતું. લોહીથી પથારી લાલ થઇ રહી હતી. વિજયે બૂમો પાડયા, આજુબાજુની સ્ત્રીઓ દોડી આવી. પોલિસ આવી પહોંચી. વિજય ખુની ઠર્યો. પોલિસ તેને કેદ કરી નગર બાડાંની કોટડીમાં રહેવા લઇ ગઇ. કેસ ચાલ્યો મેજિસ્ટ્રેટે કેસ શેસનમાં નાંખ્યો. ત્યારથી તે જેલમાં સડયા કરતો હતો.

બધી વાત સાંભળ્યા બાદ બેરિસ્ટર સાહેબે તેને ધારજ આપી. રામપ્રસાદ ને બેરિસ્ટર બહાર આવ્યા. પોતપોતાને ઘેર ગયા.

શેસનમાં વિજયનો મુકદ્દમો ચાલ્યો. બેરિસ્ટરની હોશિયારીથી સામા પક્ષની દલીલો ઉડી ગઇ. વિજયનો અપરાધ સાબીત ન થવાથી જુરીએ તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકવાની અરજ કરી. શેસન જડજે તેને છોડી મૂકયો.

રામપ્રસાદ આ કામમાં એટલો બધો ગુંથાયો હતો કે હરિપ્રસાદ આગર પ્રભાવતીને બધા સમાચાર લખી જણાવવાની તેને ફુરસદ મળી નહોતી. કેવળ એક પોસ્ટકાર્ડમાં પોતે બધી પેરવી કરતો હોવાના સમાચાર લખી જણાવ્યા હતા. કોર્ટમાંથી છૂટતાં જ તેણે હરિપ્રસાદ ઘરે તાર કર્યો. હરિપ્રસાદને તાર મળ્યો. તાર વાચતાં તેની આંખોમાં આનંદાશ્રુ વહેવા લાગ્યાં. તે ભક્તિથી ગદગદ કંઠે ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યો.

બીજે દિવસે મોહનપુર જવાનું નક્કી કરી રામપ્રસાદ ઘેર આવ્યો. વિજયને તરંગિણીએ નવરાવ્યો, જમાડ્યો, રામપ્રસાદ બજારમાંથી નવાં કપડાં લાવ્યો. વિજય કાકાની કૃપાથી નવો જન્મ પામ્યો.

બીજે દિવસે અગિયાર વાગ્યાની ગાડીમાં વિજય સાથે રામપ્રસાદ આંટેડ સ્ટેશને હાજર થયો. અમદાવાદની ટિકિટ લઇ બંને જણા ગાડીએ બેઠા. ગાડી ચાલવા લાગી. રામપ્રસાદની નજર સામા કમ્પાર્ટમેન્ટમાં બેઠેલા એક ગૃહસ્થ પર પડી એ ગૃહસ્થ કુંદનલાલ પોતે હતો. રામપ્રસાદે તેની પાસે જઇ નમસ્કાર કરી પૂછ્યું, " મોટા-ભાઇ! કેમ છો ? "

કુંદનલાલ રડી પડ્યો. ઉઠી ઉભો થયો, રામપ્રસાદને ભેટી પડી બોલ્યો. " રામપ્રસાદ! જ્યારથી મેં તને રજા આપી ત્યારથી મેં શાંતિ ભોગવી નથી, તું નિરપરાધી છે, તેની મને ખાત્રી થઇ છે. મેં એ પાપિષ્ઠાની જાળમાં ફસાઇ તારા જેવા નિર્દોષને હેરાન કર્યો તેનું ફળ મને બરાબર મળ્યું છે. એ અભાગણીએ મારૂં નામ બોળ્યું છે. એનું મેં ક્યારનું સ્નાન કરી નાખ્યું છે. જે પિતામાતાનો સ્નેહ તજી, સ્વામીને તરછોડી બીજાની સાથે નાસી જાય તેની ખરેખર બહુ બૂરી દશા થવી જોઇએ. તે ગઇ ત્યારથી હું પશ્ચાત્તાપની આગમાં સળગી રહ્યા છું. મારી તબીયત બગડી છે. મેં ધાર્યું હતું કે કાશીવિશ્વનાથનાં ચરણમાં શાંતિ મળશે. હું કાશી જઇ રહ્યો, પણ શાંતિ ક્યાંથી મળે ! હું પાછો અમદાવાદ જાઉં છું. તારી ભાભી કાશીમાં છે. અમદાવાદ ઘરની વ્યવસ્થા કરી પાછો કાશી જઇશ. કાશીવિશ્વનાથને ચરણે આત્મા ઢાળીશ. મને ખાત્રી છે કે અંતે શાંતિ મળશે. ભાઇ, હું

મૂર્ખ છું, તું દેવ છે, મહાપુરુષ છે. તારો મહિમા હું સમજી ન શક્યો. મને ક્ષમા કર. આ પશ્ચાત્તાપ કરતા મોટાભાઇને ક્ષમા કર."

એમ કહી તેણે રામપ્રસાદના બે હાથ પકડયા. રામપ્રસાદ બોલ્યો, "એ શું કહો છો મોટાભાઈ? શાની ક્ષમા માગો છો? હું તમારો નાનો ભાઇ છું, આપે ગુસ્સામાં આવી થોડાં કડવાં વચનો કહ્યાં તેથી શું થઇ ગયું? મારી પાસે ક્ષમા માગી મને અપરાધી શા માટે કરો છો? મારા પર આપે જે ઉપકાર કર્યો તે હું આ જીવનમાં કદી નહિ ભૂલું. આપના જેવા ધર્મિષ્ઠને ઘેર આવી હું આપનાં દુઃખનો કારણભૂત થયો એ મને બહુ લાગી આવે છે. વિશ્વસૃષ્ટાની સૃષ્ટિ બહુ દુર્બોધ્ય છે. પણ મોટાભાઇ! હવે ગઇ ગુજરી સંભાર્યે શો ફાયદો? હેમનો પત્તો મળ્યો છે, તે ખરા જિગરથી પશ્ચાત્તાપ કરી રહી છે. તેને આપ કાશી લઇ જાઓ વિશ્વનાથનાં ચરણમાં તેને ચિરશાન્તિ પ્રાપ્ત કરવા દો."

કુંદનલાલ નવાઇ પામ્યો, "શું હેમનો પત્તો મળ્યો, કેવી સ્થિતિમાં, ક્યાં? કેવી રીતે?"

રામપ્રસાદ—એ બધી વિગતમાં ઉતરવાની શી જરૂર છે? તમારી સાથે તેને લઇ જાઓ એટલું જ માગું છું. તેને સાસરામાં સ્થાન મળે તેમ નથી. તમારા સિવાય તેની ગતિ નથી. પાંચ વર્ષમાં તેને પુષ્કળ અનુભવ મળ્યો છે, તમારે તેના સિવાય બીજું છોકરું નથી."

કુંદનલાલ—પણ ભાઇ અમે તો આજ છીએ ને કાલ નથી, અમારા પછી તેને કોણ સંભાળશે.

રામપ્રસાદ—તે વખતે હું એ બ્હેનને રઝળવા નહિ દઉં. તમને મારી પ્રાર્થના છે કે તેને લઇ જાઓ.

કુંદનલાલ—અત્યારે હેમ ક્યાં છે ?

રામપ્રસાદ—અમદાવાદમાં અનાથાશ્રમમાં.

કુંદનલાલ બાળકની પેઠે રડવા લાગ્યો. હેમની દુર્દશા જોઈ તેને બહુ લાગી આવ્યું. તેણે કહ્યું, "દેવ ! તારાં વચન હું કેવી રીતે ઠેલી શકું. હું તેને લઇ જઈશ. વિશ્વનાથ તેને સન્મતિ આપો.

અમદાવાદ આવ્યું. કુંદનલાલ અને રામપ્રસાદ અનાથાશ્રમ તરફ ગયા. વિજય પણ સાથે ચાલ્યો. કુંદનલાલ હેમને ભેટયા, રડયા, હેમ રામપ્રસાદ તરફ નજર કરી બોલી, "બાપુ ! આ મહાપુરુષનાં હું શું વખાણ કરું ! એના જેવા ભાઇ હોવાથી જ હું ડુબવા જતાં તરી છું. હવે મારૂં હૃદય સ્વચ્છ થઇ ગયું છે."

રામપ્રસાદ હેમ અને કુંદનલાલને દિલ્હી મેલમાં રવાના કરી દેશમાં જવા તૈયાર થયો. કુંદનલાલે અમદાવાદનું ઘર રામપ્રસાદના નામ પર ચઢાવી આપ્યું. રામપ્રસાદે એ ઘર હેમના નામપર ચઢાવી આપવાનું જણાવ્યું પણ હેમે પોતે વાંધો લીધો. કુંદનલાલે રામપ્રસાદની મરજી નહોતી છતાં ઘર તેમાંનાં બધાં રાચરચીલાં સહિત રામપ્રસાદને સોંપ્યું.

ગાડીમાં બેઠા પછી વિજયલાલે રામપ્રસાદને પૂછ્યું. "કાકા, એ કોણ હતું ?"

રામપ્રસાદે ટુંકાણમાં બધો ઇતિહાસ કહ્યો. મોહનપુર જવાનું સ્ટેશન આવ્યું. બંને ગાડીપરથી ઉતરી મજૂરને માથે ભાર ચડાવી મોહનપુર તરફ ચાલ્યા.

આજે મોહનપુરમાં દેસાઇને ઘેર આનંદના ફુવારા છૂટયા છે. રામપ્રસાદ વિજય સાથે ઘેર આવે છે, એ સમાચાર પ્રથમથી જ અહીં-

ચાડવામાં આવ્યા હતા. મૃત્યુના કોળીઆમાંથી પુત્રને પાછો ફરતો જોઇ કોને આનંદ ન થાય! રમાસુંદરી વારંવાર રસ્તા બણી જોયાં કરે છે. હરિપ્રસાદનાં અંતઃકરણમાં આનંદ ઉછળી રહ્યા છે. તે અતિ સંયમ રાખી બધો આનંદ અંતરમાં દબાવી ગંભીર બની બેઠો છે. વિપત્તિમાંથી છૂટેલો પુત્ર ઘેર આવે છે, પોતાના જ જુલમે દેશ ત્યાગી સહોદર ઘેર આવે છે, આજે પ્રથમની ભૂલો સુધારી તેને હૃદયમાં દબાવીશ, જૂના અપરાધોની માફી માગીશ. બન્ને બાહુઓ પ્રેમપૂર્વક ભેટશું, આવા આવા વિચારો કરતો હરિપ્રસાદ ગંભીર બની બેઠો છે.

એ સમયે રામપ્રસાદે બહારથી પોકાર કર્યો, "મોટા ભાઇ!" વિજયલાલે કાંપતા સૂરે કહ્યું. "પિ-તાજી, મા," રમાસુંદરીએ દોડી આવી સમદ્રારમાંથી પાછા ફરેલા પુત્રને છાતી સરસો ચાંપ્યો. હરિપ્રસાદે પોતાના દુર્બળ હાથવડે રામપ્રસાદને ગાઢ આલિંગન કર્યું. કેવું સુખ! કેવો આનંદ! મિલનમાં કેવું સુખ છે! હરિપ્રસાદે જાણી લીધું કે ભાઇને ભેટવાથી જે સુખ ઉપજે છે. તેવું સુખ હજારો રૂપીઆની કમાણીમા નથી. આવી આનંદદાયક શાંન્તિ બીજે કયાંય મળે તેમ નથી.

રમાસુંદરીનું દુર્બળ શરીર આનંદની લાગણી સમાવી શક્યું નહિ. તે કંપતી કંપતી પુત્રના ખોળામાં બેભાન થઈ પડી. વિજયે બીકથી ચીસ પાડી કહ્યું, "ઓ. કાકા! સત્યાનાશ વળ્યું! માને આ શું થયું!"

રામપ્રસાદ તે તરફ ગયો. રમાસુંદરીના મોં પર પાણી છાંટ્યું. થોડીવારમાં તેને ભાન આવ્યું. તેણે આંખો ઉઘાડી જોયું. રામપ્રસાદે તેનું માથું ખોળામાં લીધું છે, તે તેનાં મોં પર પથરાયેલા વાળ

ખસેડી નાખે છે. પોતાના દુપટ્ટા વડે વાળ કોરા કરે છે. વિજય પાસે બેઠો બેઠો પવન નાખે છે. પ્રભાવતી પાણીનો લોટો લઇ એક બાજુએ બેઠી છે. દૂર હરિપ્રસાદ બેઠો છે. આંખો ઉઘાડી આ દૃશ્ય જોઇ તેણે પાછી આંખો મીંચી દીધી. તે વિચારવા લાગી "જો આવી સ્થિતિમાં મારૂં મોત થાય તો કેવું સારૂં ! આજે મારે માટે કેવો આનંદનો દિવસ છે ! મેં મારાં પોતાનાં કૃત્યોથી આ આનંદ ગુમાવ્યો હતો. મેં પોતે જ પોતાનાં ને પારકાં કર્યાં હતાં મારા જેવા પાપિષ્ઠ આ દુનિઆમાં કોણ હશે ?"

રામપ્રસાદે પુછ્યું, "ભાભી ! કેમ છે ? હવે જરા સારૂં લાગે છે ?"

રમાસુંદરી બેઠી થઇ. તે રડતી રડતી રામપ્રસાદના હાથ પકડી બોલી. "ભાઇ ! હું બહુ પાપી છું હું તમારી સમક્ષ લાખો ગુન્હાથી ગુનહગાર બની છું. તમે મને ક્ષમા આપશો ? હું તમારાથી મોટી છું, તમારી વડીલ છું, એટલે તમારા પગમાં માથું નમાવતી નથી. પણ જો તેમ ન હોત તો આ માથું તમારા ચરણમાં નમત."

રામપ્રસાદ તેને પ્રણામ કરી બોલ્યો. "એ બધી વાત જવા દો. ભાભી ! ક્ષમા શાની માગો છો ? કદાચ તમે ભ્રમથી કુકાર્ય કર્યું હોય તો તેનું યોગ્ય પ્રાયશ્ચિત થયું છે. હવે એ બધી વાત ભુલી જાઓ. વિજય ઘેર આવ્યો છે, તેને લઇ સુખી થાઓ. જૂનાને જવા દો, ચાલો હવે આપણે નવો સંસાર માંડીએ."

ત્યાર પછી રામપ્રસાદે પ્રભાવતીને નમસ્કાર કરી સરયૂના કુશળ સમાચાર પૂછ્યા.

ગામનાં માણસો રામપ્રસાદને મળવા આવવા લાગ્યાં. રામપ્રસાદે

બધાની સાથે વાતચીત કરી રજા આપી. સૌભાગ્યચંદ અને માજી સૌ પહેલાં આવ્યાં હતાં. તેણે પ્રભાવતીને રાંધવાની મના કરી. બધાંને પોતાને ઘેર જમવાનું નિમંત્રણ આપ્યું પોતે તે સંબંધી તૈયારી કરવા ઘેર ગયાં.

આ પ્રમાણે આનંદમાં દિવસો વીતવા લાગ્યા. રામપ્રસાદને પ્રભાવતીની સારવારથી રમાસુંદરી તથા હરિપ્રસાદ થોડા રોજમાં સંપૂર્ણ તંદુરસ્ત થઇ ગયાં. મનની શાંતિ સિવાય હોશિયાર વૈદ્ય પણ કંઇ કરી શકતો નથી. હરિપ્રસાદ અને રમાસુંદરીને મનની શાંતિ પ્રાપ્ત થઇ હતી. હવે તેને કોઇ પણ દવાની જરૂર ન રહી.

રામપ્રસાદની રજા પૂરી થવા આવી. તે ઘરની વ્યવસ્થા કરી વિજયને સાથે લઈ મુંબઈ ગયો, પ્રભાવતી રામપુર જવા તૈયાર થઈ. જતી વખતે રમાસુંદરીએ તેને કહ્યું કે " બ્હેન ! મેં ગમે તેટલા ગુના કર્યા હોય છતાં હું તારી જેઠાણી છું. એ વાત વીસરી જતી નહિ. મને ભૂલતી નહિ. બોલાવવા માણસ મોકલું કે તરત આવજે."

વિજયનો સ્વભાવ સુધરી ગયો છે. પહેલાંનો વિજય અત્યારના વિજય કરતાં તદ્દન જુદો હોય તેમ જણાતું હતું. રામપ્રસાદે તેને ધંધે વળગાડી દીધો છે. તે હરિલાલને ત્યાં જમે છે, જે કંઇ પગાર આવે તે બધો મહિને મહિને ઘેર મોકલી દે છે. અત્યારે તેને જોઇ કોઇ પણ માણસ અગાઉ તે ખરાબ માણસ હશે એમ ધારે નહિ.

હરિપ્રસાદે ઘેર રહી રામપ્રસાદના પૈસાથી એક નાના પાયાપર વેપાર શરૂ કર્યો છે. અનાજ ખરીદી વેચવાનો ધંધો ધીમે ધીમે આગળ વધ્યો છે. ધીરે ધીરે પ્રથમની સ્થિતિ પ્રાપ્ત થતી જાય છે.

દિવાળીના તહેવાર પર રામપ્રસાદ તરંગિણી સાથે ઘેર આવ્યો છે. પ્રભાવતી પણ મોહનપુર આવી છે. ઘણા દિવસે સુધા પણ બાપને ઘેર આવી છે. રામપ્રસાદ વિજયને સાસરે જઇ તેની વહુને તેડી લાવ્યો છે. તેના મોઢે જમાઇનાં વખાણ સાંભળી વિજયના સસરાએ પોતાની દીકરીને મોકલવાની ના પાડી નથી.

ઘણા દિવસે દેસાઇજીને ઘેર આનંદની રેલ ચાલવા લાગી. ઘરમાંનાં બધાં આનંદસાગરમાં નહાય છે. પુણ્યના સ્પર્શથી ઇર્ષ્યા, અદેખાઈ વગેરે અદૃશ્ય થઇ ગયું છે.

રમાસુંદરી હવે ખરી ગૃહિણી થઇ છે. પેલી સ્વાર્થી, વિલાસિની રમાસુંદરી કે જેણે સુખી સંસારને દુઃખી કરી મૂક્યો હતો, તે એ દુઃખરૂપી આગમાં વિશુદ્ધ થઇ છે. હવે તે સમજી ગઇ છે કે સ્વાર્થમાં સુખ નથી. સુખ છે પરમાર્થમાં. આત્માને ભોગ ભોગવાવી સંતુષ્ટ કરવામાં સુખ નથી પણ આત્મત્યાગમા સુખ છે. તે એકલી બધું કામ કરે છે. પ્રભાવતી કામ કરવા જાય છે તો તે હસતી હસતી તેના હાથમાંનું કામ ઝૂંટવી લે છે. બધાને જમાડી, બધાને તૃપ્ત કરી પોતે જમે છે. દુઃખ, ગરીબાઈ અને દુર્દશાની આગમાં તપી તેના બધા દોષો સળગી ગયા છે. હવે તે વિશુદ્ધ કાંચન બની છે. હવે તેનું તેજ સ્નિગ્ધ શાંત, રમણીય બની બધાંને સંતોષ પમાડે છે.

પાંચ વર્ષમાં તો પાછી પહેલાંના જેવી સ્થિતિ થઇ ગઇ. વળી આબરૂ જામી. વિજયને એક પુત્ર થયો છે. હરિપ્રસાદ અને રમાસુંદરીનો આનંદ માતો નથી.

બે વર્ષ થયાં હરિલાલ મરણ પામ્યા છે. મનોરમા દીકરી તથા

જમાઈ સાથે મુંબઇ રહે છે. મુકતા હજુ જીવતી છે. રામપ્રસાદનાં છોકરાંને ઉછેરી મોટાં કરે છે. છોકરાં પણ મુકતા સાથે હળી ગયાં છે.

સરયૂ વીરમગામમાં છે, દેવીદાસ તેને પ્રભાવતી પાસે વારંવાર મોકલતા નથી. તે કહે છે કે "વહુ તો અમારા ઘરની લક્ષ્મી છે. તે ન હોય ત્યારે અમારાં ઘરમાં અંધારૂં ઘબ થઇ જાય છે. અમે બધા અરધા ભૂખ્યા રહીએ છીએ. સરયૂની પેઠે આગ્રહપૂર્વક જમાડનાર બીજું કોણ છે? અમે તેને છોડી કયાં જઇ રહીએ." આમ હોવાથી સરયૂ પ્રભાવતી પાસે ઘણે દહાડે એકાદવાર આવી જતી. કેવળ રામપ્રસાદ જ્યારે મોહનપુર આવતો ત્યારે ત્રણચાર રોજ માટે સરયૂ પોતાનાં છૈયાંછોકરાંને લઈ આવતી. સરયૂ તે સાક્ષાત્ અન્નપૂર્ણા જ હતી. તેના આવવાથી આખા ઘરમા આનંદની રેલ ઉઠતી.

બીજાનું હિત કરવામાં તત્પર રહેતાં માજી, પુત્ર પૌત્રાદિકને છોડી છ માસ થયાં પરલોક સિધાવ્યાં છે. તારાચંદ અને સૌભાગ્યચંદે તેની પાછળ સારી રીતે દાડો–પાણી કર્યાં છે. રામપ્રસાદે એ ખર્ચનો અરધો ભાગ આપ્યો છે.

અમે આ સ્થળે અમારી નવલકથાની પૂર્ણાહુતિ કરીએ છીએ. હરિપ્રસાદ ઉતરતી વયમાં પુષ્કળ કમાયો, એ બધી કમાણી રમાસુંદરીને આપવા તૈયાર થયો એટલે રમા બોલી ઉઠી કે હવે મને એ જાળમાં ન ગુંથવો! રૂપીઆની ગરમી સહેવી મુશ્કેલ છે. એ ગરમી ન વેઠાવાથી એક વખત ગાંઠીતૂર બની ગઈ હતી અને ગાંડાઇમાં ને ગાંડાઇમાં ઘરમાં આગ લગાડી હતી. હવે એ બધું મારાથી દૂર રાખો. પૈસો

પેદા કરવો એ પુરુષનું કામ છે. સ્વામી, પુત્ર, અતિથિ વગેરેની સેવા કરવી એ સ્ત્રીનું કામ છે."

હરિપ્રસાદે હસતાં હસતાં કહ્યું, "જે સંસારમાં રામપ્રસાદ જેવો આદર્શ છે, તે સંસારમાં કોઇનાં પદસ્ખલનની સંભાવના નથી."




છપાય છે

આ પુસ્તક પછી ૩ જા વર્ષનું બીજું પુસ્તક ૧૮૫૦ નો બળવો, ભા-૨ જો આપવામાં આવશે.

# ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા

## વાર્ષિક લવાજમ ૫–૪–૦

### પ્રવેશ ફી ૧–૦–૦ શરૂઆતમાં

**પહેલું વર્ષ**

| | | |
|---|---|---|
| ૧ રાજા રામકૃષ્ણ | પૃ. ૪૦૦ | ૩–૪–૦ |
| ૨ સિરાજદ્દૌલા | પૃ. ૫૦૦ | ૩–૮–૦ |
| ૩ હિંદના હીરા | પૃ ૨૨૫ | ૧ ૪–૦ |

**બીજું વર્ષ**

| | | |
|---|---|---|
| ૧ વજીરનંદિની ગુલએગમ | પૃ. ૪૦૦ | ૨–૮–૦ |
| ૨ મીર કાસિમ | પૃ ૩૦૦ | ૨–૦–૦ |
| ૩ બળવાના ઇતિહાસ ભા. ૧ | પૃ. ૬૨૫ | ૪–૮–૦ |

**ત્રીજું વર્ષ**

| | | |
|---|---|---|
| ૧ રમાસુંદરી | પૃ. ૩૧૬ | ૨–૮–૦ |
| ૨ બળવાનો ઇતિહાસ ભા. ૨. | પૃ. ૭૦૦ | છપાય છે |
| ૩ નારાયણી | પૃ. ૩૦૦ | છપાય છે |

પાછલા વર્ષનાં સેટો ખલાસ થઇ જવા આવ્યા છે; ૧૯૨૨ ના અને ૧૯૨૩ ના સેટના રૂ. ૬–૪–૦ લેવામાં આવે છે. પ્રવેશક ફી નો રૂ. ૧) જુદો

લખો:- લાભશંકર જીવરાજ જોશી.

**કુદ્રુંબીનું કારસ્થાન** ભા. ૧–૨ પાપી મનુષ્યોના ક્રૂર કૃત્યો, સત્યનો જય દુષ્ટની ખુવારી વિગેરે ખાસ વાંચવા લાયક અદ્દભૂત નવલ કથા પાકું સોનેરી બાઇન્ડીંગ પૃષ્ઠ સંખ્યા ૨૫૦ ઉપરાંત છતાં કિંમત દરેક ભાગના ૨–૮–૦

**સ્નેહલગ્નની સુંદરી ભા. ૧–૨–૩** એક સંસારીક નવલકથા, જેમાં કહેવાતા ફક્ત નામનાજ ગ્રહસ્થોના ભોપાળા વિગેરેની અજબ રીતની ચાલાકી જોવી હોય તો જરૂર વાંચો ભા. ૧—૨ કિંમત ૩–૮–૦

**ચાલીસ ચહેરાનો માણસ** આ અદભુત ડીટેકટીવ નવલકથા આજ સુધીમા પ્રકટ થયેલી ડીટેકટીવ નોવેલો કરતાં જુદાજ પ્રકારની છે જેમાં એક ચોર ભયંકર અડંગ ઉઠાવગીર, પોલીસની આખમાં ધોળે દિવસે ધુળ નાંખી, ભલભલા ડીટેકટીવને હંફાવનાર ક્ષણે ક્ષણે પોતાના ચહેરાને અજબ રીતે બદલનાર, પણ તેના જીવનમાં એક યુવતિના મુખ દર્શનથી થયેલી ગેબી અસરનો ચમત્કાર પુર્ણ ચિતાર આપ્યો છે ડીટેકટીવ નોવેલ હોવા છતાં તેમાં શૃંગાર, કરુણા, વિગેરેનો આબેહુબ ચિતાર આપ્યો છે. સોનેરી બાઇન્ડીં. પૃષ્ટ ૪૦૦ છતાં કિંમત ૩–૮–૦

શુધ્ધ અને સાત્વિક ખોરાક મેળવવાનું ફક્ત એકજ મથક.




ઠે૦ ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલની સામે, મ૦હેલ સ્ટ્રીટ—મુંબાઈ ૨

**અમારા ચાલુ ગ્રાહકોના લાભાર્થે હમેશાંને માટે દરેક બુધવાર તથા રવીવારે જમણ આપવામાં આવશે.**

**ખાસ ઉંચ વર્ણના હિંદુ ગૃહસ્થોને જમવાની સગવડ**

અનિયમિત જમનાર ગૃહસ્થો માટે કુપન બુકની સગવડ રાખવામા આવી છે.

| પાસ | | એક ટંકના | કુપન બુક. | |
|---|---|---|---|---|
| માસ એકના | રૂ. ૨૫–૦–૦ | રૂ. ૧૭ | ટંક ૬૦ ના | ૩૦–૦–૦ |
| અડધા માસના | રૂ. ૧૨–૮–૦ | | ટંક ૩૦ ના | ૧૬–૦–૦ |
| અઠવાડીઆના | રૂ. ૭–૦–૦ | | ટંક ૧૫ ના | ૯–૦–૦ |

વધુ ખુલાસા માટે મેનેજરને મળો:—

લી. ધી કેસરી હિંદુ લોજ